# ફક્ત સભાસદો પ્રત્યે જાહેર નિવેદન.

આ જાહેર નિવેદનથી જણાવવાનું કે યતિવર્ય પ્રેમચંદજી મુકામ રતનગઢ; એમણે લખેલા તેરાપંથી નાટકનું આ ગુજરાતી ભાષાંતરપાના ૧ અ થી ૮ અ સુધી મુંબઇ ખાતે શ્રી. વૈશ્વાનર પ્રીં. પ્રેસ ૧૬૩ પાંજરાપોળ રોડમાં છપાયા છે. અને લખાણના પાના ૧ થી ૩૨૦ સુધી સુરત ખાતે છપાવીને તે પુસ્તક અમે આજરોજ સુરત ખાતે ફક્ત સુરત શહેરનાજ સભા સદોમાં ખાનગી રીતે ફેલાવા માટે સરક્યુલેટ કર્યું છે.

આ પુસ્તકમાં થયેલી ભુલો સુધારવા શુદ્ધિ પત્રક મુક્યું છે. તે સિવાય પણ બીજી ભુલો રહી ગઈ હોય, એ સંભવીત છે. માટે આ પુસ્તક; મુળ હિંદી પુસ્તકથી, જ્યાં જેટલે અંશે જુદું પડતું હોય, ત્યાં તેટલે અંશે, તથા બધીજ બાબતોમાં, મુળ પુસ્તકનેજ; સભાસદોએ પ્રમાણભુત માનવાનું છે. મુળ પુસ્તકથી આ તરજુમો, જેટલે અંશે અસત્ય અથવા ગેરસમજ ભર્યો હોય, ત્યાં ત્યાં તેટલે અંશે, આ તરજુમો રદ્દ થયેલો સમજવો.

જૈન ધર્મને લગતાં, જુના પુસ્તકો, તૈયાર કરી છપાવી, તે ફક્ત સુરત શહેરના સભાસદોમાંજ, ખાનગી પ્રચાર માટે, સરક્યુલેટ કરવા, એ રીતની અમે વ્યવસ્થા કરી છે. એનો ઉદ્દેશ એ છે, કે એથી બધા જૈન સંપ્રદાયો એક બીજાને ઓળખી શકે અને બધા જૈન સંપ્રદાયોમાં પરસ્પર પ્રેમ અને બંધુત્વની ભાવના ખીલે. આર્થિક સંજોગોને અનુસરીને, આ યોજના ફક્ત સુરત શહેર પુરતી અને તે પણ ફક્ત સુરત શહેરના સભાસદો પુરતીજ રાખવામાં આવી છે; અને સભાસદોમાં, તેમના ખાંનગી અને વ્યક્તિગત ઉપયોગ માટે,

ખાનગી સરકયુલર તરીકે, આ પુસ્તક સરકયુલેટ કરવામાં આવ્યું છે. સભાસદોની સંખ્યા [illegible] હોઈ, આ પુસ્તક ટાઈપ ન કરાવતાં, અથવા હસ્તલેખીત સરકયુલર રૂપે સભાસદોમાં ન ફેરવતાં તે છાપેલા ખાનગી સરકયુલર રૂપે, સભાસદોમાં સરકયુલેટ કરવામાં આવ્યું છે.



આશા છે, કે આ પુસ્તક બધા જૈન સંપ્રદાયોને એકત્ર કરવા, તેમનામાં પરસ્પર બંધુભાવ વધારવો, અને ભગવાન મહાવીરના ઉચ્ચ સિદ્ધાંતો, જેવાં કે દયા દાન ઈત્યાદિનો જનતામાં પ્રચાર કરવો, અને માનવ કલ્યાણનો મહાન જૈન હેતુ સાધ્ય કરવો અને એ રીતે આર્ય સભ્યતાનો ડંકો જગતભરમાં વગાડવાની સભાસદોને પ્રેરણા થાય, એ પંથે સભાસદ ભાઈઓને આગળ વધારશે. તેમ થતાં સભાસદ તરીકેનો મારો પરિશ્રમ હું સફળ થયેલો સમજીશ.

લી૦ ડી. ચુ. શાહ. (સુરત.)



## ભૂમિકા.

આપ વાંચકોની સેવામાં, હું મારી આ તેરહ પંથી નાટકની જે પુસ્તીકા રચીને, ભેટ કરૂં છું, તે ગ્રંથની બાબતમાં, મારે એ કહી દેવું આવશ્યક છે, કે પાઠકો આ ગ્રંથને વાંચે, અને વિચારે, પણ તેમ કરતી વખતે તેઓ એમ ન માની લે, કે આ તેરા પંથમાં હસ્તી ધરાવે છે, એવું જણાવતી; આ ગ્રંથમાં જે નવી નવી વાતો જણાવી છે, તે એવી છે, કે જે કદી કોઈએ જોઈ નથી કે સાંભળી, નથી; તો પછી એ વસ્તુઓ અસ્તીત્વમાં હોય, એ શી રીતે બની શકે. પરંતુ હું જણાવું છું કે એમાં જણાવેલી બધી વાતો તદન ખરી છે. મે મારી બુદ્ધિથી કોઈ નવી વાત બનાવી કાઢી નથી.

જેટલી હકીકતો લખી છે, તે બધી એવીજ હકીકતો લખી છે, કે જે તેરા પંથી સાધુ અને શ્રાવકોના આચાર–વિચારમાં વિદ્યમાન છે, એ આચાર વિચાર પાળનારાઓ તેરા પંથી સાધુ તથા શ્રાવક જૈનના નામથી તો, ઓળખાય છે, પણ જોવા જઇએ, તો જન ધર્મ ઉપર કલંક લગાડનારા આ તેરા પંથ ધર્મનો જૈન સાહિત્યમાં કાંઇ પત્તો પણ નથી. એનું કારણ એ છે, કે જૈન ધર્મમાં મૂળભૂત તત્વરૂપે હસ્તી ધરાવતી મુર્તિપૂજાને તો આ તેરા પંથના દાદાગુરૂજ સંવત ૧૭૩૫ માં બંધ કરી ચુકયા છે. હવે રહ્યા જૈન ધર્મના મુળભુત તત્વરૂપે દયા અને દાન. એ બન્ને તત્વોને એ તેરા પંથના ઉત્પાદક ભીખમજી–એ ઉડાવી દીધાં છે. અરે, ઉડાવીજ શું દીધા છે; પણ દયા અને દાન કરવાના કાર્ય-પરત્વે એવી એવી કુયુકિતઓ વાપરીને તે દવારા તેનો વિરોધ કરી, એમના તેરા પંથવાળાઓને એવા મોહમાં નાંખ્યા છે; કે હવે કદાચીત કેવળી ભગવાન પણ આવીને તેરા પંથીઓને સમજાવે, તો પણ તેઓ દયાદાનના કાર્યમાં ધર્મ છે એમ માને, એ અસંભવીતજ છે. એનું કારણ એ છે કે તેરા પંથના સ્થાપક અને આચાર્યોએ તિર્થંકર ભગવાન ઉપરજ દશ દોષો ઠોકી બેસાડયા છે અને તેમણે કહી દીધું છે. કે ભગવાને પણ ભુલો કરી છે. એટલુંજ નહીં પણ તિર્થંકર મહાવીર સ્વામીએ, જે વરસીદાન આપ્યું હતું; તેના સંબંધમાં પણ તેરા પંથી ગુરૂઓએ એમ કહી દીધું છે. કે મહાવીર ભગવાને જે વરસીદાન આપ્યું હતું, તેના પરિણામરૂપે ભગવાનને બાર વરસ દુઃખ પડયું હતું. હવે કહો વાંચકો તિર્થંકરો, કે જેઓ ગૃહસ્થપણામાંજ ત્રણ જ્ઞાનના ધણી હોય છે અને સાધુ અવસ્થામાં જેમને ચાર જ્ઞાન પ્રાપ્ત થાય છે; તેઓ શું કદી

ભુલો કરી શકે છે ? એ પ્રશ્નના જવાબમાં તો કહેવુંજ પડશે, કે એમને ભુલેલા કહેવા સર્વથા મિથ્યા છે. પણ કેવળીઓ અને તિર્થંકરો, તથા તેમના પરિપુર્ણ અને તેમની શકિતઓ; એ બાબતોનો કાંઇ પણ વિચાર ન કરતાં, ભીખમજી તો એટલે સુધી લખી ગયા છે, કે અગર કોઇ વ્યકિત કોઇ જીવને મારનારાથી બચાવશે તથા અન્ય જળ વસ્ત્રાદિ આપીને દુઃખી જીવનું પોષણ કરશે, તો તે કાર્યો કરનારાને ૧૮ પાપ લાગશે; પણ જે જીવને મારશે તેને ફકત એકજ પાપ લાગશે. આ ઉપરથી વાચકો ! તોલ કરીને જુઓ, કે ભીખમજીએ કયાં સુધી અસત્ય લખી માર્યું છે. તમે વાંચકોએ પણ કોઇ સુત્રમાં એવું લખેલું જોયું છે, યા સાંભલ્યું છે; કે જીવ બચાવનારને ૧૮ અઢાર પાપ લાગે છે અને જીવ મારનારો સત્તર પાપોથી બચી જાય છે ? અર્થાત તેને ફકત એકજ પાપ લાગે છે ? જે તેરા પંથમાં આવા આવા નિયમો હોય તે પંથના અનુયાયીઓને કોઇ પણ જૈન ધર્મી, એમ કહી શકે છે. કે તે **જૈન** છે ? પણ હજી સુધી તો અમારી મોટા ભાગની જૈન જાતિઓ તો એટલું પણ જાણતી નથી કે દયા દાનને ન માનવાવાળો અને છતાં જૈનોમાં ગણનારો તેરા પંથી સંપ્રદાય જૈનોમાં ફુટી નીકલ્યો છે. પણ એ વાત. એ ખરી છે, કે આવો સંપ્રદાય **જૈન** સંઘમાં પ્રગટ થયો છે; એવું જૈનો જાણી પણ કેવી રીતે શકે; કારણ કે આ તેરા પંથના સાધુ તથા સાધ્વીઓની ભણેલાગણેલાઓની સામે તો ડાળ ગળતી નથી એટલે શિક્ષીત પ્રદેશોમાં વસતા જૈનોને આવા સંપ્રદાયના અસ્તીત્વની ખબરજ કયાંથી હોય ? ફકત મારવાડ તથા મેવાડ અને થલી દેશમાં તો એમનું તેરા પંથનું રાજ્ય છે, એમ સમજી લેવું જોઇએ ત્યાંના ભોલા

(જૈન ધર્મથી અજ્ઞાત) લોકોને એમણે મોહમાં નાખ્યા છે અને એમને એમ સમજાવી દીધું છે, કે અગર ભારતવર્ષમાં જૈન સાધુઓમાં જો કોઇ શુધ્ધ સાધુઓ હોય, તો એક માત્ર અમે તેરા પંથના સાધુઓજ છીએ આથી તમારે જે દાન આપવું હોય, તે માત્ર અમનેજ આપવું જોઇએ અમને આપવાથીજ તમને મોક્ષ ફળની પ્રાપ્તી થશે. અમારા સિવાયના બીજા બધા સાધુંઓ કુગુરૂ અને ખોટા ભેખ ધારી છે, બસ, બસ, આવી આવી જુઠી નિંદા ઠોકે રાખીને, ભલા જીવોને ભરમાવી મુકયાં છે અને એમના અંધશ્રદ્ધાળુ શ્રાવકો કહેવા મંડી ગયા છે, કે આખા જગતમાં અમારા સાધુઓજ શુદ્ધ સાધુઓ છે. આવા શુદ્ધ સાધુ ભારતમાં બીજા કોઈ છેજ નહી એક દૃષ્ટિએ આ વાત ખરી છે. કારણ કે એમના પંથમાં એવા એવા કામો થાય છે, કે જેમકે ગુરૂ વિના સાધુ થઇ શકાય એવો પંથ ચાલુ કરવો. ગુરૂનિંદા અને દેવ નિંદા કરવી, અને બધાની નિંદા કરીને આપણને પોતાનેજ મોટાં બનાવવા; પંચ મહાવ્રત લેવા છતાં કાચું પાણી પીવું, શાક ભાજી વિગેરે ખાવા, ઈત્યાદિ; આ તો ફકત પ્રથમ વ્રતની વાતો થઈ હવે બીજી બાબતો સાંભળો બીજા વ્રતમાં જુઠું બોલવું, ત્રીજા વ્રતમાં ભગવાનના વચનની ચોરી કરવી; કાવ્યોમાંથી તેના રચનારા પૂર્વાચાર્યોના નામો ઉડાવી દઇ ત્યાં પોતાનાં નામો ગોઠવી દેવા ચોથા વ્રતમાં સાધ્વીઓની સાથે સાધુઓએ એકાંતમાં ભોજન કરવું, સાધ્વીઓના મકાનમાંજ સાધુઓએ સુવું સાધ્વીઓ પાસે આખો દિવસ સાધુઓએ પોતાની સેવા કરાવવી, રાતના દસ વાગ્યા સુધી સ્રીઓને પોતાની પાસે રાખવી વિગેરે, હવે એમનું પંચમવૃત સાંભળો, સાધુઓની પાસે મોટામોટા કપડાં હોય; તો પણ એટલા વધારે કપડાં

વહોરવાં કે તે સાધ્વીઓ પાસે ઉચકાવીને ગામેગામ ફેરવવા પડે, તેમજ વધારે પાત્ર અને વધારે ઉપકરણો રાખવા. આવા કામો તેરા પંથના સાધુઓ કરે છે. હવે ભારત ભરમાં આ તેરાં પંથ સિવાય એવા કયા સાધુઓ છે, કે જેઓ આવા નિયમો પાળે અને છતાં પોતાના શુદ્ધ સાધુઓ તરીકે ઓળખાવે ? વાંચકોને કદાચિત એવી શંકા હોય, કે આ સંપ્રદાયના સ્થાપક યા સાધુઓએ ભગવાનના વચનો ઉત્થાપ્યાં નથી અને દાનદયાનું ખંડન કર્યું નથી, તથા આચાર્યોની વાણીની ચોરી કરી નથી, તો આ શંકાના નીવારણને અર્થે આ સંપ્રદાયના અનુયાયીઓ પાસેથી એમના સંપ્રદાયના પુસ્તકો લઇને, પાઠકો તે જોઇ શકે છે. તેમ કરવાથી તેમની શંકા દૂર થશે. કદાચિત કોઇને સાધુના આચાર વિચાર તથા પંચમહાવૃતની પરિક્ષા કરવી હોય, તથા તેરા પંથના શ્રાવકોના આચાર વિચારની પરિક્ષા કરવી હોય તો થોડા દિવસ થલી પ્રદેશનો પ્રવાસ કરી જુઓ. તો ધીરેધીરે બધી વાતો માલમ પડી આવશે. હુ પણ જ્યારે ૩૨ વર્ષ આ પંથમાં રહ્યો, ત્યારેજ મને પણ સંપ્રદાયમાંનું થોડું થોડું જાણવાનું મલ્યું. આખરે મેં જ્યારે આ પંથમાં ઢોંગ સિવાય બીજો કાંઇ સાર ન જોયો, ત્યારે આ તેરા પંથમાંથી અલગ થઇને આ પુસ્તક બનાવ્યું. એ પણ એજ ઉદ્દેશથી બનાવ્યું છે. કે અન્ય દેશના ભોળા લોકો, ખાલી ઢોંગને જોઇને, આ પંથની જાળમાં ફસી ન પડે. એથી પાઠકોને એવી પ્રાર્થના છે. કે તેઓ આ પુસ્તકો જાતે વિચારપુર્વક વાંચે અને પોતાના ઈષ્ટમિત્રોને વંચાવે, કે જેથી આ પંથના નિયમો અને આચાર વિચારોનો તેમને પરિચય થઇ જાય. વાંચકોને એ પણ અમારી પ્રાર્થના છે, કે આ પુસ્તકમાં

જે કાંઇ અશુદ્ધ હોય યા કોઈ પણ રીતે કાંઇ ખોટું લખાયું હોય તેને તેઓ સુધારી લે; કારણ કે આ પુસ્તક કોઈની નિંદા માટે નહિ, પણ સત્ય ઘટના જાહેર કરી સાચા જૈન ધર્મનો પ્રચાર કરવા માટેજ રચ્યું છે. આ રીતે વાંચકોને દોષો સુધારી લેવાનો જે પરિશ્રમ પડશે, તેની વાંચકોની પાસે હું ક્ષમા માગું છું, અને કહું છું કે આ દૃષ્ટિએ, આ પુસ્તકનું અવલોકન કરાશે, તો હું મારી મહેનત, સફળ થયેલી સમજીશ, ઇત્યલમ.

સહી. **યતિવર્ય પંડિત પ્રેમચંદજી.**

---

# શુદ્ધિપત્ર.

| પા. | લી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૨ | ૫ | તેવા સાધુઓને | તેવા દિક્ષા લેવા તૈયાર થયેલાઓને. |
| ૨૨ | ૧૧ | આ સાધુઓ | આ વેરાગીઓ |
| ૨૧ | ૨૦–૨૧. | કેરીઓ કાપીને તેની ચીરીઓ કરીને ખાય છે અને | કેરીની ન્હોરી આણેલી ચીરીઓ ખાય છે અને |
| ૩૧ | ૧૯ | રસ કાઢીને પીએ છે. વઘારીને ખાધી છે | રસ પીએ છે. ખાધી છે. |
| ૩૫–૨૬–૩૬ | ૭–૧૭–૧૭ | સાધુઓ | ગૃહસ્થો |
| ૩૭ | ૨ | રાખ નાંખીને તે | રાખ નાંખેલું. |

## ॥ तेरापंथी नाटक

## श्री तेरापंथी नाट

### दोहा.

દોહરો

मंत्र जंत्र नहिं औषधी, गुटिका नांहि पती ॥
मरते युगजि वावियो, जीवणदास वती ॥ १ ॥
जीवण शिष्य घमडो हुओ, तसु शिष्य सुन्दर ।
ज्ञानचंद्र तसु पाटधर, तसु शिष्य फते करंदर ॥ २ ॥
कनकशिखर तसु शिष्य हुए, युक्तिराज तसु पाट ।
युक्तिशिष्य प्रीतम थयो, कियो नाटक वहु ठाट ॥ ३ ॥

યતિ જીવણદાસે જનતાને ભ્રમમાં નાંખનારા મંત્ર, જંત્ર, ઔષધી, ગુટીકા પટી ઇત્યાદિ કાંઇ પણ નિર્માણ કર્યાં નથી, માત્ર તેમણે ઉપકાર કરવા, શિષ્યવૃક્ષને વાવીને તેનેજ ઉછેર્યું હતું, એમની પાટે તેઓશ્રીના શિષ્ય ઘમડોજી થયા. તેમના શિષ્ય સુન્દરદાસ થયા. તેમના શિષ્ય જ્ઞાનચંદ્ર થયા. તેમના શિષ્ય ફતેચંદ્રજી થયા. તેમના શિષ્ય કનકશિખરજી થયા. તેમની પાટે યુક્તિરાજજી થયા. તેમના શિષ્ય પ્રીતમચંદ્ર થયા. એ પ્રીતમચંદ્રે આ અતિશય ઠાઠવાળું તેરાપંથી નાટક રચ્યું છે. ૧-૨-૩

### नामावली.

१ जीवनजी २ घमंडोजी ३ सूंदाजी ४ ज्ञानचंद्रजी ५ फतेचंद्रजी ६ कस्तूरचंद्रजी ७ जीवराजजी ८ प्रेमचंद्रजी.

## નામાવલી.

(૧) જીવણજી (૨) ધમડોજી (૩) સૂંદાજી (૪) જ્ઞાનચંદ્રજી (૫) ફતેચંદ્રજી (૬) કસ્તૂરચંદ્રજી (૭) જીવરાજજી (૮) પ્રેમચંદ્રજી.

॥ अथ तेरहपंथी नाटक लिख्यते ॥

: અહીંથી તેરાપંથી નાટક લખવામાં આવે છે :

## दोहा.

### દોહરો.

श्री सिद्धारथ नंदन नमूं, वर्द्धमान जिण चंद ।
अलिअ विघ्न करै, देव परम आनंद ॥ १ ॥

દેવોને પરમ આનંદ આપનાર, સઘળા વિઘ્નોને દૂર કરનાર અને જૈનશાસનમાં ચંદ્રની માફક શાંતિરૂપી અમૃત વરસાવનાર, એવા શ્રી સિદ્ધાર્થ મહારાજના પ્રિયપુત્ર ભગવાન વર્ધમાનદેવને હું અત્યંત પ્રેમ અને આદરથી નમન કરૂં છું. ૧.

सुर प्रशस्त जिनराजको, इणने कहसुन्दरसत्त ।
केवळ हंस ऊपर चढी, प्रणमूं जोडी हत्थ ॥ २ ॥

દેવોએ પણ જેમની સ્તુતિ કરી છે અને તેમણે જેને વિતરાગ માનીને વંદન કર્યું છે, એવા કેવળજ્ઞાન રૂપી હંસ ઉપર બીરાજેલા ભગવાન મહાવીર દેવને, હું બંને હાથ જોડીને વંદન કરૂં છું. ૨.

वांणी शब्द स्त्री लिंग है तिणसे मात कहाय ।
न मानें तो देख लै, शब्द शास्त्रके माहिं ॥ ३ ॥

જૈન ધર્મના સત્ય સિદ્ધાંતોનો પ્રકાશ કરવો અને સત્ય શું છે, એ જગતને બતાવી આપવું, એ મારો ઉદ્દેશ છે. મારો એ ઉદ્દેશ પાર પાડવા હું વાણી સાથે (ભાષા સાથે) ક્રીડા કરૂં છું, અર્થાંત વાણીમાં મારા વિચારો દર્શાવું છું. એટલે એક રીતે હું વાણીરૂપી સ્ત્રી સાથે રમણ કરૂં છું; પણ એમ કરવાથી, મને કશો દોષ લાગતો નથી; કારણ કે વાણીને શાસ્ત્રકારોએ જગતની માતા કહી છે. માતા સાથે બાળક જેવા પ્રેમથી ક્રીડા કરે છે, તેવી રીતે શુદ્ધ મનથી અને નિષ્કપટપણે હું પણ વાણીથી મારા વિચારોને અહીં પ્રકટ કરૂં છું. જેઓ વાણીને જગતની માતા માનતા ન હોય અને વાણીવિહાર માટે પણ મને દોષ દેતાં હોય, તેમને શબ્દશાસ્ત્ર જોવાની મારી વિનંતિ છે. શબ્દશાસ્ત્રના પ્રમાણો તેમનો ભ્રમ અવશ્ય દૂર કરશે. ૩.

सद्गुरुमें समरूं सदां, श्री जिणदत्त सुरिंद ।
कामं पड्यां हाजिर रहो, मेट देउ दुःख फंद ॥ ४ ॥

હું ગુરૂ વિના જ્ઞાન પ્રાપ્તિ થાય છે, એવું માનતો નથી; અને તેથીજ સદગુરૂમાં શ્રદ્ધા રાખીને મારા પવિત્ર સદ્ગુરૂ મહારાજ જિનદત્ત સૂરીશ્વરનું સદા સ્મરણ કરૂં છું. શિષ્યને કાંઇપણ કામ પડતા હે ગુરૂદેવ! આપ મારા આત્મામાં હાજર રહી, મને જ્ઞાનરૂપી પ્રકાશ આપજો અને મારા અજ્ઞાનનો અવશ્ય નાશ કરજો. ૪.

देखी जैसी भाखतां, दोष न दींजो मोय ।
लोक इसी चरचा करै, सांच सराप न होय ॥ ५ ॥

મેં તેરાપંથીઓના આચાર વિચાર જેવા જોયા છે, તેજ પ્રમાણેનું હું અહીં તેનું વર્ણન કરૂં છું. એ વર્ણનમાં અતિ-

અનર્થ થાય છે. ગામનો રાજા બગડે, તો તેથી ગામલોકોને ભારે સંકટ વેઠવા પડે છે અને જો વંશ કપુતના હાથમાં જઈ પડે, તો તેથી ભારે આફતો ઉભી થાય છે; તેજ પ્રમાણે ગુરૂવિના જ્ઞાન મેળવ્યાનો દાવો કરનારો અને આપોઆપ પોતેજ સાધુ બની બેસનારો પણ જૈનજગતમાં મહા અનર્થ પેદા કરે છે !! ૧.

गुरु विन ज्ञान मिलै नहीं, गुरु विन मिलेन सौख्य ।
गुरु विन मर्म मिटै नहीं, गुरु विन मिलै न मोक्ष ॥ २ ॥

ગુરૂવિના જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, ગુરૂવિના સુખ મળતું નથી. ગુરૂવિના મનમાં ઉપજતી ખોટી શંકાઓ પણ દૂર થતી નથી અને ગુરૂવિના કોઇને મોક્ષની પ્રાપ્તિ પણ થઈ શકતી નથી. ૨.

कस्तूरी नाभमें निपजै, पशु मर्म हुइ जाय ।
गुरु विनां भटकत फिरै, मृग जंगलके मांहि ॥ ३ ॥

ગુરૂવિના જ્ઞાન મળતું નથી અને સમિપની વસ્તુ પણ આપણે મેળવી શકતા નથી. એનું એક ઉદાહરણ જુઓ:— કસ્તુરી નામનો સુગંધી આપનારો પદાર્થ, મૃગની નાભીમાં તૈયાર થાય છે; પણ એ કસ્તુરી ક્યાં હોય છે, એનું જ્ઞાન આપનારો કોઇ ગુરૂ, મૃગને મળતો નથી. એથી કસ્તુરી પોતાનીજ નાભીમાં છે, એવું મૃગને ભાન થવા પામતું નથી. કસ્તુરીની સુવાસ આવતા, અમુક દિશાએથી સુવાસ આવે છે, એવી મૃગને ભ્રમણા થાય છે અને તેથી કસ્તુરી પાસેજ હોવા છતાં, તેની શોધમાં મૃગ આખું જંગલ રખડી વળે છે. ! ૩.

गुरु विन दीक्षा आदरै, जणरो चारित्र नांहि ।
भगवती सूत्र पच्चवीसमें, छटे उद्देसे मांहिं ॥ ४ ॥

જે મનુષ્ય ગુરૂએ આપ્યા વિના પોતે પોતાની મેળેજ દીક્ષા ગ્રહણ કરી લે છે, એ દીક્ષાને અને એ સાધુપણાને જૈનધર્મ માન્ય રાખતોજ નથી. એ રીતે વિના ગુરૂએ લીધેલી દીક્ષા, એ જૈનદીક્ષા નથી; એમ ભગવતી સૂત્રના પચ્ચીસમાં સૂત્રમાં છઠ્ઠા ઉદ્દેશમાં સ્પષ્ટ રીતે કહ્યું છે. ૪.

गुरु विन दीक्षा मानतो, तू क्यो दे दीक्षा हाथ ।
वैरागी अपणे मतै, आय मिलै तुम साथ ॥ ५ ॥

તેરાપંથીઓ ગુરૂ વિના સ્વયં પોતાની મેળે લેવાએલી દીક્ષાને જો પ્રમાણભૂત માનતા હોય, તો પછી તેરાપંથી ગુરૂઓએ શિષ્યોને દીક્ષા આપવાની જરૂરજ રહેતી નથી. એ રીતે જો ગુરૂઓ દ્વારા અપાતી દીક્ષાજ બંધ થશે, તો ખરેખર જાતેજ વૈરાગી બની બેઠેલાઓનું ટોળું, તેરાપંથમાં ભેગું થઇ જશે!

इन न्याय नहीं आवती, दिक्षा तुम गुरु जाण ।
निगुरु पंथ तेरह सही, पंथी करहु प्रमाण ॥ ६ ॥

જૈનધર્મને આ રીતે ગુરૂ વિના અપાતી દીક્ષા માન્ય નથી અને તે દીક્ષાઓ ન્યાયને પણ અનુકૂળ નથી. જે દીક્ષા ગુરૂદેવોથી અપાએલી છે, એજ સાચી જન દીક્ષા છે. નિગુરૂ પંથ (ગુરૂ વિના આપોઆપ દીક્ષા લેવી, એ દીક્ષા પણ સાચી દીક્ષા છે; એવું માનનારાઓનો પંથ) પાળનારા તેર માણસો

અને તેરાપંથીઓ આવી દીક્ષાને પ્રમાણ માનતા હોય, તો તે ખોટુંજ છે.

निगुरो एक मिलियो मती, पापी मिलो पचास ।
पापीसे निगुरा बुरो, यतो वाम मार्गी भाप ॥ ७ ॥

જૈન ધર્મથી વિપરિત વાતોને તેરાપંથ ફેલાવે છે, એથી તો એમજ કહેવાની ફરજ પડે છે, કે નિગુરામતના એક માણુસ કરતા, પચાસ પાપીઓ સારા છે. એવા પચાસ પાપીઓ કરતા એક નિગુરો વધારે અનિષ્ટ છે, કારણ કે એના ઉપદેશો વામમાર્ગ જેવા ભયંકર અને હાની કરનારા છે। ૭.

॥ इती तेरहपंथी–निगुरू नामने प्रथम प्रकर्ण समाप्तम्. ॥

: અહીં તેરાપંથી–નિગુરૂ નામક પહેલું પ્રકરણ સમાપ્ત:

---

## પ્રકરણ : ૨ : જું.

---

अथ तेरहपंथी कुलिंग वेश नामने द्वितीय प्रकर्ण प्रारंभ.

### : તેરાપંથી કુલીંગ વેશવર્ણન :

पागरनी राखै नही एतो गाती मारै डील ॥ पंथीडा ॥
मेवाड़ देसमें देखिया, गाती मारै भील ॥ पंथिड़ाए मार्ग नहीं जैनी साव काजी १.

તેરાપંથીઓ કચ્છ જેવું વસ્ત્ર રાખતા નથી અને ગાતી–ધોતીયાની ગાંઠ મારે છે, પણ ગાતી તો મેવાડ દેશના ભીલો

પણ મારે છે! હે તેરાપંથીઓ! આ વેશ એ કાંઇ જૈન સાધુઓનો સાધુવેશ નથી. ૧.

डोरे पोवे मुखवस्त्रिका, मुख बांधै सदैव ॥ पंथीडा
मारवाडमें देखिया, मुख बांधै पशु जीव ॥ पं० ओमाग २ ॥
डोरे पोव मुख वस्त्रिका, मुख बांधैं सदैव ॥ पंथीडा
आचारंगमें जिन कह्यो, उपजैं सनमूर्छित जीव ॥पंथी० ओमाण॥ ३ ॥
लांबे डाणे रजोहरण, जाने पुछ जिम ढोर ॥ पंथी० ॥
साह नहीं जिनराजका, एतो जैन धर्मका चोर ॥पंथी० ओमा ०४॥

તેરાપંથીસાધુઓ વસ્ત્રમાં દોરો પરોવીને એ વસ્ત્રથી મુખ બાંધી રાખે છે પણ એ રીતે મુખ બાંધી રાખવાથીજ કાંઈ જૈન સાધુ થઈ જવાતું નથી. મારવાડમાંતો પશુઓ પણ મુખ બાંધી રાખે છે, જો મુખ બાંધી રાખવાથીજ જૈનસાધુ બની શકાતું હોય, તો તો તેરાપંથીઓએ મારવાડના એ મોંબાંધેલા પશુઓને પણ પોતાના સાધુ અને ગુરૂઓ માનવા જોઇએ!! આચારાંગ સૂત્રમાં તો સ્પષ્ટરીતે કહ્યું છે, કે આવી રીતે મુખ આગળ વસ્ત્ર બાંધી રાખવાથી, તે વસ્ત્રમાં સન્મૂ-છિંત જીવ પેદા થાય છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે, કે હે પંથીઓ! તમે જે સાધુ વેશ પહેરો છો, એ કાંઈ શાસને કહેલો જૈનસાધુનો વેશ નથી.

ઢોરનું પૂછડું જેમ લટકે છે, તેમ તેરાપંથીઓના શરીર ઉપરના ઓઘો, મુહપત્તિ અને રજો હરણ નીચે લટકે છે. આવા વેશને ધારણ કરનારો જિનરાજનો સાધુ–શાહ નથી. જૈન ધર્મ સાધુવેશને માટે જે આજ્ઞા ફરમાવે છે, તે આજ્ઞાનો તેરાપંથી સાધુઓ જે વેશ ધારણ કરે છે, તેથી લોપ થાય છે; આથી

આવા વેશને ધારણ કરનારો જૈન ધર્મનો ચોર છે, એમજ જાણવું ઘટે છે. ૪.

कुलिंग वेश ते धारियो, मूल जैम अनुसार ॥ पंथी० ॥
पशु त्रिया बालक डरै, श्वान नांस परिगाल ॥ पंथी० ओमा० ५ ॥

તેરાપંથી સાધુઓ પહેરે છે તેવો ભુતડાં જેવો દેખાતો સાધુવેશ, એ જૈન સાધુવેશ નથી. આથી તે કુલિંગવેશ છે. એવાંવેશથી કાંઈ સાર્થક થતું હોય, તો એટલુંજ સાર્થક થાય છે, કે અજ્ઞાન સ્રીઓ અને બાળકોને "જો આ બાવો આવ્યો" એમ કહીને બીવડાવી શકાય છે. વળી મહોલ્લામાં રખડતા પશુઓ અને કુતરાઓ વગેરે પણ તે અપરિચિત વેશ જોઈને મૂઢ બની જાય છે!!

जितरी निंदा जैनकी, पंथीत करवाय ॥ पंथी ॥
आनंदविजयजी कह गये समकित शल्योमांहि ॥पं० ओमाण ॥६॥

સમકિતનો વિનાશ કરનારા શૈલ્યો ક્યા ક્યા છે, તે પં૦ આનંદ વિજયજી એ સ્પષ્ટ રીતે કહ્યું છે. તે છતાં એ શૈલ્યોને કર્તવ્ય માની તેને તેરાપંથીઓ અનુસરે છે; ખરેખર, આ રીતે તેરાપંથીઓના આચારવિચારથી, જૈન ધર્મની જેટલી નિંદા જગતમાં થાય છે, તેટલી બીજા કશાથી પણ થવા પામતી નથી.

इती कुलिंग वेशनाम्ने द्वितीय प्रकर्ण समाप्तम् ।

અહીં કુલિંગ વેશનામક બીજું પ્રકરણ સમાપ્ત.

॥ अथ जैन मुनि वेशनिरूपण कुलिंग वेश खंडन वर्णनम् ॥

: શ્રી જૈન મુનિ વેશનિરૂપણ અને કુલિંગ વેશનું ખંડન :

॥ दोहा ॥

દોહરા.

पंदरहसै पैतीसमें, लुंका दियो उपदेश ।
भूडे दीक्षा आदरी, विना गुरुके भेस ॥ १ ॥

શ્રી૦ લોંકાશાહ આ શાસનને માનવાનો દાવો કરનારા હતા. તેમણે ગુરૂવિના આપોઆપ પોતેજ દીક્ષા લીધી હતી, અને વર્ષ ૧૫૩૫માં તેમણે તેમના વિચારો પ્રમાણેનો ઉપદેશ આપવા માંડયો હતો. ૧.

वीरजो वोरो सुरतको, तसु विधिवा बेटी नाम ।
फूलांबाई नाम था, लीयो गोद पुत्र लव नाम ॥ २ ॥

ગુજરાતમાં આવેલા સુરત શહેરમાં વીરજી વોરા નામનો એક શ્રાવક હતો. તેને એક પુત્રી હતી. તે વિધવા હતી. તેનું નામ ફૂલાબાઇ હતું. તેણે લવજી નામના એક ગૃહસ્થને પુત્ર તરીકે દત્તક લીધો હતો. ૨.

लवलुंपक दीक्षा आदरी, वजरंग पूज्य पै आय ।
वजरंग छोड लव नीकरयो सतरह सैकेमांहि ॥ ३ ॥

એ લવજીએ લોંકાશાહી દીક્ષા ગ્રહણ કરી હતી. વળી તે બજરંગની પણ ઉપાસના કરતો હતો. સત્તરમાં સૈકામાં આ લવજીએ બજરંગની સેવા કરવાનું તજી દીધું હતું અને તે ચાલી નીકળ્યો હતો. ૩.

दशमी कालिक जानतो, ओर न जानतो सूत्र ।
डोरा घाल मुख बांधियो इन फूलांबाईके पुत्र ॥ ४ ॥

એ લવજી ફક્ત દશવૈકાલિકસૂત્ર જાણતો હતો. તે સિવાય બીજા કોઈ પણ સૂત્રની એને ખબર ન હતી. એ ધર્મજ્ઞાન રહિત કુલાબાઇના પુત્રે દોરો નાંખીને મોઢે મુહપત્તિ રાખીને મોઢું બાંધી લીધું હતું. ૪.

छूंका इकतीस मानियां, लव मान्थां वत्तीस ।
द्वादशांग जिन भाखया, वाकी कोन रच्या इक्कीस ॥५॥

શ્રી. લોંકાશાહે ફક્ત એકત્રીસ સૂત્રોનેજ માન્ય રાખ્યા છે, જ્યારે આ લવજીએ બત્રીસ સૂત્રોને માન્ય રાખ્યા છે; અને બાકીના સૂત્રો આગમો વગેરેને તેઓ કોઈ અન્ય માણસોએ રચેલા ગણાવીને, સ્વીકારવાની ના પાડે છે. ૫.

लव शिष्य कानडजा हुआ, कानड पासे आय ।
धर्मदास छीपो कहे, मुजकूं दिक्षा दिलाय ॥ ६ ॥

એ લવજીનો એક શિષ્ય હતો. તેનું નામ કાનડજી હતુ. એ કાનડજી પાસે ધર્મદાસ નામનો એક છીપો ભાવસાર એક વખત આવ્યો અને કાનડજીને પોતાને દીક્ષા આપવા વિનંતિ કરી. ૬.

कितरा दिन सेवा करी, ज्ञान गयो सब ढंग ।
गुरु विन दिक्षा आदरी, छोड दियो तसु संग ॥ ७ ॥

એ ધર્મદાસે કાનડજીની પાસે રહીને, તેની કેટલોક સમય સેવા કરી હતી. આથી જૈન ધર્મના જે આચારવિચાર કાનડજી પાળતો હતો, તે ધર્મદાસ શીખી ગયો હતો. પછી ધર્મદાસ કાનડજીને તજીને ચાલ્યો ગયો અને એ ધર્મદાસ પોતેજ પોતાનો ગુરૂ બની બેઠો. તેણે કાનડજી પાસે જવા

આવવાનું તજી દીધું અને વગર ગુરૂએ પોતે જાતેજ દીક્ષા લઇને, સાધુના કપડાં પહેરી લીધાં. ૭.

लावै डाणे रजोहर्ण, देख कानडको भेष ।
मुखपत्ती मुख बांधली, करै दया उपदेश ॥ ८ ॥

કાનડજીનો વેશ—રજોહરણ વગેરે—ધર્મદાસે જોયાં હતાં, તેવો વેશ તેણે પણ કર્યો. કાનડજીનુ જોઇ તેણે પણ મુહપત્તિ બાંધી લીધી અને તે સાધુ બની જઇને દયાનો ઉપદેશ કરવા મંડી ગયો. ૮.

धर्मदासकी पीढी मझै, चौथे पाट रघुनाथ ।
तसु शिष्य भीखम नीकल्यो, तेरह लीने साथ ॥ ९ ॥

એ ધર્મદાસ છીપાની શાખામાં ચોથે પાટે રઘુનાથ નામનો સાધુ થયો. તેના શિષ્ય ભીખમજી હતા. એ ભીખમજી સાથે બીજા તેર સાધુઓ જોડાયા હતા. ૯.

अठारहसे सतरहसमें, गुरु विन दिक्षा लीन ।
तेरह जनांके कारणै, तेरहपंथ नाम दीन ॥ १० ॥

એ ભીખમજીએ વિ. સં. ૧૮૧૭માં વગર ગુરૂએ પોતે જાતેજ દીક્ષા લઈ લીધી હતી અને તેઓ આપોઆપ સ્વયં પોતેજ સાધુ બની ગયા હતા. એમની સાથે એમના વિચારોને માનનારા બીજા તેર સાધુઓ હતા. આથી આ વાડાનું નામ તેરાપંથ પડ્યું હતું. ૧૦.

भोराने भरमावता, कहै दया धर्म दोय भेद ।
सावज अणुकंपा कहै, दया अंग कियो छेद ॥ ११ ॥

એમણે જે ઉપદેશ કરવા માંડયો હતો, તે ખરેખર ભોળા લોકોને ભરમાવવા જેવો હતો. તેમણે દયા અને ધર્મમાં બે મુખ્ય ભેદા રહ્યા છે, એવો ઉપદેશ કરવા માંડયો હતો.

देखा देखी पंथीडा, करता होडाहोड ।

पंथी मत वाधा लगै, तै सूत्र दीनां छोड ॥ १२ ॥

તેમણે પોતાના ઉપદેશમાં અનુકંપાને સાવજ (સાવદ્ય) કહી છે અને તેમાં રહેલા દયાના અંગને ઉડાવી દીધું છે. એમ છતાં ધીમે ધીમે દેખાદેખીથી તેરાપંથીઓની સંખ્યા વધવા લાગી હતી. આથી એમણે પોતાના વિચારોનો વધુ જોરશોરથી પ્રચાર કરવા માંડયો હતો અને જૈન સૂત્રના મર્મનો ત્યાગ કરી દીધો હતો.

॥ चाल ॥ लगे दोयने चीरे वालेसे ॥

" લગે દોયને ચીરે વાલેસે "—એ લય.

॥ ढाळ ॥

: ઢાળ :

श्याम सुधरमा आदि दैरे, गण कुल गच्छ ये सार ।
लगे दोउनें न मुनिमहाराजासैं ॥ टेक ॥
अवच्छि न परपाटी चलैरे, ते गुरु मांथे धार ॥ लगे० १ ॥
ओछे डाणे रजोहरणरे, राखै मुनि सुज्ञान । लगे० ।
प्रवचनसार सूत्रमेंरे, चोवीस अंगुल प्रमाण ॥ लगे० २ ॥
फलियां अंगुल आठकीरे, यातो अन तारकी जान । लगे०
सर्व अंगुल वत्तीसकोरे, रजोहरण प्रमाण ॥ लगे दोढ० ३॥

સુવિહિત સાધુઓ, સાધુધર્મની સંજ્ઞારૂપે ઓઘો રજોહરણ વગેરે ધારણ કરે છે. એ બધી વસ્તુઓનું માપ શ્રી.

પ્રવચનસાર સૂત્રમાં સ્પષ્ટ રીતે જણાવેલું છે. એ સૂત્રમાં જૈન સાધુઓને રાખવાના ઓઘાનું માપ ૨૪ આંગળ કહ્યું છે. મુખવસ્ત્ર આઠ આંગળનું રાખવા જણાવ્યું છે અને રજોહરણનું એકંદર માપ ૩૨ આંગળ કહ્યું છે. ૧-૨-૩.

पंथी ओघो राखियोरे, तेतो ढाइ हाथको मान । लगे० ।
होय तो तुम दिखाय दोरे, किसै सूत्र प्रमाण ॥ लगे० ४ ॥

હવે તેરાપંથીઓ જે રજોહરણ વગેરે ધારણ કરે છે. તે કેવાં છે; તે જોઇએ. તેરાપંથીઓ અઢી હાથનો ઓઘો રાખે છે; કે જેમ કરવું, એ સર્વથા શાસ્ત્ર વચનથી ઉલટું છે. જો તેમનો દાવો એવો હોય કે અઢી હાથનો ઓઘો રાખવાનું શાસ્ત્રનું ફરમાન છે. તો ક્યા સૂત્રમાં એનો ઉલ્લેખ છે, તે જાહેર કરવાને હું તેમને પડકાર કરૂં છું. ૪.

ओघो वे प्रमाणकोरे, पंथीनें रख लीनो । लगे० ।
निसीथ उद्देस पांचमेंरे, प्रायश्चित कह दीनो ॥लगे दोड० ५॥

તેરાપંથીઓ જે માપનો ઓઘો રાખે છે, તે માપનો ઓઘો રાખવાનો જૈન શાસનમાં નિષેધ છે અને તેવો ઓઘો રાખવો, એ દોષ હોઇ; નિશિથ સૂત્રના પાંચમા ઉદ્દેશમાં તે માટે ખાસ પ્રાયશ્ચિત કરવા કહ્યું છે. ૫.

एक पाटलंवी विस्तरैरे, उपर अंगुल चार । लगे० ।
एह प्रमाण मुखपत्तिकारे, कहता प्रवचन सार ॥लगे दोड० ६॥
हस्त रखे मुखवस्त्रिकारे, वोलत मुख पक्षेप । लगे० ।
निर्युक्तिसूत्र अंग चूलियारे, इन माहि लै देख ॥लगे दोड०७॥

પ્રવચનસારમાં મુખપત્તિનું માપ પણ કહ્યું છે. તેમાં જણાવ્યું છે, કે એક હથેલી ઉપર ચાર આંગળ જેટલુ મુખપત્તિનું વસ્ત્ર હોવું જોઇએ. વળી નિર્યુક્તિસૂત્ર કહે છે, કે

મુખવસ્ત્રિકા-મુખપત્તિ સાધુઓએ હાથમાંજ રાખવી જોઇએ અને તે બોલતી વખતે મોઢા સામે ધરવી જોઇએ; એજ સાચો ધર્માચાર છે. જેને શંકા હોય તેમણે આ વિધાનો ઉપલા શાસ્ત્રગ્રંથોમાં જોઈ લઇને પોતાનો ભ્રમ દૂર કરવો જોઇએ.

**कर राखै मुखवस्त्रिकारे, तिणरो तीखो उपयोग ॥ लगे० ॥**
**जीतमलजी कह गयारे, हितशिक्षावलीको योग ॥ लगे दोड० ८ ॥**

વળી જિતમલજીએ હિતશિક્ષાવલીમાં પણ એમજ કહ્યું છે કે મુખ વસ્ત્ર હાથમાં રાખીનેજ તેનો ઉપયોગ કરવો, એજ શ્રેષ્ઠ હોઈ; તેથી એનો સારો ઉપયોગ થઇ શકે છે. આ ઉપરથી પણ મુહપત્તિ મુખે બાંધી દેવાનો તેરાપંથીઓનો વ્યવહાર અયોગ્ય છે, એ સિદ્ધ થાય છે.

**चउ अठ पट मुखवस्त्रिकारे, लंबी अंगुल आठ । लगे० ।**
**डोरो घाल मुख बांधियोरे, यो किसे सूत्रमें पाठ ॥ लगे० ९ ॥**

તેરાપંથીઓ વસ્ત્રને ચોગણું કરીને તેની મુહપત્તિ બનાવે છે, મુહપત્તિ આઠ આગળ લાંબી હોય છે અને તેમાં દોરો પરોવીને તેઓ એ મુહપત્તિને મોઢા સાથે બાંધીજ રાખે છે. તો હું તેમને પૂછું છું કે હે સાધુઓ ! આ પ્રમાણે કરવાનું ક્યા જૈન સૂત્રમાં કેટલામે પાને લખ્યું છે, તે તો જરા બતાવો ! !

**खुलो मुख मुनिराजकोरे, ते पंथी बांध्यो केम् ॥ लगे० ॥**
**आचारंग सूत्र विपाकमेंरे, मुनि खुले मुखको नैम ॥ लगे० १० ॥**

જૈન શાસ્ત્રે મુનિરાજનું મુખ ખુલ્લુંજ રાખ્યું છે. મુનિ-મહારાજોનું ખુલ્લું મુખ આ તેરાપંથીઓએ કેમ બાંધી દીધું હશે, તે ખરેખર, સમજવું મુશ્કેલ છે. આચારાંગ સૂત્રવિપાકમાં પણ મુનિઓને ખુલ્લું મુખ રાખવાનીજ આજ્ઞા કરી, છે તે

ઉપરથી પણ તેરાપંથીઓનો ઉપરોક્ત આચાર વિચાર મિથ્યાજ છે, એ સાબિત થાય છે.

खांसी उवासी छीकतां रे, बोलंता ले तडकार । लगे० ।
इण खातर मुख ढांकवोरे, आचारंगसूत्र मंझार ॥लगे० ११ ॥
गोतम स्वामीने कह्योरे, मृगाराणी ताहि । लगे दोड ।
मुख वांधो मुख वस्त्रसेरे, यो विपाकसूत्रके मांहि ॥लगे०१२॥
उपाश्रय :प्रमार्जतारे, मुनि मुख लेवै ढाक । लगे० ।
खुलो हैजद ढांकणोरे, प्रवचन सूत्रमें पाठ ॥ लगे० १३ ॥

દેહના એ ધર્મ છે, કે ખાંસી ખાવી, શ્વાસોશ્વાસ લેવો, છીંકવું, બોલવું, ઓડકાર આપવો; આ બધા દેહ ધર્મોને ખાતર તો મુખજ ઢાંકી દેવું જોઇએ, એમ આચારાંગ સૂત્રમાં પણ કહ્યું છે. ઉપલા કારણથી થતી વાયુકાય હિંસાને અટકાવવા માટે મુહપત્તિ બાંધી રાખવાની જરૂર છે, એવું કોઈ સ્થળે વિધાન નથી, વિપાકસૂત્રમાં પણ કહ્યું છે, કે:

"શ્રીમાન ગૌતમ સ્વામીએ મૃગાવતીજીને મુખ વસ્ત્રથી મુખ બાંધી લેવાનુંજ કહ્યું છે, મુહપત્તિ બાંધી રાખવાનું કહ્યુ નથી" એ વચનથી પણ મુહપત્તિ બાંધી રાખવી, એ મિથ્યા સાબીત થાય છે.

વળી પ્રવચનસૂત્રમાં એક પાઠ છે. તેમાં પણ એમ જણાવ્યું છે, કે ઉપાશ્રય વાળતી વખતે મુનિએ પોતાનું મુખ વગેરે ઢાંકી દેવું જોઈએ; તેમાં પણ મુહપત્તિ બાંધી રાખવાનું ફરમાન નથી. ૧૧, ૧૨, ૧૩.

हितशिक्षावली ग्रंथमेंरे, झगणो शेस कह दीनो । लगे० ।
मुखबंधन नहिं सूत्रमेंरे, खुद जीतमल कह दीनो ॥लगे० १४॥

तो पिण हठ छोडे नही रे, अपणे कहने न्याय । लगे० ।
गधे केरो पूछडोरे, पकड्यो छोडै नांहि ॥ लगे० १५ ॥
मुख वांध्यां पंथी फिरैरे, तिणरो नहीं तीखो उपयोग ॥लगे०॥
जीतमलजी कह गयारे, यो तो हितशिक्षावलीको योग ॥लगे०१६॥

ખુદ તેરાંપંથી જિતમલજીએ પોતે હિતશિક્ષાવલી ગ્રંથમાં આ પ્રશ્નની ચર્ચા કરીને તેનો ઉપસંહાર કરતાં એમ સ્પષ્ટ રીતે લખી દીધું છે, કે મોઢે મુહપત્તિ બાંધી રાખવી જોઇએ, એવો પાઠ કોઇપણ જનસૂત્રમાં મળતો નથી. આશ્ચર્ય જેવી વાત છે કે આ વિષયમાં સત્ય અને ન્યાય શું છે એ આમ સ્પષ્ટ થવાં છતાંએ, તેરાપંથીઓ પોતાની હઠ છોડતા નથી ! ખરેખર ! ગધેડાનું પૂછડું પકડ્યું તે છોડવુંજ નહિ, એવુંજ આ બાબતમાં તેઓ કરી રહ્યા છે ! વધુમાં શ્રી. જિતમલ તેમની હિતશિક્ષાવલીમાં એમ પણ કહે છે, કે:

'તેરાપંથી સાધુઓ મુહપત્તિ વડે મોઢું બાંધી લઇનેજ ફરે છે, પણ આથી તો મુહપત્તિનો સૂત્રગ્રંથોમાં જે સાચો ઉપયોગ કરવાનું કહ્યું છે, તે થઇ શકતોજ નથી." ૧૪,૧૫,૧૬.

तीखो उपयोग रखै नहींरे, ते किम टालै पाप ॥ लगे० ॥
जीतमलजीके कथनसैंरै, ये तो ढीलो वन वैठा आप ॥लगे०१७॥

મુહપત્તિ હાથમાં રાખવાનું શાસ્ત્રકારોએ એટલાજ માટે ફરમાવ્યું છે, કે એનો યોગ્ય ઉપયોગ થવાથી, જીવહિંસારૂપી પાપ થવા પામે નહિ; પણ મુહપત્તિ મોઢે બાંધી રાખવાથી તો તેનો યોગ્ય ઉપયોગ થઇ શકતોજ નથી. તો પછી જે પાપો ટાળવાને એની જરૂર કહી છે, તે પાપો કેવી રીતે ટળી શકવાના હતા ?! ખરેખર જિતમલજીના કથનને પણ

આ બાબતમાં તેરાપંથીઓ પાળતા નથી અને તેમના કથન પ્રમાણે વર્તવામાં પણ પોતે ઢીલાપણું બતાવે છે !! ૧૭.

मन के मते चालतारे, न चलै जैन शास्त्र प्रमाण ॥ लगे० ॥
मोलां बंधनमें वध्यारे, जिम नाग पास हनुमान ॥लगे॥० १८॥

ઉપલા કથન ઉપરથી તો એમજ લાગે છે, કે તેરાપંથીઓ જૈનશાસ્ત્ર પ્રમાણે ચાલતા નથીજ, પણ તેઓ ફક્ત પોતાનીજ મનની ઇચ્છાઓ પ્રમાણે વર્તે છે; અને જેમ હનુમાન જાતેજ નાગપાશથી બંધાયા હતા, તેમ તેઓ પોતાની મેળેજ ખોટા મુખબંધનથી બંધાઇ બેઠા છે ! ! ૧૮.

जैन शास्त्रकी रायसैंरै, कही प्रथम ढाल बनाय ॥ लगे० ॥
पंथी जन से वाहि तेरे नहिं जैन धर्मके माहिं
॥ लगे दोडने नमुनिम १८ ॥

જૈનશાસ્ત્ર જન સાધુઓના ઉપકરણો વિષે શું કહે છે, તે મેં ઉપરજણાવ્યું છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે, કે તેરાપંથી સંપ્રદાય એ જન સંપ્રદાય કે જનમત નથી, પણ તે જૈનધર્મની સ્પષ્ટરીતે બહાર છે, અર્થાત્ એના અનુયાયીઓ જૈન નથી, એમ એથી સાબીત થાય છે. ૧૮.

इती जैन मुनिवेश निरूपणपंथीवेश खंडन नाम्ने त्रतीय प्रकर्ण समाप्तम्. ॥

જૈન મુનિવેશ નિરૂપણ અને તેરાપંથીવેશ ખંડન નામક તૃતીય પ્રકરણ સમાપ્ત.

———(•)———

अथ तेरहपंथीनकी मरद भरमामनी ॥

# चतुर्थ प्रकर्ण प्रारंभ.

---

## પ્રકરણ : ૪ : થું.

---

## મરદ ભરમામની.

### दोहा.

### દોહરો.

लक्ष चोरासी भटकियो, कहै न पाई ठोर ।
आव हमारे पास तू, स्वरग दऊ तोय खोल ॥ १ ॥
रत्तां केरा चांदनां, लगी जगामग जोती ।
ए मोती किस कामका, वहां चोंसठ मनका मोती ॥ २ ॥

તેરાપંથી સાધુઓ જૈનોને પોતાના શિષ્યો બનાવવા ચાહે છે; અને તેવા આશયથી તેઓ જૈન ગૃહસ્થોને કહે છે, કે "હે શ્રાવકો ! તમે ચોર્યાસિલાખ યોનીમાં ભટકતા ફર્યા છો, પણ કોઇ પણ સ્થળે તમને અવિચળ શાંતિ અથવા મોક્ષ મળ્યો નથી. માટે હવે તમે અમારે આશ્રયે આવી અમારા શિષ્ય બનો. અમે તમારે માટે સ્વર્ગના દ્વાર ખોલી આપીશું અને તેથી તમને મોક્ષ પ્રાપ્તિ થશે. હે શ્રાવકો ! સંસાર એ તો ચાર દિવસનું ચાંદરણું છે; એનો પ્રકાશ ઝળહળતો પણ ક્ષણભંગુર અને અનિત્ય છે, માટે એ ઝળહળાટનો ત્યાગ કરી દો અને તેરાપંથી દિક્ષા ગ્રહણ કરી, તેરાપંથી સાધુ

બનો. અહીં મન જે ઇચ્છે છે, તે મોતી રૂપી મોક્ષ તમને પ્રાપ્ત થશે. ૧–૨

पंथी वात भर मीजकैं, छोडे कुटुंबको साथ ।
अव चोसठ मनके मोतियानें, मार न लाग्यो हाथ ॥ ३ ॥

તેરાપંથી સાધુઓના આવા મૃદુ અને મધુર ઉપદેશથી ભોળા અને ભાવીક લોકો ભ્રમમાં પડે છે. તેઓ સગાં-સંબંધીઓનો, પુત્રપુત્રાદિનો ત્યાગ કરી દે છે અને મનના મોતી રૂપી મોક્ષગૃહણની આશાએ, તેરાપંથી સાધુત્વ ગ્રહણ કરી, સાધુ થાય છે. પણ આખરે મૂળ વસ્તુ આ દુર્ભાગીઓને પ્રાપ્ત થઇ શકતી નથી. ૩.

पंथी दे उपदेश इम, कोने में बैठाय ।
कुटुंबी नै छोडके, आव हमारे पास ॥ ४ ॥
महेनत करनी नां पडै, खाओ मोकला माल ।
कपडा पहिरो ऊजला अव थै वणो वैरागी लाल ॥ ५ ॥

તેરાપંથીઓ શ્રાવકોને ઉપાશ્રયના એકાદ ખુણામાં લઇ જાય છે અને ત્યાં તેમને ઉપદેશ આપે છે, એ ઉપદેશનું તાત્પર્ય એ હોય છે, કે હે શ્રાવકો ! તમે કુટુંબીઓનો ત્યાગ કરી દો અને અમારે શરણે આવી સાધુ થઈ અમારા શિષ્ય બનો. અહીં તમને ઉદારનિર્વાહને અર્થે કશો પણ પરિશ્રમ લેવો પડવાનો નથી. તે ઉપરાંત તેમને અહીં પેટભરીને ખુબ ખુબ મિષ્ઠાન્ન ખાવાના મળશે, તેમજ પહેરવાને માટે સફેદ અને સુંદર વસ્ત્રો પણ મળશે. માટે હે શ્રાવકો ! તમે વૈરાગ ધારણ કરી અમારા શિષ્ય બનો. ૪–૫.

मालवरनोला जीमतो, नव नव कर सांगी ।
घोडे चढ फेरा फिरै, तिणने कहै वैरागी ॥ ६ ॥

અહો ! મહાન આશ્ચર્ય છે, કે જેઓ માલપુડા અને એવાજ મિષ્ટાનો જમે છે, જેમને ધર્મક્રિયા પણ કાંઇ કરવાની હોતી નથી, જૈન શાસન સાધુઓને ઘોડે બેસવાની ના પાડે છે, છતાં જેઓ ઘોડે બેસીને ગૃહસ્થોની માફક આમ તેમ ઘોડા દોડાવતા ફરે છે, તેવા સાધુઓને પણ આ તેરાપંથ વૈરાગી કહે છે! અર્થાત આવો આચાર વિચાર પાળનારા, જૈનશાસન જેમને સાધુ કહે છે, તેવા સાધુઓ નથીજ. ૬.

**आगें वाजा वजावता, लारै गावें गीत।**
**मुखसे तीझसडी कहै, यों परंपराकी रीत ॥ ७ ॥**

તેરાપંથના આ સાધુઓ જ્યારે ઘોડે બેસીને વિહાર કરે છે, ત્યારે તેમની આગળ વાદ્યો વાગતા હોય છે અને ગીતો પણ ગવાય છે. ખરેખર! તેરાપંથી સાધુઓમાં પરંપરાથીજ આ રિવાજ ચાલતો આવેલો છે! ૭.

**कुटुंबी कष्ट देयके, राजी नामो लिखाय।**
**पंथी पासै आयकै, माथो लेय मुडाय ॥ ८ ॥**

તેરાપંથીઓના ઉપદેશથી ભરમાએલા જૈન ગૃહસ્થો, દીક્ષા લેવા તત્પર બને છે. કુટુમ્બીઓ તેમને સાધુ થવાની આજ્ઞા નથી આપતા, ત્યારે તેઓ ઘરના માણસોને ગમે તે રીતે પજવે છે. તેમને અત્યંત દુઃખો પણ આપે છે અને કુટુંબીઓ પાસેથી બળાત્કારે એવું લખાવી લે છે, કે "તે દીક્ષા લે, એમાં બધું કુટુંબ સહમત છે; કોઇને કશો પણ વિરોધ નથી." આમ લખાવી લીધા પછી, ભ્રમિત થએલા ગૃહસ્થો તેરાપંથી સાધુઓ પાસે આવે છે અને તેમને હાથે માથું મુંડાવીને, તેરાપંથી જૈન દીક્ષા લઇ સાધુ થાય છે. ૮.

पंथी कपट रच करी, पहली सोगन दराय ।
इण कारण वर्जै नहीं, कुटुंब फस्या जालके मांहि ॥ ९ ॥

જે નવા ગૃહસ્થો તેરાપંથી સાધુ થવા, કોઈપણ તેરાપંથી ગુરૂની પાસે જાય છે; ત્યારે તે તેરાપંથી સાધુ, સિદ્ધસાધક જેવી અથવા એવીજ બીજી કાંઇ કપટરચના કરે છે. એથી ચેલો થવા આવનાર ગૃહસ્થ, પ્રથમ પ્રતિજ્ઞા ઉપર એવો એકરાર કરે છે, કે હું કોઇ આફતમાં આવી પડવાથી અથવા તો કોઇ તેરાપંથી સાધુના ભરમાવવાથી સાધુ થતો નથી, પણ સ્વેચ્છાથી આત્મ કલ્યાણ માટે સાધુ થાઉં છું. ૯.

मेवा माल वहु खांडनें, वरफि कभि पन खाय ।
पहिरणनै कपडां घडां, जो पंथी वन जाय ॥ १० ॥
भृष्टा पात्र प्ररठाणो, आ सोंपियो काम ।
केसी स्वर्ग मिलै तनै, करै, भंगीका काम ॥ ११ ॥

અને ખરેખર! જે ગૃહસ્થો આ ઉપદેશને વશ થઇ તેરાપંથી જૈન સાધુ થાય છે, તેમને મેવા, માલ, મિઠાઇ, ખુબ ખાંડ નાંખી બનાવેલા પકવાનો, બરફી, પેંડા વગેરે ખાવાને મળે છે; અને પહેરવાને મનગમતા વસ્ફેદ વસ્રો પણ ખુબ મોટા પ્રમાણમાં મળે છે; પણ અફસોસ! કે તેને મનના મોતીરૂપી મોક્ષ મળતો નથી, અને તેને બદલે મળમૂત્રના પાત્રો સ્વચ્છ કરવાનુંજ કામ તેને કરવું પડે છે! આમ સ્વર્ગ મળવાની વાત તો દુરજ રહે છે, પણ તેને સ્થાને ગુરૂના વાસણો માંજવા, ધોવા અને મળમૂત્રાદિના પાત્રો સાફ કરવા; એ ભંગીકૃત્ય તેને કરવું પડે છે! ૧૦–૧૧.

भरभर पात्रा मूत्रका, भिस्ती जिमधिड़काय ।
गलियां बीच वजारमें, दुर्गंध देत सिडाय ॥ १२ ॥

मोतीके बदमल मिल्यो, धर्मके बद झूठ ।
स्वर्गके बद गेरणो, भरभर पात्रा मूत्र ॥ १३ ॥

નવા થનારા તેરાપંથી સાધુઓને, તેમના ગુરૂસાધુઓ પોતાના મૂત્રાદિના પાત્રો સાફ કરવાનું કાર્ય સોંપે છે. આથી પખાલી જેમ રસ્તા ઉપર પાણી છાંટે છે, તેજ પ્રમાણે તેમને ગુરૂ અને જુના ગુરૂ બંધુઓના મૂત્રના પાત્રો ભરી ભરીને, તે પાત્રોને બહાર છાંટવાનુંજ કાર્ય કરવું પડે છે! અરેરે! ગલીઓ અને રસ્તાઓ ઉપર આ મૂત્ર પડે છે અને પછી તેની દુર્ગંધથી ચારે દિશાઓ છવાઇ રહે છે!! આમ તેરાપંથી સાધુ થનાર અભાગીઆને, મોતીરૂપી મોક્ષને બદલે, મળમૂત્રાદિ મળે છે, જૈન ધર્મના ભગવાન મહાવીર કથિત સિદ્ધાંતોને સ્થાને શાસન વિરોધી-અસત્યની પ્રાપ્તિ થાય છે, અને સ્વર્ગને સ્થાને પાત્ર ભરી ભરીને મૂત્ર મળે છે! ૧૨-૧૩.

॥ इति मरद भरमामनी नाम चतुर्थ प्रकर्ण समाप्तम् ॥

મરદ ભરમાસણી નામક ચતુર્થ પ્રકરણ સમાપ્ત.

---

# अथ ओरत भरमासनी नाम पंचम प्रकर्ण प्रारंभ.

---

## પ્રકરણ : ૫ : મું.

---

## મહિલા ભ્રમોપદેશ.

॥ दोहा ॥

દોહરા.

मालखांड मिलै सदा पहिरण नै कपडा ।
मर्या चढै वैकुंठसें, जलै चंदन लकडा ॥ १ ॥

જે પ્રમાણે તેરાપંથી સાધુઓ ગૃહસ્થ શ્રાવકોને લલચાવીને પોતાના શિષ્ય થવા ભરમાવે છે, તેજ પ્રમાણે તેઓ સ્ત્રીઓને પણ ભોળવી ભરમાવી લલચાવીને સાધ્વી થવાને ઉશ્કેરે છે! તેરાપંથી સાધુઓ મહિલાઓને કહે છે કે: "હે સ્ત્રીઓ! તમે અમારા શિષ્ય બની સાધ્વી થાઓ, જેથી તમને ખાંડ અને મિષ્ટાનો ખાવાના મળશે અને સફેદ સુંદર કપડાંઓ પણ વગર મહેનતે પહેરવાને પ્રાપ્ત થશે. જીવતા જીવે વગર પરિશ્રમે આવી મોજ મળશે, મર્યા પછી તમને ચંદન કાષ્ટમાં બળવાનું મળશે અને છેવટે વૈકુંઠની પ્રાપ્તિ તો જરૂર થશેજ. ૧.

साध संगतसें ऊवरै, तुरत होत उद्धार ।
स्वर्ग मांहि वासो वसै, छूठ जाय यम मार ॥ २ ॥

घरमें वेठी क्या करे भोली समझैं नांहि ।
कैदीखाना भोगती, जिम चीडी पिंजरेमांहि ॥ ३ ॥

તેઓ સ્ત્રીઓને કહે છે કે : "હે સ્ત્રીઓ! સાધુની સંગત રાખવાથી તમારા દુઃખો દૂર થશે અને તમારો તરતજ ઉદ્ધાર થઇ જશે. તમને સ્વર્ગે વસવાનું મળશે અને જમદેવ મરણુ પછી આત્માને તેના પાપકર્મો માટે મહા ભયંકર શિક્ષા આપે છે; તેમાંથી તમે બચી જશો. અર્થાત યમદેવના એ દુઃખો તમને ભોગવવા પડશે નહિ. જેમ ચકલી પાંજરામાં પડી રહીને કેદખાનું ભોગવે છે, તેમ ગૃહસ્થધર્મ પાળતી સ્ત્રીઓને પણુ ઘરમાંજ ચકલીના માફક પુરાઈ રહીને એક જાતના કેદખાનામાંજ જીંદગી પુરી કરવી પડે છે, હે સ્ત્રીઓ! તમે ભોળી છો, તેથીજ આ ઘરરૂપી કેદખાનામાં બેસીને આનંદ માનો છો. એને બદલે તમે અમારા શિષ્ય થઈ સાધ્વી બનો. જેથી તમને બહાર નીકળીને સ્વતંત્ર રીતે ફરવા હરવાની મોજ મળી શકશે." ૨, ૩.

भोली जात त्रियातणी, अकल विद्या करहीण ।
भरमाई भरमे तुरत, गिणै न जात मलीन ॥ ४ ॥

ખરેખર! સ્ત્રીઓની જાત ભોળી છે. વળી તેઓ બુદ્ધિ, વિદ્યા અને કપટ વ્યવહાર પણુ જાણુતાં નથી. આથી પોતાની જાતિય ન્યુનતા વિસરી જાય છે અને તેઓ તેરાપંથી જૈન સાધુના ઉપલા મધુર શબ્દો સાંભળીને, ભોળવાઇ જાય છે. ૪.

तरह तरहका मानवी, तरह तरहका देश ।
आवतने दिखाय यूं, पहिर साधुको भेश ॥ ५ ॥
तरह तरहकी नारियां, तरह तरहका नर ।
सांझ समय गुदडीजुडै, देखाऊ जैपुर ॥ ६ ॥

भूरा कोट सुहावनों खावण हूदी सेर ।
आवतने देखाय द्यू, राठोडी वीकानेर ॥ ७ ॥
लंबी पहरे वुगतरी, सेली पाग बंधांण ।
राठोडी राजा तिहां, देखा ऊजोधाण ॥ ८ ॥
परवन भील घडां वसै, मोज पिछोला पाज ।
उदैपुर देखालसूं, जहां राणांजीको राज ॥ ९ ।
तन मन सोंपो साधुनें, रती न राख्यो खोट ।
पावूजी जहा परणीया, देखाऊ अमरकोट ॥ १० ॥

વળી તેરાપંથી સાધુઓ સ્ત્રીઓને પોતાનાં શિષ્ય (સાધ્વી) થવાને વધુ પ્રલોભન આપતાં કહે છે, કે "જો તમે ઘર રૂપી કેદખાનું છોડીને અમારી સાથે આવશો અને સાધવીજી થશો, તો અમે તમને સ્થળે સ્થળે ફેરવીશું, જાતજાતના માનવીઓ અને જાતજાતના પોષાકો વગેરે તમને જોવાનું મળશે. માટે તમે ગૃહસ્થાશ્રમ તજી દો અને સાધુ વેશ પહેરીને સાધ્વી બની, અમારી સાથે ચાલો! એમ કરવાથી તમને જાતજાતની સ્ત્રીઓ અને જાતજાતના પુરૂષો જોવાના મળશે. સુંદર જયપુર હું તમને બતાવીશ. જ્યાં શોભિતા કિલ્લા કોટ ઉભા છે અને જ્યાં સુંદર શહેરો છે, એવું રાઠોડ રજપુતોનું બિકાનેરનું રાજ્ય તમને જોવાનું મળશે. વળી જ્યાં લોકો અતિ લાંબી વૂગતરી (જામા જેવું વસ્ત્ર) પહેરે છે અને પાઘડી શેલા વાપરે છે, અને જ્યાં રાઠોડ રાજાઓ રાજ્ય કરે છે એ જોધપુર પણ તમને જોવાને મળશે, વળી જેની પાજ રૂપે વિશાળ અરવલ્લી પર્વત આવેલો છે અને જેના વિવિધ ભાગોમાં ભીલો વસે છે, તે મેવાડ દેશ પણ હું તમને બતાવીશ. એ મેવાડ દેશમાં સીસોદીયા રાજાઓનું રાજ્ય

છે. હે સ્ત્રીઓ ! તમે સાધ્વી બનીને તન મન ગુરૂને સોંપી દો અને મનમાં જરાપણ ઉચાટ રાખો નહિ. તમને સાધ્વી બન્યા પછી વિહાર કરવાને નિમિત્તે જ્યાં પાબૂજી પરણ્યા હતા, તે અમરકોટ શહેર પણ હું બતાવીશ. ૫-૬-૭-૮-૯--૧૦.

पंथी वात सुनी करी, तुरत भरमी जै नार ।
पानां चित्र दिखायकै, बुद्धि देवै मार ॥ ११ ॥

તેરાપંથીઓની આવી વાતો સાંભળીને ભોળી સ્ત્રીઓ તરત ભ્રમમાં પડે છે અને નજર સામે પોતાના ભાવિનું રમ્ય ચિત્ર જોતી, બુદ્ધિભ્રષ્ટ બની જાય છે. ૧૧.

घरकाने दुःख देयकै, लेराजी नामो लिखाय ।
पंथी पासै आपकै, माथो लेय मुडाय ॥ १२ ॥

જે સ્ત્રીઓ તેરાપંથી સાધુઓના ઉપદેશથી ભ્રમિત થઇને સાધ્વી થવાને ઇચ્છે છે, તેઓ ઘરના માણસોને પજવે છે અને કુટુંબીઓને કષ્ટ આપે છે, તથા લડાઈ ઝઘડા કરે છે. જેથી કંટાળીને કુટુંબીઓ, તેમને એવું ત્યાગપત્ર લખી આપે છે, કે "મજકુર સ્ત્રીને સાધવી થવાને માટે પોતે રજા આપે છે." આ ત્યાગપત્ર લખાવી લઇને, એવી સ્ત્રીઓ તેરાપંથી સાધુઓ પાસે આવે છે અને શિર મુંડાવીને તેરાપંથી સાધ્વી બને છે !! ૧૨.

गाम गाम फिरती फिरै, मांग मांग कर खाय ।
साखि नांमे जाय कर, अपणी साख वताय ॥ १३ ॥

તેરાપંથી સાધ્વી બનેલી સ્ત્રીઓ એક ગામથી બીજે ગામ ફરતી ફરે છે અને માંગી માંગીને મેળવેલા ભિક્ષાન્ન ઉપર પોતાનું પેટ ભરી પોતાની શાખ ગુમાવે છે. ૧૩.

अरिहंत तो सुमरै नहीं, भजै न मंत्र नोकार ।
धंघेमें धापे नहीं, टलै न होणी हार ॥ १४ ॥

તેરાપંથી સાધ્વીઓ નથી અરિહંતનું સ્મરણ કરતી કે નથી નોકારમંત્ર ભણતી, આમ તેઓ સાધુધર્મ ચુકે છે. બીજી બાજુએ ગૃહસ્થધર્મ પાળીને તેઓ ઘરસંસાર પણ સફળ કરતા નથી. પરિણામે તેમના દુઃખો અને જીવનમરણનો ફેરો તો જેમનો તેમજ બાકી રહે છે. ૧૪.

रातदिवस चिंता करै, डेरो दियो लारलो खोय ।
घरकी रही न घाटकी, पंथी दई डुबोय ॥ १५ ॥

તેરાપંથી સાધુઓના વચનોથી ભ્રમિત થઈને સાધ્વી બની ચુકેલી સ્ત્રીઓ, પાછળથી તેરાપંથી સાધ્વી બનવા માટે પસ્તાવો કરતી બની જાય છે. તેમને મોક્ષને નામે સ્વતંત્ર હરવાફરવાનું મળે, એ લોભથી; શુભોદયથી મળેલું ઘર તજી દીધું હોય છે, તે માટે પાછળથી તેમને નિરંતર ચિંતા થાય છે. આમ એવી સ્ત્રીઓ બિચારી નથી ઘરની રહેતી કે નથી ઘાટની રહેતી; અર્થાત તેમની અવસ્થા ધોબીનો કુતરો નહિ ઘરનો અને નહિ ઘાટનો, એવી થાય છે; અને તેમને હવે સ્પષ્ટ એમ લાગે છે, કે સ્વર્ગના લોભને નામે તેરાપંથીઓએ પોતાને ડુબાડી દીધી છે!! ૧૫.

भगवंतकी समगत नही, पंथी केरे यांहिं ।
तू क्यो डुबी वापडी, पंथी मांहिं आय ॥ १६ ॥
समगित विन चारित्र नहीं, व्वावर विन झोटी ।
घर छोडी नै वापडी, क्यों भई येखोटी ॥ १७ ॥

હે તેરાપંથી સાધ્વીઓ! આ પંથમાં તો ભગવાન મહાવીરના સમ્યક્ત્વનું સ્થાનજ નથી, તો પછી એ પંથની

સાધ્વી બનીને, તમે શા માટે આ સંસાર સાગરમાં ડુબી મરવાનું પસંદ કરો છો? હે તેરાપંથી સાધ્વીઓ! તમે સમજો : કે જેમ વર વિનાની જાન સંભવિત નથી, તેજ પ્રમાણે સમ્યકત્વ વિનાનું જૈન સાધુત્વ પણ સંભવિત જ નથી. તો પછી તમે અભાગીણી સ્ત્રીઓ ઘર છોડીને તેરાપંથી દીક્ષા લઈ રખડતી ભિક્ષુકીણી જેવી શા માટે બની બેસો છો? ૧૬–૧૭

सांची सुणज्यो मानवी, झूठी नांहि रती ।
भगवंतकी समगत विषै, जानो जैन यती ॥ १८ ॥

હે વાંચકો! હું જે કથન કહી ચુકયો છું, તે બધું સર્વથા સાચું છે. એમાં રતીભાર પણ અસત્ય નથી જ, એમ હું પ્રતિજ્ઞાથી તમને જણાવું છું. ભગવાન મહાવીરદેવે ઉપદેશેલા સમ્યક્ત્વને અને તેના મર્મને આ તેરાપંથીઓ કશું જ જાણતા નથી. જો એ સાચો ઉપદેશ જાણવાની આશા હોય, તો તો કોઇ સુવિહિત જૈન યતિ પાસેજ તે જાણી શકાશે, કારણ કે તેઓજ એ સત્ય ઉપદેશને જાણે છે. ૧૮.

इती ओरत भरमामनी नामने पंचम प्रकर्ण समाप्तम् ॥

મહિલા ભ્રમોપદેશ નામક પંચમ પ્રકરણ સમાપ્ત.

# अथ सचित वस्तु त्यागन नामने सप्टम प्रकर्ण प्रारंभ्यते ॥

---

## પ્રકરણ : ૬ : ઠ્ઠું.

---

## સચિત વસ્તુ ત્યાગ

दोहा.

દોહરો.

कच्ची सजी खावतों, माखणनै आचार ।
काचो पांणी पीवतो, प्रथम वृत गयो हार ॥ १ ॥

તેરાપંથી સાધુઓ કાચી સાજી માખણ તથા અથાણાં પણ ખાય છે, તથા કાચુ પાણી પીએ છે. આ ખાદ્યપેયથી જૈનશાસને જૈનસાધુઓ માટે ઠરાવેલા પ્રથમ વ્રતનો નાશ થઈ જાય છે, અને જ્યાં એ વ્રતનો અંત આવે છે, ત્યાં જૈન સાધુપણુજ ટકી શકતું નથી. ૧.

कुतर खाय खरबूजकी, जंभीरीको प्राण ।
फांकां खावै आमकी, अनार खाय अफगान ॥ २ ॥
गोटा बीन बदामका, गिरी मतीरा जाण ।
फांकां खावै कांकडी, क्यों छोडो नागर पान ॥ ३ ॥

વળી તેરાપંથી સાધુઓ તરબુજનો માવો ખાય છે. જંભીરી-મોસંબીનો રસ કાઢીને પીએ છે. કેરી કાપીને તેની ચીરીઓ કરીને ખાય છે, અને અફ્ઘાન લોકોને પ્રિય એવા

અનાર પણ તેઓ ખાઇ જાય છે. તેઓ બદામનો મગજ ખાય છે અને મતીરા નામના ફળોનો (એ ફળમાંથી લાલકાળાં ઠળીઆ નીકળે છે.) માવો પણ ખાય છે. વળી કાંકડીના ચીરીયાં અને નાગરવેલીના પાન પણ તેઓ ખાય છે. ૨-૩

फल बीज पत्ता सचित, भोगैं न साधु जैन ।
दश वैकालिक कहत है, अष्टममें अध्यैन ॥ ४ ॥
प्रत्यक्ष पंचमी खावतो, वनास्पतीया काय ।
काल उलंघन नां दिवै, पूछत ही नट जाय ॥ ५ ॥
काचा गुला जें ठोकतो, अनार कावुल वाली ।
पछां पाछो इम कहै, म्है छिमकी खामां तरकारी ॥ ६ ॥

ફળ બી અને પાંદડા એ જૈન શાસનની આજ્ઞા પ્રમાણે સચિત વસ્તુ છે, આથી જૈન સાધુઓએ તે ન ખાવી, એવું જૈન શાસનનું ફરમાન છે. દશ વૈકાલિકસૂત્રના આઠમાં અધ્યયનમાં આ વિધાન સ્પષ્ટ કરીને આલેખ્યું છે. આટલું છતાં તેરાપંથી સાધુઓ વનસ્પતિ ખાય છે અને એવા ખોરાક ખાવાને મળતી એકપણ તક તેઓ જવા દેતા નથી. વળી તેઓ કાચા ફળો પણ ખાઈ જાય છે અને જ્યારે કોઇ તેમને "તમે સાધુ થઇને આ વનસપતિ કેમ ખાઓ છો?" એવો પ્રશ્ન કરે છે, ત્યારે શરમાયા વિના એમ કહે છે, કે "અમે એ લીલોતરી કાચી ક્યાં ખાધી છે? એને વઘાર દઇને, વઘારીને ખાધી છે; એટલે અમને કાચી લીલોતરી ખાધાનો દોષ લાગતો નથી!" ૪-૫-૬.

ग्रहस्थ मनसें जाणतो, म्है वालां हाथो हाथ ।
इण कारण परदाढकै, कै विगड जायकी वात ॥ ७ ॥

गुरुकी करणी छोड दी, गुरुमें न काढै खोड ।
गुरु गोटा सावित खावतो, अवखांमांनांका तोड ॥ ८ ॥

કેટલાક તેરાપંથી જૈન ગૃહસ્થો મનમાં તો સમજે છે કે આ ખાનપાનમાં કેટલુંક જૈન સિદ્ધાંતાનુસાર નથી, પણ પોતે વચ્ચે આવવાથી ગુરૂજીનો સ્વાદ બગડી જશે, એમ જાણી, તેઓ વચમાં આવતા નથી; તેઓમાંના કેટલાક ગુરૂઓના આવા કામો માટે તેમની નિંદા કરતા નથી, પણ તેમનું અનુકરણ કરવું તજી દે છે. ૭–૮.

चार पीढी तक खाविया. जीतमलजी ताई ।
अव तुडाय खावन लग्या, सावत दीछि टकाई ॥ ९ ॥
कइयक मूरख इम कहैं, अजान पणै खादा ।
मालूम पणी सचितकी, छोड दिया सांधा ॥ १० ॥

હવે તેરાપંથી સંપ્રદાયના કેટલાક સાધુઓ એમ કહે છે, કે વનસ્પતિ આહાર સચિત છે, એવું આ સંપ્રદાયના સાધુઓને આગળ માહિત ન હોતું, અને તેથી અજ્ઞાનપણે તેમણે ચારે પેઢીઓ સુધી એ વસ્તુઓ ખાધી હતી. પરંતુ જ્યારથી તેમને એમ માલમ પડયું છે, કે વનસ્પતિ સચિત છે, ત્યારથી તેમણે તે બધાનો ત્યાગ કરી દીધો છે! ૯–૧૦.

इणरो उत्तर ए सुणो, श्रोता देई कान ।
भींखण नै अज्ञानी कहै, चेला अपनि जवान ॥ ११ ॥

શ્રી. ભીખમજી પછીના તેમના તેરાપંથી સાધુઓના આવા વિધાનો જો ખરા માનીએ, તો તો તેનો અર્થ એજ થાય છે, કે શ્રી. ભીખમજીએ ભાખેલી વાણી એ એકાંતે સત્ય ન હતી, પણ તે સદોષ હતી! આ રીતે તેરાપંથી

સાધુઓ પોતાના ગુરૂને સ્વમુખેજ અજ્ઞાન અથવા છદ્મભાષી કહે છે, એ નોંધવા સરખું છે. ૧૧.

भर्मविध्वंशणमें घालियो, जीतमलजी आप ।
भीखण नै अज्ञानि कहै, कहै सिद्धान्त ऊथाप ॥ १२ ॥
तियासी प्रष्टके अंतमें, चोरासी आदि मेंगल ।
नहि मानै तो देख लै, कहता है जीतमल ॥ १३ ॥

તેરાપંથના એક ગ્રંથકાર શ્રી. જીતલમજી નામે થઈ ગયા છે. એમણે ભ્રમવિધ્વંશણ નામે ગ્રંથ રચ્યો છે. એ ગ્રંથમાં જીતમલજી પોતેજ, આ પંથના સ્થાપક શ્રી. ભીખમજીને અજ્ઞાની કહે છે અને તેમણે સિદ્ધાંતોને ભૂલથી ઉથાપ્યા હતા, એમ પણ જણાવે છે. જો અમારા આ વિધાનમાં કોઇને શંકા હોય, તો તેમને મજકુર ગ્રંથના (૮૩)મા પૃષ્ઠના અંતમાં ચોર્યાસીમાં પ્રકરણનું પ્રથમ કડવું જોઈ લેવાની, અમારી ભલામણ છે. એ કડવામાં શ્રી. જીતમલેજ ઉપલું વિધાન કરેલું છે. ૧૨-૧૩.

भीखण अज्ञान पणै कही, सावज अणुकंपा ।
सावज कहणो छोड दे, चेलाजी ! मत आणो शंका ॥ १४ ॥

શ્રી. જીતમલજી (એજ ગ્રંથમાં) પોતાના શિષ્યોને આદેશ આપીને કહે છે, કે આપણા પંથના સ્થાપક શ્રી. ભીખમજીએ સાવજ અનુકંપાને ઉપદેશી છે. એ ઉપદેશ તેમણે અજ્ઞાનપણે આપ્યો છે, માટે હવેથી તમે સાવજ અનુકંપાને સાવજ કહેવું તજી દો! મારૂં આ કથન સત્ય છે અને નિશ્ચયપણે એટલે અંશે શ્રી. ભીખમજી ભુલ્યા છે, માટે મારૂં કહેવુંજ સત્ય માનજો. વળી મારૂં કથન ગુરૂથી વિપરિત

છે, એટલે શ્રી. જીતમલનું કથન કેવી રીતે માનીએ, એવી લેશમાત્ર પણ શંકા લાવશો નહિ.

मीठा खाटा अनारको, मिश्री दै चिलकाय ।
आघा दाणां सावत रेहे, पंथी खूब मज़ेसे खाय ॥ १५ ॥
वरड वरड ये चावता, मुख पत्तीके मांहिं ।
घोडे कैं मुख तो वडो. जाने दाणो दियो चढाय ॥ १६ ॥

તેરાપંથી સાધુઓ ખાટામીઠા લાગતા અનારને કાપીને તેના દાણા કાઢે છે, તેને સાકર લગાડીને મધુર સ્વાદવાળા બનાવે છે અને ઘણાજ સ્વાદથી સાધુઓ એ દાણા ખાય છે. મુહપત્તિ બાંધેલા મુખમાં એ દાણા નાંખીને તેઓ વરડ વરડ ચાવતા જાય છે. ખરેખર એ દેખાવ જોઇને મને તો એમજ લાગે છે; કે જાણે ઘોડાને મોઢે દાણાથી ભરેલો તોબરોજ ન બાંધેલો હોય! ૧૫-૧૬.

माखण तो मीठा घणो मिश्री केरे साथ ।
दूध दहीं मथन कर काढियो, त्रियाकेरी जात ॥ १७ ॥
माखण मांहि उपजै, माखण सद्रस्य जीव ।
पंथणिया हाथ मगाय कैं, तू खाय रह्यो सदैव ॥ १८ ॥
कांदा वैंगण ठाकतो, आलू शकर मूल ।
आलो न गोवर छोडियो, सूखी न छोडी धूल ॥ १९ ॥
संघा न मांहि निपजै, जीव संघान सद्रस्य ।
खूब मजैसें खावतो, तू छोडे नांहि अभक्ष्य ॥ २० ॥

સ્ત્રીઓ દુધ અને દહીંને વલોવીને તેમાંથી માંખણ કાઢે છે. એ માખણમાં ખાંડ નાંખીને ખાતા તે ઘણુંજ મધુર લાગે છે. એ માખણમાં તેના તત્વોને અનુકુળ માખણ જેવાજ જીવની હસ્તી હોય છે. જૈનશાસન એ માખણ ખાવાનો

નિષેધ કરે છે. છતાં તેરાપંથીઓ તેરાપંથી સાધ્વીઓની પાસે મંગાવીને હંમેશાં એ માખણુ ખાય છે. વળી તેરાપંથી સાધુઓ કાંદા અને વેગણુ પણુ અડાવી જાય છે, તથા અળવી કંદ, સક્કરીઆ વગેરેના કંદમૂળ પણુ ખાય છે. ખરેખર! આ સાધુઓએ તો છાણુમાટી ખાવાના પણુ તજી દીધા નથી અને ફેંકી દેવાની ધુળને પણુ અખાદ્ય ગણીને બાકી રહેવા દીધી નથી!! ઉપલા પદાર્થોમાં એજ પદાર્થોના સમાન ગુણુ ધર્મવાળા જીવો પાકે છે, તે છતાં પણુ તેરાપંથીઓ આ લીલોતરી, કાચા ફળો, કંદ, માખણુ વગેરે ખાઈ જાય છે અને પાછા તે બધું ચાહી ચાહીને ખુબ સ્વાદથી ખાય છે! ખરેખર! શ્રી. વિતરાગદેવના જિનશાસને આ પદાર્થોને સાધુઓ માટે અભક્ષ કહ્યા છે, તે છતાં આ સાધુઓ આ અભક્ષ્ય પદાર્થોને પણુ છોડતા નથી! ૧૭-૧૮-૧૯-૨૦.

मन पानी मटकी भरी, चुगटी भरनाके छार ।
पात्र भरी नै लेगया, खेली उदक जीव शिकार ॥२१॥

પાણીથી ભરેલા માટલામાં આ તેરાપંથી સાધુઓ ચપટી ભરીને ક્ષાર નાંખે છે. એથી એમજ સમજાય છે, કે તેઓ જલકાય જંતુઓનો શિકારજ કરે છે. પછી એ પાણી તેઓ પાત્ર ભરી ભરીને લઈ જાય છે અને તેનો પીવાના કામમાં ઉપયોગ કરે છે. ૨૧.

धोवण इकीस प्रकारको, त्यामें राखको पानी नांहिं ।
राखको पानी पीव ते. ओ किसे सूत्रके मांहि ॥२२॥

જૈન સાહીત્યમાં એકવીસ પ્રકારના ધોવણુ કહ્યા છે, પણુ તેમાં કોઈપણુ સ્થળે રાખ નાખીને રાખનું પાણી બનાવી,

તે સાધુઓએ પીવું જોઇએ, એવું લખ્યુંજ નથી! છતાં તેરાપંથી સાધુઓ રાખ નાંખીને તે પાણી પીએ છે. તો હું તેમને પુછું છું, કે "હે સાધુઓ! આવું પાણી પીવાનો પાઠ ક્યા સૂત્રમાં છે, તે તો જરા બતાવો!" ૨૨.

रंगलाल पंथी कहै, लोकाने डुबोवण ।
राखको पाणी देखलै, कोरे घडेकों धोवण ॥ २३ ॥

આવી અસત્ય ઘટનામાં પણ રંગલાલ નામના તેરાપંથી સાધુ કદાગ્રહ કરીને કહે છે, કે "જૈન શાસ્ત્રમાં કોરો ઘડો ધોઇને તે પાણી સાધુઓએ પીવું જોઇએ, એવું વિધાન છે. એનોજ અર્થ રાખનું પાણી પીવું જોઇએ, એવો સ્પષ્ટ છે!" આવો ખોટો અર્થ કરીને શ્રી૦ રંગલાલ લોકોને ખોટે રસ્તે દોરી જાય છે. ૨૩.

दश वैकालिक सूत्रमें, ओ गुडके घडेको धोवण ।
इणनै पंथी लै उड्या, कोरे घडेको धोवण ॥ २४ ॥

દશવૈકાલિક સૂત્રમાં ગોળના ઘડાને ધોઇને તેનું પાણી લેવું, એ કલ્પે છે; એવું વિધાન છે. આ વિધાનનો અવળો અર્થ કરીનેજ તેરાપંથીઓ કોરો ઘડો ધોઇને તે પાણી સાધુ-ઓએ વાપરવું, એવો કદાગ્રહ લઇ બેઠા છે. ૨૪.

कालूरामजी इम कहै, तेरहपंथी सरदार ।
राखकों पानी अचित है, भीतर नाख्या खार ॥ २५ ॥
येतो वात मानी सही, है सज्जीको खार ।
राख खूल्हेकी गेरके, क्यो बतावै खार ॥ २६ ॥

વળી તેરાપંથી સાધુઓના સરદાર સમા કાળુરામજી, જે એક આગેવાન તેરાપંથી જૈન સાધુ હતા; તેઓ રાખના પાણીને પીવાનું ઉચિત જણાવતા કહે છે, કે રાખનું પાણી

અચિત (યોગ્ય) છે; કારણ કે એથી એ પાણીમાં ક્ષાર ભેળાવા પામે છે. શ્રી૦ કાળુરામજીની આ વાત માન્ય રાખીએ, તો ભલે સજ્જીના ખારયુક્ત એવું રાખમિશ્રિત પાણી કલ્પે છે, એમ માની શકાય; પણ ચુલામાંની રાખ પાણીમાં નાંખીને પછી તે પાણી પણ તેરાપંથી સાધુઓ વાપરે છે, તેનું શું? જો ખારના મિશ્રણથીજ એ પાણીને અચિત માનો છો, તો ચુલાની રાખ નાંખેલા પાણીમાં, એવો ક્ષાર ક્યાંથી આવે છે અને તે પાણી કેવી રીતે અચિત બને છે? ૨૫-૨૬.

काचा पाणी परातमें, और कुवैकी खेल ।
ढोर पीय पाछा हट्या, बाकी पाणी रह गयो गेल ॥ २७ ॥

इणनै अचितकर मानीयो, भोगवियो तिण वार ।
सरवर जल किम छोडियो, जामें गोकुल पिये हजार ॥२८॥

પરાતમા (મોટું પહોળું પાત્ર) કાચું પાણી ભરેલું હોય, તે પાણી અને કુવાના હવાડાનું પાણી, કે જેમાંથી ઢોર પણ પાણી પી જાય છે અને છેવટે તેમાં મળમિશ્રિત ગંદુ પાણીજ બાકી રહે છે, તેવું પાણી પણ તેરાપંથી સાધુઓએ અચિત માનીને ત્રણવાર વાપર્યું છે; (એવો એમના ગ્રંથોમાં ઉલ્લેખ છે.) ખરેખર, તો પછી જેમાં હજારો ગોવત્સો પાણી પી જાય છે, તેવા સરોવરના જળને તો આ સાધુઓ નહિજ છોડે, એમાં શું આશ્ચર્ય છે! ૨૭-૨૮.

बाहिर हाथ धोवे सदा, आ त्रिया केरी जात ।
पछ्यो रहे पिंछो कडे, जामें धोया गोवरका हाथ ॥ २९ ॥

चांडाल तो छुवे सदा, कुत्ता लिक लिक खात ।
ओ पाणी तु भोगवै, कहता महाजन जात ॥ ३० ॥

સ્ત્રીઓ આવીને જેમાં અહરનિશ હાથ ધુએ છે, જેમાં છાણના હાથ ધોવામાં આવે છે અને તેનો મેલ અંદર પડયો રહે છે; જે પાણીને ચાંડાળ અર્થાત અસ્પૃશ્યો આવીને સદા સ્પર્શ કરે છે અને કુતરાઓ પણ છુપાઇ છુપાઈને જેનું પાણી પી જાય છે, એવા તળાવનુ પાણી પણ તેરાપંથી સાધુઓ અચિત માનીને વાપરે છે અને પાછા પોતાને પંચ-મહાવૃતધારી જૈન સાધુ–મહાજન કહેવડાવે છે; શું એ આશ્ચર્ય નથી ? ૨૯–૩૦.

**गोवर कूडो गावको, वरखामें वह जाय ।**
**निवाणी मेलो दुवै, ओपाणी क्यों नहीं लाय ॥ ३१ ॥**

આવા પાણીને પણ જ્યારે તેરાપંથી સાધુઓ અચિત માનીને તેને વાપરે છે, ત્યારે એવી શંકા ઉઠે છે કે ગામનો ઉકરડો વરસાદથી જેમાં વહી જાય છે, અને જેમાં ભંગીઓ મેલાના ટોપલા ધોય છે, તે નીકનું પાણી પણ આ લોકો અચિત માનીને પીવાના કામમાં લેતા તો નહિ હોય ને ! ૩૧.

**सचित द्रव्य ते त्यागियो, प्रथम व्रत प्रमाण ।**
**अव खावाने ढूकियो, थारा कठै गया पचखाण ॥ ३२ ॥**

હે તેરાપંથી જૈન સાધુઓ ! તમે પ્રથમ વૃત લઈને સચિત દ્રવ્યોનો ત્યાગ કર્યો છે, પણ આ શું ? હવે તો તમે ખાવાપીવામાંજ સર્વસ્વ માની બેઠા છો, તો હવે તમે લીધેલા પચ્ચકખાણ ક્યાં જતા રહ્યા વારૂ ? ૩૨.

इती तेरहपंथी नाटके प्रथम वृत खंडन नामने सप्तम प्रकर्ण समाप्तम् ॥

અહીં તેરાપંથી નાટકનું, પ્રથમ વૃતખંડન નામનું સાતમું પ્રકરણ સમાપ્ત.

अथ तेरापंथी नाटकके द्वितीय व्रतवर्णन नामक अष्टम प्रकरण प्रदर्श्यन्ते.

# પ્રકરણ : ૮ : મું.

# દ્વિતિય વ્રત વર્ણન.

॥ दोहा ॥

દોહરો.

देखी जैसी भाखसू, दूजे व्रतके मांहि ।
श्रोताजन तुम सांभलो, पंथी पांयें वृत नांहि ॥ १ ॥

તેરાપંથીઓ વીરશાસને સાધુઓને માટે ઉપદેશેલું બીજું વૃત પણ પાળતા નથી. તેઓ એ વૃત કેવી રીતે પાળે છે, તે અમે જોયું છે; તેનુંજ અમે હવે અહીં વર્ણન કરીએ છીએ. હે શ્રોતાજનો! તમે અમારૂં એ વર્ણન સાંભળશો, એટલે તમારી પણ ખાતરી થશે કે તેરાપંથીઓ બીજા વ્રતને પણ પાળી શક્યા નથીજ. ॥૧॥

आपण बोले झूठकों, भीखणजी रह्या पछताय ।
जीतमलजी कह गया, भीखण चरित्रके मांहिं ॥ २ ॥
भीखणजीमें वाणथी, सदा बोलनी झूठ ।
इणसेती सावित हुवै, झूठ बोलनी छूट ॥ ३ ॥

તેરાપંથીના સ્થાપક શ્રી, ભીખમજીનું ચરિત્ર તેરાપંથી સાધુ જીતમલજીએ રચ્યું છે. એ ભીખમજી ચરિત્રમાં જીતમલજી કહે છે, કે ભીખણજી જુઠું બોલ્યા હતા અને પોતાના અસત્ય ભાષણ માટે તેમને પસ્તાવો થયો હતો. ભીખમજીની વાણીથી એ રીતે વારંવાર અસત્ય નીકળ્યું

હતું. આ ઉપરથી એમજ સાબીત થાય છે, કે તેરાપંથમાં અસત્ય ભાષણની છુટ છે, અથવા અસત્ય બોલવું એમાં કાંઇ દોષ લેખવામાં આવતો નથી. ૨-૩.

भीखणजीके झूठको अब मैं करुं वखान ।
इनके बनाये ग्रंथसें, देता हूं प्रमाण ॥ ४ ॥

શ્રી. ભીખમજી ક્યાં ક્યાં જુઠું બોલ્યા છે, તે હું હવે બતાવું છું. વળી એ અસત્યના ઉદાહરણો અને પ્રમાણો, શ્રી. ભીખમજીએ બનાવેલા ગ્રંથોમાંથીજ અહીં રજુ કરીને, મારી વાત સાચી છે, એમ સાબીત કરી આપું છું. ૪.

अणुकंपा चोपाई रची, तिणमें झूठ अपार ।
भीखणजीके झूठको पावो नांहि पार ॥ ५ ॥

શ્રી. ભીખમજીએ અનુકંપા ચોપાઇ રચી છે, એ સાહિત્યમાં અપરંપાર અસત્ય રહેલું છે, ખરેખર શ્રી. ભીખમજીના મુખથી બોલાએલા અસત્યનો (ભગવાન મહાવીરે દર્શાવેલા સિદ્ધાંતોથી ઉલટા પ્રતિપાદનો) પાર પામી શકાય એમજ નથી. ૫.

सावजअणुकंपा तणो, वजाय दीयो डको ।
झूठी वात वनावतां, तनै आयो नहीं शंको ॥ ६ ॥

શ્રી. ભીખમજીએ તેમના ઉપદેશોમાં અને તેમણે બનાવેલા ગ્રંથોમાં, સાવદ્ય અનુકંપાનો ડંકો બજાવીને, અર્થાંત સાવદ્ય અનુકંપાનું પ્રતિપાદન કરીને, ભગવાન મહાવીર દેવના જીવદયાના સિદ્ધાંતને ઉડાવી દીધો છે, યા તેને વિકૃત બનાવી દીધો છે. ખરેખર! આવો અસત્ય સિદ્ધાંત રજૂ કરતા, શ્રી. ભીખમજીને જરાય શંકા કે ભય નહિ લાગ્યા હોય!? ૧૬.

भगवंतसे डर्यो नहीं, तिणने चूका बतावै ।
दश दोषण लगावतां, शर्म नही आवै ॥ ७ ॥

શ્રી. ભીખમજી ભગવાનથી પણ ડર્યા નથી અને "ભગવાન મહાવીર ચુકયા છે." એમ તેમણે કહ્યું છે. વળી તેમણે ભગવાનને માથેજ દસ દોષો ઠોકી માર્યા છે! સર્વજ્ઞ ભગવાને ભૂલ કરી હતી, એમ કહેતા ખરેખર શ્રી. ભીખમજીને શરમ પણ કેમ નહિ લાગી હોય! ૭.

---

# सत्यार्थ–बत्तीसी ।

॥ ढाल ॥

: ઢાલ :

मरदों मली विचारोजी, श्रीमहावीर भगवंतनै चूका
मती बतावोजी । टेक ।

चूका चूका कहे भगवंतने, ऐसी ठोके गल्ल ।
दस दोषण भगवंतमें काढे, भीषण ने जीतमल्ल ॥मरदो०१॥
षट् दोषण भीषणजी काढे, जीतमल्लजी चार ।
अणुकंपा और भर्म विध्वंशण, आमें कह्यो विचार ॥मरदो० २॥

હે જૈનસાધુઓ! હે શ્રાવકો! શ્રી. ભીખમજીએ ભગવાન મહાવીરદેવને દોષ કરનાર બતાવ્યા છે. એ શ્રી. ભીખમજીના કથનને તમે જરા બુદ્ધિપુર્વક વિચારી જુઓ. તેરાપંથીઓ "ભગવાન ચુક્યા;" એવી અર્થહિન ગપ હાંકે છે; અને શ્રી. ભીખમજી અને શ્રી. જીતમલજી બંને મળીને મહાવીર ભગવાનમાં દસ દોષો હતા, એમ બતાવે છે. શ્રી. ભીખમજી

પોતે મહાવીર ભગવાનમાં છ દોષો હતા, એમ તેમણે રચેલા અણુકંપા ચોપાઇ નામના ગ્રંથમાં બતાવે છે; અને શ્રી. જીતમલજી પોતાના ભ્રમવિધ્વંશણ નામના ગ્રંથમાં ભગવાનના બીજા ચાર દોષો દર્શાવે છે. ૧--૨.

१   २   ३   ४   ५
लब्ध फोड पट्लेश्यो छद्मस्थ, मोह उदे वसिराग ।
६
दोय साधांने नाहि वचाया, ए षट्दोषण लाग । मरदो० ३ ॥
कषाय नियंठो छाड तिलाको, सुपना तणो विचार ।
चार ज्ञान चवदेपूरवको, ए दोषण काढे चार ॥ मरदो० ४॥

લબ્ધિ દોષ, ષડલેશ્યા દોષ, છદ્મસ્થપણામાં પ્રમાદ સેવન દોષ, મોહનો ઉદય, રાગ, અને બંને સાંધાને રક્ષણ ન આપવું; એ ભગવાન મહાવીરમાં છ દોષ હતા; એમ શ્રી. ભીખમજી કહે છે. શ્રી. જીતમલ; કશાય સંબંધી ઉપદેશ, સ્વપ્નફળ, ચાર જ્ઞાન અને ચૌદપુર્વ સંબંધી ભગવાન મહાવીર દેવે કરેલા કથનમાં દોષ છે, એમ ચાર બીજાદોષ દર્શાવે છે. આ રીતે શ્રી. ભીખમજી અને જીતમલજી બંને મળીને ભગવાનના એકંદર દસ દોષો બતાવે છે. અર્થાત ભગવાને દસ ભૂલો કરી છે, એમ કહે છે. ૩-૪.

इण विध दश दोषण मानीने, भगवंतने चूकावे ।
अरिहंत गणधर और पूर्वधर चूका नाहि बतावे ।।मरदो०५।।

શ્રી. ભીખમજી અને શ્રી. જીતમલજી આ પ્રમાણે દસ વિષયો પરત્વે ભગવાન મહાવીર ચુકયા હતા, એમ બતાવે છે, અને તેથી "તેઓ મહાવીર ચુકયા" એમ કહે છે. પણ અરિહંતો, ગણધરો કે પૂર્વધરોએ તો ભગવાનને ઉપલા દોષો કોઇપણ રીતે લગાડયા નથી અથવા તેમને ચુકેલા પણ

બતાવ્યા નથી. તો પછી અરિહંતો, ગણધરો અને પૂર્વધરો ખરા કે શ્રીમાન ભીખમદેવ ખરા, તેનો તો વિચાર કરો ! ૫.

अतिचार लागतो नाही, भगवंत के तांई ।
पडिक्रमणों भगवंत नही करता, छद्मस्थपणे मांही ॥मरदो० ६॥
दया एक धर्मकी कहदी, संवरद्वार मांही ।
पापकी दया कहाँसे लाया, आश्रवद्वारमें नाही ॥मरदो० ७॥

શ્રી. મહાવીર ભગવાન છદ્મસ્થપણામાં પડિકમણું કરતા ન હતા, પણ તીર્થંકરના અધિકારમાં તેમને તેથી અતિચાર દોષ લાગતો નથી, એમ સર્વ ઠેકાણે કહ્યું છે. વળી જૈનશાસ્ત્રો તો સંવરના અધિકારમાં ધર્મની દ્રષ્ટિએ દયાનું પુણ્ય આપનારૂં એકજ સ્વરૂપ બતાવે છે, જ્યારે શ્રી. ભીખમજી અમુક પ્રકારની દયાથી (પાપની દયાથી) પાપનો બંધ થાય છે, એમ કહે છે. જૈનશાસન આશ્રવના જે કારણો બતાવે છે, તેમાં કોઇપણ સ્થળે આવી દયાનો-દયાથી પાપ થાય છે એવો-ઉલ્લેખ નથી. ૬-૭.

पापकी दया सूत्रमें नाही, हयतो सूत्र दिखावो ।
मनकल्पितसे लोक वहकाइ, नाहिक जन्म गमावो ॥मरदो० ८॥

જૈનસુત્રોમાં કોઇપણ સ્થળે દયાનું પરિણામ પાપનો બંધ છે, (એક માણસ નદીમા ડુબીને મરણ પામતો હોય, તો તેને બીજા માણસે મરતો બચાવી લેવો, એ પાપ છે; એવું તેરાપંથ માને છે. એ કાર્ય પાપ હોવાનું, તેઓ એ કારણ આપે છે, કે મજકુર માણસને મરતો બચાવી લીધા પછી, બચી ગએલો માણસ, કદાચ પાપ કે અધર્મ કરે, તો એ પાપને માટે પેલો બચાવનાર પણ જવાબદાર ગણાય છે. આ ભાવનાથી મરતાને જે દયાની લાગણીથી બચાવી લેવો, એ દયાને, આ સંપ્રદાય, પાપ આપનારી દયા કહે છે, અને તેવી દયાનો નિષેધ

કરે છે.) એમ કહેલું જ નથી. છતાં જો કોઇ જૈનસૂત્રમાં એવો ઉલ્લેખ છે, એમ કોઈ કહેતું હોય, તો તેવો ઉલ્લેખ કરતું સૂત્ર, બતાવી દેવાનો, હું તેમને પડકાર કરૂં છું. હું કહું છું કે હે ભાઈઓ! તમે સૂત્રને નામે મનકલ્પિત વાતો કહીને, લોકોને વૃથા અધર્મને માર્ગે દોરો નહિ અને એ રીતે તમારો પણ જન્મ નકામો ગુમાવો નહિ. ૮.

कोलुण शव्दने करुणा मानी, नसितसूत्र दिखलावे।
कोलुण करुणा एक बताइ, बोधाने बहकावे ॥मरदो० ९॥

તેરાપંથીઓ નસિતસૂત્ર બતાવે છે, અને તેમાં લખેલા "કોલુણ" શબ્દને બતાવીને કહે છે, કે એ શબ્દથી કરૂણાનો અર્થ લેવાનો છે. એ અર્થ લેતા મજકુર સૂત્રમાંથી "જે દયાનું ફળ પાપનો બંધ છે, એવી દયા, તે સાવદ્ય દયા હોઇ, તેનો ત્યાગ કરવો જોઇએ, એવો અર્થ નીકળે છે." તેરાપંથીઓનું આ કથન તદન ખોટું છે. કોલુણ અને કરૂણા એ બે શબ્દો એકજ નથી. આ બંને શબ્દોને એકજ અર્થના બતાવીને તેરાપંથીઓ, માત્ર ભોળા માણસોને આડે માર્ગે દોરી જાય છે. ૯.

वृथा खपकियो थें इणरी, अणुकंपा चोपी वणाई।
चोपीके ओर भर्मध्वंशणके, टिकिया देत लगाई॥मरदो०१०॥
छदमस्थपणे श्रीवीरजिनेश्वर, आचारंग सूत्रमांही।
अरिहंतजी इम फरमायो, प्रमादसेव्यो नाही ॥ मरदो० ११॥
छदमस्थपणे श्रीवीरजिनेश्वर आचारंग सूत्रमांही।
गणधरजी तो इम फरमायो, दोष लगायो नाही ॥ १२ ॥
प्रमादसेव्यो नही दोष लगायो, सुत्र इम फरमायो।
थें कहो आचारंग मानां, ओमान्यो कथे छिटकायो ॥ १३ ॥
कोणकको दृष्टांत लगाइ, बोधाने बहकाई।
गये कालकी बात छिपाई, वर्तमान दिखलाई ॥ मरदो० १४ ॥

શ્રી૦ ભીખમજીએ અણુકંપા ચોપાઈ બનાવેલી છે અને શ્રી૦ જીતમલે ભ્રમવિધ્વંશણ નામનો ગ્રંથ રચ્યો છે. તેમાં આવા ઉત્સુત્ર લખાણો કરીને તેમણે ભગવાનને માથે ખોટા ખોટા દોષોજ ઠોકી માર્યા છે. તેમાં એટલું અસત્ય છે, કે એજ સંપ્રદાયના બીજા સાધુઓને તેમાંનું અસત્ય છુપાવવા ટીકા ટીપણો કહેવા પડયા છે. શ્રી. આચારાંગ સૂત્રમાં અરિહંત અને ગણધર ભગવાન એમ ફરમાવે છે, કે મહાવીર ભગવાને છદ્મસ્થદશામાં પડિકપણું આદિ ન કર્યું, એમા એમને પ્રમાદ સેવ્યાનો દોષ લાગતોજ નથી; છતાં શ્રી. ભીખમજીએ આચારાંગને ઉંચે મૂકીને, ભગવાનને પ્રમાદ સેવ્યાનો દોષ લગાડયો છે, એ તદ્દન અધર્મયુક્ત છે. પોતાના અર્થો અને સિદ્ધાંતોને સાચા ઠરાવવા, તેરાપંથીઓ કોણુકની વાત આગળ ધરે છે અને તે વાત પણ કાળ ફેરવીને ખોટી રીતે રજુ કરીને, ભોળા માણસોના મનમાં ભ્રમ પેદા કરે છે અને ભગવાન મહાવીરના જે દસ દોષો ગણાવે છે, તે બધું ખરૂં છે; એવું લોકમાં ઠસાવવાનો પ્રયત્ન કરે છે. પણ ખરી વાત એ છે, કે કોણુકનું દ્રષ્ટાંતજ અહીં લાગુ પડતું નથી. ૧૦-૧૧-૧૨-૧૩-૧૪.

शतक पनरमें छठे उद्देशे, भगतीसुत्र मांही ।
श्रीमहावीर भगवंतजी भाख्यो, ते में देउं वताइ ॥मरदो०१५॥
गौतम पुछे भगवंत भाखे, सुणियो परमारथ ।
गोशालो वंचायो म्हे तो दया केरे अर्थ ॥ मरदो० १६ ॥

શ્રી. ભગવતીસૂત્રમાં પંદરમાં શતકમાં છઠ્ઠા ઉદ્દેશમાં શ્રી. મહાવીર ભગવાને સ્વમુખે ભાખેલા વચનો છે. હે વાંચકો! ભગવંતના વચનોજ હવે હું તમને કહી બતાઉં છું. ગૌતમ

સ્વામી મહાવીર ભગવાનને પરમાર્થનો અર્થ પૂછે છે, તેનો જવાબ આપતા શ્રી. મહાવીર ભગવાન કહે છે; કે "મેં ગોશાલો-જે મહાપાપી, અનર્થ અને અધર્મ કરનારો અને નિરંતર પાપો તથા જૈન ધર્મથી વિપરીત કાર્યોનેજ આચરનારો હતો, તેને પણ-દયાને ખાતર બચાવી લીધો હતો." એને બચાવવામાં દયાનો મર્મ છુપાએલો છે. અર્થાત ગમે તેવા અધર્મીને પણ પ્રાણદાન આપી બચાવી લેવો, એ દયાધર્મ છે. ૧૫-૧૬

**केवल ज्ञान भयो भगवंतने, जद भगवंत या फरमाई ।**
**इण वचनांसे साबित होवे, भगवंत चूका नाही ॥मरदो०१७॥**

ઉપલા ભગવાન મહાવીરના મોંઢેથી બોલાએલા શબ્દો ભગવતીસૂત્રમાં લખ્યા છે. શ્રી. મહાવીર ભગવાને ગૌતમસ્વામીને આ શબ્દો તેમને કેવળજ્ઞાન ઉપજ્યા પછી કહ્યા હતા. ભગવાને કેવળજ્ઞાન ઉપજ્યા પછી, આ નિર્ણય આપેલો હોવાથી, સાબીત થાય છે, કે ભગવાન ચુકયા હતા, એ વાત સર્વથા અસત્ય છે. ૧૭.

**दया अर्थ भगवंत फरमायो, तिणमें भीषणजी पापवताई ।**
**भीषणजीके कहणे लेखे, भगवंत कपटी थाई ॥मरदो० १८॥**

ભગવાન મહાવીરે દયાનો જે અર્થ અને વ્યવહાર કહ્યો છે, તે અર્થમાં અને વ્યવહારમાં શ્રી. ભીખમજી પાપ છે, એમ કહે છે; અને તેઓ એવી દયા પાપ અને બંધને આપનારી છે, એમ ઉપદેશે છે. જો શ્રી. ભીખમજીનું કહેવું સાચું માનીએ, તો શ્રી. ભગવાનનું કહેવું દંભભર્યું છે, અને ભગવાન કપટી હતા, એમજ માનવું પડે; કે જે દેખીતી રીતેજ ખોટું છે. ૧૮.

पाप ढांक प्रभुदया बताई, अपणो पत्र छिपाई ।
गौतमजीसे डरता प्रभुजी क्यां लोकांसे सरमाई ॥सरदो० १९॥

જો એમ માનો કે: ગોશાળાને બચાવી લેવામાં ભગવાને પાપ કર્યું હતું, એમ તેઓ મનમાં જાણતા હતા, છતાં તેમણે પોતાનું કામ સાચું ઠરાવવા રાગપૂર્વક પોતાનું પાપ ઢાંકી દઈને, પોતાના કાર્યને દયાના કાર્ય તરીકે વર્ણવ્યું છે અને એ રીતે ભગવાને પોતાનો દોષ છુપાવ્યો છે; તો એ માનવું પણ ખોટુંજ છે. કારણ કે ભગવાન કાંઈ ગૌતમસ્વામીથી કે લોકલજ્જાથી ડરતા ન હતા કે તેમને કોઈપણ રીતે એવું ખોટું કહેવાની જરૂર ન હતી. ૧૯.

पूर्णब्रह्म परमातम प्रभुजी, केवलज्ञानी नहीं झूठा ।
भीषणजी तो जूठा बतावे, दोष लगावे पूठा ॥सरदो० २०॥

ભગવાન મહાવીર પૂર્ણબ્રહ્મરૂપ, પરમાત્મા અને કેવળજ્ઞાની હતા. તેઓ જુઠા ન હતા છતાં શ્રી૦ ભીખમજી જ્યારે ભગવાનનેજ જુઠા બતાવે છે, ત્યારે સ્પષ્ટ એમ કહેવુંજ પડે છે, કે તેમનું કહેવુંજ અસત્ય છે; અને તેમણે ભગવાન ઉપર જે દોષો લગાડ્યા છે, તે દોષો પણ માત્ર મનના તરંગથી ઉપજાવી કાઢેલી કપોલકલ્પિત વાતોજ છે. ૨૦.

भगवंत केरा वचन उथापे, ते निंदक हे भाई ।
समकित विन वो फिरे भटकतो, जयमाली दांई ॥सरदो० २१॥

ભગવાનના કથનમાં જે ખોટા દોષો બતાવે છે અને ભગવાનના વચનોને ઉથાપે છે, તે ભગવાનનોજ નિંદક છે. ભગવાનની નિંદા કરવાથી તેના સમકિતનો નાશ થયો છે, અને તે જયમાલી જેવો—ધર્મભ્રષ્ટ છે, એમજ જાણવું શેષ રહે છે. ૨૧.

जयमालीने निंदक माना, भीषणजीने नांही ।
गुप्तपणे कितरा दिन राखो, छाना न रहे छिपाई ॥मरदो०२२॥

તેરાપંથીઓ! તમે જયમાલીને પ્રભુવચન ઉથાપવા માટે મહાવીરનો નિંદક માનો છો અને એવાજ કાર્ય કરનાર શ્રી. ભીખમજીને પ્રભુનિંદક માનતા નથી; એ તમારૂં અસત્ય અને પાખંડ તમે કેટલો સમય છુપાવી રાખવાના હતા? એ તમારૂં અસત્ય હવે કાંઇ છાનું રહી શકવાનું નથી. ૨૨.

अपणी चूक मानता, नाही भगबंत चूका दिखाल ।
उलटो धारो प्रतक्ष देखो, चोर दंडे कोटवाल ॥मरदो०२३॥

શ્રી. ભીખમજી શાસ્ત્રોને સમજી શક્યા નથી, એ તેમનીજ ભૂલ છે; પણ તેઓ પોતાની ભૂલ તો કબુલ રાખતા નથી અન શ્રી. મહાવીર ભગવાનનેજ ભૂલ કરનારા કહે છે. ખરેખર! ચોર કોટવાળને દંડે, એવો ઉલટો ન્યાય, શ્રી. ભીખમજીના ઉદાહરણ ઉપરથી સ્પષ્ટ જોવાનો મળે છે. તેઓ જાતે ભૂલ કરે છે અને પાછા ભગવાનનીજ ભૂલ હતી, એમ બતાવે છે!! ૨૩.

समकित विन क्रिया सवि निष्फल, कोई न आवे काम ।
घोर तपस्या भुखको मरवो, ज्युं गगने चित्राम ॥मरदो०२४॥
समकित विन सामायिक करता, पडिकमणा ने पोसा ।
नाहिक काल गमावे काहे? निंदक राख भरोसा ॥मरदो० २५॥

તેરાપંથીઓ પ્રભુવચનમાં શ્રદ્ધા રાખતા નથી એટલે તેમણે સમકિત ખોઇ દીધું છે, અને તેઓ વગર સમકિતે સામાયિક પડિકમણાં અને પોસા વગેરે કરે છે; પણ આ બધાં વ્રતો અને ક્રિયાઓ સમકિત વિનાના હોવાથી, તે વૃથા છે. હે તેરાપંથીઓ! તમે ભગવાન મહાવીરના નિંદકનું વચન માન્ય રાખી; આ રીતે તમારા ક્રિયા અને ધર્મોને વૃથા કરીને શા માટે અમૂલ્ય માનવજીવન નકામું વેડફી નાંખો છો? ૨૫

निंदककी थें सेवा साधो, भगवंतकी निंद्या ठोको।
येसे केसे समकित पावो, मोला खोय दियो मोको ॥मरदो०२६॥

હે ભોળા તેરાપંથી ભ્રાતાઓ! તમે ભગવાન ભુલ્યા, એવું ખોટું કહેનારા તેરાપંથી સાધુઓની સેવા કરો છો અને છચોક ભગવાનની નિંદા કરો છો, આ રીતે તમે કાંઇ સમકિત મેળવી શકવાના નથી અને શુભોદયે જૈન કુળ પામી મોક્ષ મેળવવવાનો મળેલો મોકો (વખત) પણ તમે ખોઇ રહ્યા છો. ૨૬.

निंदकने कोई मदत देईके, निंदक पंथ वढावे।
आक धतूरो सींची मूरख, अंब कहाँसे खावे ॥ मरदो० २७ ॥
विष तुंबेकी वेल वढाई, करी मतीरी सींची।
फल पाको जव खावण लगो, रह्यो वाडी भींची ॥मरदो०२८॥

હે તેરાપંથી ભ્રાતાઓ! તમે તેરાપંથ, કે જે ભગવાન મહાવીરની ખોટી નિંદા કરનારો છે, તેને મદદ આપીને તેનો પ્રચાર કરો છો, અને એ ધર્મપાલન છે, એમ માની મોક્ષની આશા રાખો છો, પણ એ મિથ્યા છે. કારણકે કોઈ મુરખો બાવળ અને ધંતુરા રૂપી અધર્મને વાવીને, તેના ઉપર મોક્ષરૂપી કેરી આવવાની આશા રાખે, તો તે મિથ્યાજ છે. તમે વિષની વેલીને મતીરાની વેલી માનીને સીંચીને મોટી કરો છો અને પછી તેના ફળો પાકીને તૈયાર થાય છે, ત્યારે તેને વિષના ફળો જાણીને, હવે તે ખાવા પડશે, એ વિચારે ગભરાઇ ઉઠો છો, પણ એ ગભરાટ હવે શા કામનો? એ તો કરેલાં કર્મો ભોગવવાંજ પડશે. ૨૭-૨૮.

निंदक चाल निंदकां केरी, कोई प्रकट करे भाई।
गृहस्थ लडवा करे तियारी, दोड्या अदालत जाई ॥मरदो०२९॥

पक्षपात तो छोडो भाई, आतो धर्मका काम ।
धर्ममें राड कहोमत बीरा, कांइ बटत है दाम ॥मरदो०३०॥

તેરાપંથના સાધુઓ અને ગ્રંથો "ભગવાન મહાવીર ચુક્યા" એમ કહી, ભગવાનની નિંદા કરે છે, આ વાત કોઇ મનુષ્ય જાહેરમાં મૂકે છે; ત્યારે તેરાપંથી ગૃહસ્થો લડવા તૈયાર થાય છે અને અદાલતમાં જઇ દાવાઓ માંડે છે. પણ હે ભાઇઓ ! આ તમારા કામો ખોટાં છે. તમે તમારા પંથનો ખોટો પક્ષપાત છોડી દો. પક્ષપાત છોડીને સત્ય શું છે એ વિચારવું, એમાં પણ ધર્મ રહેલો છે. હે મિત્રો ! આ ચર્ચામાંથી આપણે કાંઇ અર્થ લાભ મેળવવાનો નથી કે તેમાં લડાલડીને સ્થાન હોય; આપણે માત્ર ચર્ચામાંથો ધર્મ મેળવવો છે અને સત્ય શોધવું છે. વળી ધર્મમાં દુરાગ્રહ પણ શોભતો નથી. માટે હે મિત્રો ! તમે ખુબ વિચાર કરો અને ભૂલથી તમે મિથ્યા વાતો સાચી માની બેઠા છો, તે કદાગ્રહી ન થતાં, તજી દો. ૩૦.

आत्मा अर्थी जो कोई होवे, इणरो करो विचार ।
भगवंतकी तो समकित धारे, जद पावे भवपार ॥मरदो०३१॥
सूत्र ग्रंथकी शाख देईने, कहे प्रीतउदे मोडो ।
भिन्न २ कर समझायो तुमने, निंदक पंथने छोडो ॥मरदो०३२॥

જે કોઈ આત્માના અર્થી હોય, તેમને મારી વિનતિ છે, કે ભાઇઓ ! તમે તમારા આત્માનો વિચાર કરો. જે ભગવંતને પૂર્ણ જ્ઞાની માને છે, એજ સમકિત પામી શકે છે અને સમકિત પામે છે તેજ સંસાર તરીને મોક્ષ મેળવે છે. હવે જો તમે ભગવંતનેજ દોષ કરનારા માનશો, તો તમારી ગાડી ધારેલે ઠેકાણે કયાંથી પહોંચવાની હતી ? મેં તમને સૂત્ર ગ્રંથોના ઉતારા આપી આપીને, તેરાપંથી માન્યતાઓ

કેવી જૂઠી છે, તે સમજાવ્યું છે. માટે મિત્રો! તમે ખોટો આગ્રહ કરવો તજી દો, મહાવીર ભગવાનને ભૂલો કરનાર કહી, તેમને નિંદનારા તેરાપંથના ખોટા વિચારોને તજી દો અને જૈનશાસનના સાચા સિદ્ધાંતોને પાળી, પ્રભુ મહાવીરના સાચા જૈન બનો. ૩૧-૩૨

(૧) મહાવીર ભગવાન કહે છે, કે તેમણે દયાને અર્થે ગોશાળાની રક્ષા કરી હતી; પણ શ્રી. ભીખમજી કહે છે, કે પ્રાપને અર્થે મહાવીર ભગવાનને હાથે ગોશાળાની રક્ષા થઈ હતી. આ ભીખમજીનું કથન અસત્ય છે; અને શ્રી. ભીખમજીનું આ કથન અસત્ય હોવાથી, તેમનું સાધુ તરીકે લીધેલું બીજું મહાવ્રત નષ્ટ થાય છે.

(૨) ઉત્તરાધ્યયન સૂત્રના નવમાં અધ્યયનમાં નિમીરાય ઋષિના અધિકારમાં, તેમની આંખોમાં અમૃત છે, એમ કહ્યું નથી; પણ શ્રી. ભીખમજી તેમની "અનુકંપાની ચોપાઈ"માં લખે છે, કે નિમીરાય રૂષિની આંખોમાં અમૃત વસે છે. એ પણ શ્રી. ભીખમજીનું વિધાન અસત્ય છે.

(૩) શ્રી. ભીખમજી "અનુકંપાની ચોપાઇ"માં કહે છે, કે અરણક આદિ શ્રાવકોને હાથે થએલી દયા, સાવદ્ય દયા છે. જ્ઞાત્રાસૂત્ર તથા દશાંગ સૂત્રમાં ઉપાસગ્ગ જ્યાં શ્રાવકોના અધિકારીની વાત ચાલે છે, ત્યાં દયાનો પ્રસંગ કે ઉલ્લેખ સરખો પણ નથી. હવે જ્યાં દયાનું નામ માત્ર પણ નથી, ત્યાં પાપ આપનારી દયાનો ઉલ્લેખ કે ભાવાર્થ પણ હોઇ શકેજ નહિ. છતાં શ્રી. ભીખમજી તેમ કહે છે, એ અસત્ય છે.

(૪) શ્રી. ભીખમજીએ "અનુકંપાની ચોપાઇ"માં ઢાલ ૩ ગાથા ૪૬ મા લખ્યું છે, કે દયા પાળવા વિષે સાધુ શ્રાવક

સમાન છે. ઢાલ ૪થામાં તેઓશ્રી કહે છે કે : સાધુને હાથે જીવ મરતો હોય, તો બીજો સાધુ, તે સાધુને એ જીવ બતાવી, તેને હાથે થતી હિંસાને વારી શકે, એ શાસ્ત્રસિદ્ધ છે; પણ એક ગૃહસ્થને હાથે જીવ મરતો હોય, તો તેને, બીજો ગૃહસ્થ, "જો પેલી તારા હાથે જીવહિંસા થાય છે," એમ કહીને, ગૃહસ્થને તેમ કરતા રોકી ન શકે. જો આમ છે, તો ઢાલ ૩ ગાથા ૪૬, પ્રમાણે શ્રાવક સાધુનો સમાન રાહ, કેવી રીતે થઇ શકે? આ પરસ્પર વિરોધી કથનો પણ શ્રી. ભીખમજીની ગેરસમજુતી સાબીત કરે છે.

(૫) પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં સંવરના કારણોમાં ૫૪મા (ઉદ્દેશમાં) ભગવાને અયાધાડ નામથી દયાનો ઉલ્લેખ કર્યો છે, જ્યારે "અણુકંપાની ચોપાઈ"માં શ્રી. ભીખમજીએ કોણિક રાજનીતિમાં અયાધાડને સમાવી દઇને, તેને પાપબંધન આપનારી દયા કહી છે, એ શ્રી. ભીખમજીનું લખાણ પણ અસત્ય છે.

(૬) શ્રી. ભીખમજી તેરહદ્વારના ત્રીજા કોણદ્વારમાં આશ્રવના અધિકારમાં કર્તા, કર્મ, જીવ અને અજીવ; એમ બે બે યુગ્મ બતાવે છે; જ્યારે પદાર્થની ચોપાઇમાં આશ્રવના અધિકારમાં શ્રી. ભીખમજી જીવ એકલો માને છે; એ શ્રી. ભીખમજીના કથનો પરસ્પર વિરૂધ્ધ હોવાથી, તે પણ અસત્યરૂપે છે.

॥ दोहा ॥

દોહરા.

कर्ता कर्म दोय मानके, क्यो कहै एकलो जीव ।
तेरहद्वारमें देखलै बताय दई है सीव ॥ १ ॥

जो पदार्थमें तुमें, राखो नही विवेक ।
जीव एकलो मानियें, आश्रव पदार्थ देख ॥ २ ॥

તેરહદ્વાર નામક ગ્રંથમાં શ્રી. ભીખમજી એમ જણાવે છે, કે આશ્રવના અધિકારમાં કર્તા અને કર્મ બંનેનું અસ્તિત્વ છે, જ્યારે નૌપદાર્થની ચોપાઈમાં આશ્રવના અધિકારમાં જીવ એકલોજ માન્યો છે. આ પ્રમાણે નવ પદાર્થની ચોપાઈ નામક લખાણમાં શ્રી. ભીખમજી વિવેક (સત્ય) જાળવી શક્યા નથી. આ બંને કથનો આમ પરસ્પર વિરોધી છે, અને તેથી તેમાંનું ગમે તે એક કથન અસત્ય છે, એ આપોઆપજ સિદ્ધ થાય છે. ૧-૨.

आश्रव एकलो मानियो, तें जीवतणी परिजाय ।
बंध जीव मानै नहीं, जीव विणबंधको नव थाय ॥३॥
आश्रव जिम ओ बंध है, कर्मतणो बंधाण ।
बांधणवालो जीव है, जिम आश्रव कर्म ग्रहाण ॥४॥
आश्रव जीव तै मानियों, जिम बंध जीव ले मान ।
ओतो न्या नवरावरी, समझो चतुरसुजान ॥ ५ ॥

શ્રી. ભીખમજીકૃત તેરહદ્વાર ગ્રંથમાં જીવની પરિજાય રૂપે, આશ્રવ એકલો માનવામાં આવ્યો છે, અને જીવોના અધિકારમાં બંધ માનવામાં આવ્યો નથી, જે દેખીતી રીતેજ ખોટું છે. જો જીવ, બંધ ગ્રહણ ન કરતો હોય, તો કર્મનું બંધન કોને થઈ શકે ? આશ્રવ, એ એક પ્રકારનો બંધ છે, અને એનાથી કર્મ બંધાય છે. એ કર્મો જીવ બાંધે છે-ગ્રહણ કરે છે અને આશ્રવથી જીવને કર્મનો બંધ થાય છે. શ્રી. ભીખમજી, જેમ જીવ બંધનને ગ્રહણ કરે છે, તેમ આશ્રવના અધિકારમાં પણ આશ્રવ જીવ માને છે. શ્રી. ભીખમજીનો આ ન્યાય આશ્ચર્ય ઉપજાવે એવો છે. ૩-૪-૫.

जो पदार्थकी ढालमें आश्रव द्वारके मांहि ।
आश्रव जीवै ते मानिया, अजीव मानियो नांहि ॥६॥
कर्ता कर्म दोय मानियां, तेरहद्वारमें मांहि ।
आश्रवनो पदार्थमें, कर्ता मान्यो एक ॥ ७ ॥
कोन साचो कोन झूठ है, थारे ग्रंथकी मांहिं ।
तोकू थारे ग्रंथकी, खबर पणी है नांहि ॥ ८ ॥

નવપદની ઢાલ (નવ પદાર્થની ઢાલ) એ નામના કાવ્યમ. આશ્રવદ્વાર પ્રકરણમાં આશ્રવના અધિકારમાં, જીવ એકલો માનેલો છે અને તેને અજીવ માનેલો નથી. વળી તેરહદ્વાર ગ્રંથમાં શ્રી. ભીખમજીએ આશ્રવમાં કર્તા અને કર્મ બંને માન્યા છે અને નવપદની ઢાલમાં આશ્રવના અધિકારમાં એકલો કર્તા માન્યો છે. એ રીતે શ્રી. ભીખમજીએ પોતે રચેલા ગ્રંથોમાંજ એકજ બાબતા ઉપર જુદે જુદે સ્થળે જુદી જુદી વાતો કરી છે. તો સહેજે એવો પ્રશ્ન ઉઠે છે, કે હે ભાઇ ! આ તારાજ લખાણોમાં સાચી વાત કઇ અને જુઠી વાત કઇ ? ૬–૭–૮.

आश्रव अजीव कहै मिथ्या ती, आतै कीधी थाय ।
अपणे कथनसे भीखणजी, बनै मिथ्याती आप ॥९॥

એક સ્થળે શ્રી. ભીખમજી લખે છે, કે "જેઓ આશ્રવને અજીવ કહે છે, તેઓ મિથ્યાત્વી છે; કારણ કે આશ્રવ સજીવ છે, એવું જૈનશાસ્ત્ર ફરમાવે છે," અને પોતેજ પોતાના ગ્રંથોમાં આશ્રવ અજીવ પણ માને છે; એટલે શ્રી. ભીખમજી તેના પોતાના લખાણથી પણ મિથ્યાત્વી ઠરે છે ! ૯.

अज्ञानपणे कथनां करी, रही अज्ञानकी शल्य ।
चोरासी भर्ममिध्वंशणे, कहता है जीतमल ॥ १० ॥

આ દોષો જોઇને તેરાપંથના એક આગેવાન સાધુ શ્રી. જીતમલજી ભર્મ વિધ્વંશણ નામક ગ્રંથમાં લખે છે, કે શ્રી. ભીખમજીએ જે દેશના દીધી છે, તે અજ્ઞાનપણામાં દીધી છે અને તેથીજ તેમાં અજ્ઞાનપણાના શૈલ્યરૂપે દોષો રહી ગયા છે. ૧૦.

(૭) શ્રી. ભીખમજી નવપદની ચોપાઇમાં શુભયોગને નિર્જરા માને છે જ્યારે પાનાની (પ્રશ્ન) ચર્ચા નામક લખાણમાં અંક ૧૪, ૨૩, અને ૪૧મી કડીઓમાં શુભયોગોને પણ આશ્રવ માને છે, એ શ્રી. ભીખમજીની માન્યતા પણ પરસ્પર વિરોધી અને અસત્ય છે.

॥ दोहा ॥

દોહરા.

ठाणाअंगके पांचमें, कह्यो योग आश्रव ।
अशुभ योगरा जाणजो, नहीं शुभ योग आश्रव ॥१॥

આશ્રવ અને યોગનું વિવેચન કરતા શ્રી. ઠાણુંગજી સૂત્રમાં કહ્યું છે, કે યોગ એ આશ્રવ છે ખરા; પણ જે અશુભ-યોગો છે, તેજ આશ્રવ છે. શુભયોગો, એ આશ્રવ નથી. ૧.

शुभ योग आश्रव कहै, पानेकी चर्चा माहिं
प्रत्यक्ष निर्जरा देखल, मै तैनै दियो बताय ॥२॥

શ્રી. ભીખમજી એમની "પાનેકી ચર્ચા" એ સાહિત્યમાં શુભયોગને પણ આશ્રવ કહે છે, જે સર્વથા ખોટું છે. શુભયોગોને શાસ્ત્રકારોએ નિર્જરા માની છે. જેને લગતા ઉદાહરણો હું હવે અહી બતાઉ છું. ૨.

श्रोताजन तुम सांभलो, एक मनां थई सर्व ।
पंथीरो वर्णन करुं, शुभ योग आश्रव ॥ ३ ॥

હે શ્રોતાજનો ! તમે એક ચિત્ત થઇને મારૂં કથન સાંભળો : તેરાપંથીઓ શુભયોગોને પણ આશ્રવ કહે છે, તે કેવી રીતે અયોગ્ય છે, તે પણ હવે હું બતાઉં છું. ૩.

अशुभ योग आश्रव सही, दुष्ट कर्मग्रह आठ ।
शुभ योगसें शुभ ग्रहै, लगै निर्जरा वाट ॥ ४ ॥

જે અશુભયોગો છે, તેજ આશ્રવ છે અને એ અશુભ યોગોથી, આઠ પ્રકારે અશુભ કર્મ બંધાય છે. શુભયોગોથી શુભ કર્મો બંધાય છે; જેની નિર્જરા આપોઆપજ થઈ જાય છે. ૪.

पुन निपजै शुभ योगसें, शुभ योग निर्जरा माहिं ।
आश्रवमें क्यो घालियो, पानैकी चर्चा माहिं ॥५॥

શુભયોગોના આચરણથી પુણ્યની પ્રાપ્તિ થાય છે. આથી શુભયોગો એ નિર્જરામાંજ ગણાય છે. હે ભીખમજી ! આમ શુભયોગો એ નિર્જરા છે, એમ શાસ્ત્રસિદ્ધ હોવા છતાં, તમે શુભયોગોને પણ આશ્રવમાં કેમ ઠોકી માર્યા છે ? ૫.

निर्जरारो कर्णी कियां, अशुभ कर्म कटी जात ।
साथै ही पुन्य निपजै, ज़िम गुडो चावलां साथ ॥६॥

ખીરંજ બનાવવા માટે ચોખાને મીઠા બનાવવા ચોખામાં સાકર નાંખવી પડે છે, પણ સાકરને મીઠી બનાવવા માટે કાંઇપણ નાંખવું પડતું નથી. કારણ કે તે આપોઆપજ સ્વભાવે મધુર છે. એજ રીતે આત્મા, નિર્જરાના કરણી કરે છે, એટલે તેના દુષ્ટ કર્મોનો નાશ થઈ જાય છે; એની સાથે શુભકર્મોના ફળરૂપ પુણ્યની નિર્જરા, તો આપોઆપજ થઇ જાય છે. ૬.

दोय भेद शुभ योगरा, सुन्या न दीठा कोय ।
एक एक पांती हुती, आश्रव निर्जरा दोय ॥७॥

एक भेद आश्रव मझै, दूजो निर्जरा मांहि ।
ओ शुभ योग देख्यो नहीं, जैन शास्त्रके मांहि ॥८॥

શ્રી. ભીખમજી નિર્જરા અને આશ્રવના પણ વિભાગો કરે છે, અને શુભયોગના બે ભેદો માને છે; એ પ્રમાણેનું વિધાન કોઈપણ જૈનશાસ્ત્રમાં લખેલું વાંચવામાં કે સાંભળવામાં આવ્યું નથી; જેથી તે સર્વથા અસત્યજ છે. શ્રી. ભીખમજી લખે છે, કે આશ્રવમાં એક ભેદ છે અને નિર્જરામાં બીજો ભેદ રહેલો છે. પણ જૈનશાસ્ત્રમાં કોઇપણ સ્થળે આશ્રવ આપનારો શુભયોગ કહેલો કે કલ્પેલો નથી. ૭-૮.

शुभ योग पुन्य पदार्थमें निर्जरा करी कबूल ।
पानेकी चर्चा विषे, अठै गयो तू भूल ॥ ९ ॥

પદાર્થની ઢાલ નામક પુસ્તકમાં શુભયોગને શ્રી. ભીખમજીએ નિર્જરા માની છે, જ્યારે પાનાની ચર્ચા નામના ગ્રંથમાં, શુભયોગના બે ભાગ પાડીને, તેને આશ્રવમાં ગણે છે; એ શ્રી. ભીખમજીનું કથન પરસ્પર વિરોધી અને ખોટું છે. ૯.

दोनू ग्रंथ तेरा कह्या, नोपदार्थ नै चर्चा ।
चर्चामें थारी भूल है, नोपदार्थमें सचा । १० ॥
इणसे ती साबित थयो, शुभ योग आश्रव नांहि ।
अब तू स्याही फेर है, पानेकी चर्चा मांहि ॥११॥

ભીખમજી! નવપદની ચોપાઇ અને પાનાની ચર્ચા એ બંને ગ્રંથો તમારાજ બનાવેલા છે; પણ તમે નવપદની ચોપાઇમાં શુભયોગને આશ્રવ કહ્યો છે, એ અસત્ય છે. તમારાજ ઉપલા લખાણો ઉપરથી સાબીત થાય છે, કે શુભયોગ એ આશ્રવ નથી; તો હવે પાનાની ચર્ચામાં તમારા લખાણુ ઉપર તમારે શાહી ફેરવવાનીજ બાકી રહી કે બીજું કાંઈ? ૧૦-૧૧.

(૯) ઉપરના પાઠ ફેર લખાણો ઉપરથી સાબિત થાય છે, કે શ્રી. ભીખમજીને સંસ્કૃત પ્રાકૃતનું જ્ઞાન ન હતું, એટલુંજ નહિ, પણ તેઓ પ્રચલિત ભાષા પણ સારી રીતે જાણતા ન હતા. આ સ્થિતિમાં તેઓ શાસ્ત્ર અને સૂત્રોના અર્થો કેવી રીતે કરી શકે ? આ અજ્ઞાનપણાને લીધેજ શ્રી. ભીખમજી શાસ્ત્રો અને સુત્રોનો અર્થ કરતા, ખોટા અર્થો કરી બેઠા છે; અને એ પોતાના વિકૃત અર્થોને ખરા ઠરાવવા માટે, તેમને તેવાજ મિથ્યા અર્થયુક્ત પુસ્તકો રચવા પડયા છે. ઠાણુંગસૂત્રના પાંચમાં ઠાણામાં પાંચ યોગોને આશ્રવ બતાવતા કહ્યું છે, કે **योगावर्त तै आश्रव ते योगाश्रव,** અર્થાત મન, વચન, કાયાના જે યોગો પાપમાં વર્તે છે, તે આશ્રવ છે. ઉત્તરાધ્યન સૂત્ર ૩૪, ગાથા ૨૧–૨૨માં યોગ આશ્રવનું પ્રમાણ કૃષ્ણલેશ્યાનું કહ્યું છે, જ્યારે ભીખમજી યોગઆશ્રવના મન કલ્પનાથી શૂભ અને અશુભ એવા બે ભેદો કરે છે. એ સર્વથા અસત્ય અને શ્રી. ભીખમજીના વિકૃત પાંડિત્યનો નમુનો છે. (૯) શ્રી. ભીખમજી એક ગાથામાં કહે છે, કે મિથ્યાત્વીની કરણી આજ્ઞા બહાર છે; જે ગાથા નીચે પ્રમાણે છે. ॥ गाथा ॥ सुध समगित विण पालियो अज्ञानपणे आचार। भवियण वग्रवेगऊ चोगयो पिण न सरी गरज लिगार॥ જ્યારે શ્રી. ભીખમજીએ પોતાના શિષ્યોને મોઢેથી એવો ઉપદેશ આપ્યો હતો, કે મિથ્યાત્વીની કરણી આજ્ઞામાંજ છે; જે નીચેના લખાણ ઉપરથી જાણી શકાય છે.

॥ दाहा ॥

દોહરા.

शुभ करणी मित्थ्यातकी, करै सुखारे हैत ।
तप वंदणा दया दानकी, कहै भगवंत आज्ञा देत ॥१॥

જૈનશાસ્ત્રો તો એમ કહે છે, કે મિથ્યાત્વી પણ જો શુભ કરણી કરે, તો તે કરણી સુખ આપે છે. શ્રી. ભગવંતની આજ્ઞા છે, કે તપ, વંદના, દયા, દાન એ કર્મો મિથ્યાત્વીને હાથે થયા હોય, તો પણ તે પૂણ્ય આપનારા છે. ૧.

इणसे आज्ञामें मानता, मित्थ्यातकी करणी ।
हांथी सलला वारियो, ज्ञातामें वरणी ॥२॥

શ્રી. ભગવાનની આ આજ્ઞા પ્રમાણે મિથ્યાત્વીની શુભ કરણી પ્રભુ આજ્ઞામાંજ છે. જ્ઞાતાસૂત્રમાં હાથીએ સસલાની દયા કીધી હતી, એવો ઉલ્લેખ છે. અને તેના ફળરૂપે તેને શુભફળ મળેલું જણાવ્યું છે. એ ઉપરથી પણ એજ વાત સાબીત થાય છે, કે મિથ્યાત્વીની શુભકરણી પ્રભુઆજ્ઞામાં છે; અર્થાત પુણ્ય આપનારી છે. ૨.

मित्थ्याती करणी करै, सुरपद नरपद हेत ।
अकाम निर्जरा जाणजो, नहीं खांड पारेत् ॥३॥
आ करणी मित्थ्यातकी, कहै जिण आज्ञामांहिं ।
तप वंदणा दया दानमें, इम ए सिद्धांत्त कराय ॥४॥

મિથ્યાત્વી પણ જો સારી કરણી કરે, તો તેને ઉત્તમ એવા પુરૂષદેહની અને દેવપદની પ્રાપ્તિ થાય છે; કારણ કે અકામ નિર્જરા કદીપણ નિષ્ફળ જતીજ નથી, શ્રી. જીન ભગવાન કહે છે, કે મિથ્યાત્વની પણ શુભ કરણી, શુભ ફળોને આપનારી છે અને મિથ્યાત્વી પણ તપ, વંદના, દયા, દાન ઇત્યાદી કરે, તો તેના તે કાર્યો પ્રભુઆજ્ઞામાં છે; એ સિદ્ધાંત છે. ૩-૪

तपादि करणी क्रिया, इणसे पावै सुख्य ।
सुर सुख नर सुख पामिये, पिण नांहि जावै मोक्ष ॥५॥

મિથ્યાત્વી પણ જો તપ વગેરે ક્રિયાઓ કરે, તો તેથી તેને સુખની પ્રાપ્તિ થવા પામે છે અને તે સુખી માનવદેહ તથા સુખભર્યું સુરપદ મેળવી શકે છે, માત્ર તે મોક્ષ મેળવી શકતો નથી. ૫.

मोक्ष न जावै मिथ्यायती, इणसे आज्ञा बार ।
जेमाली तापसतामली, तपीया तप अपार ॥६॥

મિથ્યાત્વીની ક્રિયાઓ એટલે અંશેજ પ્રભુઆજ્ઞાની બહાર છે, કે તેમને મોક્ષ મળી શકતો નથી. જયમાલિ અને તામલિ તાપસ એના પ્રત્યક્ષ ઉદાહરણો છે, કે જેઓ અપાર તપ કર્યા છતાં, મોક્ષને પામી શકયા ન હતા. ૬.

माता मरुदेवा भरतजी, तप्या न तप अपार ।
केवल पाय मुक्ति गया, ओ समगित तणो उपगार ॥७॥

માતા મરૂદેવી અને શ્રી. ભરતજી એમણે અત્યંત ઉગ્ર તપ કર્યું ન હતું, છતાં તેઓ સમકિત પામ્યા હોવાથી, તેનેજ બળે, કેવળ જ્ઞાન પામીને તેઓ મોક્ષે ગયા હતા. ૭.

श्री कृष्ण श्रेणादि राजवी, करणी न कीधी कोय ।
अरिहंत शिव पद पामसी, समगितरा फल जोय ॥८॥

શ્રીકૃષ્ણ શ્રેણિક આદિ રાજવીઓએ કાંઇપણ કરણી કીધી ન હતી, તે છતાં તેઓ સમકિત પામ્યા હતા અને તેના જ ફળરૂપે તેઓ શિવપદરૂપી અરિહંતપદને પામવાના છે. ૮.

पंथीयो तै मित्थ्यातमें, जाणे चावै मोक्ष ।
जव पेसी करै प्ररुपणां, करै मित्थ्यातीरी पक्ष ॥९॥

વળી કેટલીકવાર મિથ્યાત્વીઓને મોક્ષ મળે છે, એવું પણ તેરાપંથીઓ પ્રતિપાદે છે અને એવી પ્રરૂપણા કરીને

તેઓ મિથ્યાત્વીનો પણ પક્ષ કરે છે; પણ એથી પ્રભુઆજ્ઞાનું ખંડન થાય છે, એ તેઓ જોતા કે વિચારતા નથી.

(૧૦) શ્રી. ભીખમજીકૃત ચતુર વિચારની ઢાલ ગાથા ૧૦૦મી નીચે પ્રમાણે છે: —

**॥ गाथा ॥**

**लिधा पापन, दीधा धर्म । वीरजी रह गया कोरारै ।**
**देवा कानेलै मनखा नै दीधा, पडिया वीरजीमें फोडारे ॥इती**

અર્થાત ભગવાન શ્રી. મહાવીર સ્વામીએ વરસી દાન આપ્યું હતું, જેથી તેમને બાર વર્ષ સુધી ફોલ્લા પડયા હતા. શ્રી. ભીખમજીનું આ કથન પણ હડહડતું ખોટું છે. શ્રી. મલ્લીનાથજી ભગવાને વરસીદાન આપ્યું હતું, છતાં તેમને ફોલ્લા થયા ન હતા, તો પછી ફક્ત શ્રી. મહાવીરના સંબંધમાંજ એમ થવાનું કાંઇ કારણ? અર્થાત શ્રી. ભીખમજીનું આ કથન પણ જુઠું અને નિર્મૂળ છે. શ્રી. ભીખમજીએ જે જે પુસ્તકો બનાવ્યા છે, તેમાં આવા અસંખ્ય જૂઠાણા—શ્રી. શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સિદ્ધાંત વિરૂદ્ધની વાતો—છે. અહીં માત્ર તેમાંના થોડાજ ઉદાહરણો ઉપર રજૂ કર્યા છે.

**॥ इती भीखणजीकी झूठ समाप्तम् अथ जीतमलजीकी झूठका वर्णन लिख्यते ॥**

: અહીં શ્રી. ભીખમજીની અસત્ય ઘટનાઓ સમાપ્ત થાય છે

---

અને અહીંથી શ્રી. જીતમલજીની શાસ્ત્રવિરૂદ્ધ વાતોનું
વર્ણન લખવામાં આવે છે. :

॥ दोहा ॥

દોહરા.

भर्म मिध्वंशण शिक्षावलि, प्रश्नोत्तरतणो विचार ।
जीतमलजीकी जूठको, पायो नांहि पार ॥ १ ॥

ભર્મ વિધ્વંશણ, શિક્ષાવલી અને પ્રશ્નોત્તર, એ શ્રી. જીતમલજીએ રચેલા ગ્રંથો છે. એમાં રહેલા અસત્યો તપાસીએ છીએ, એટલે માલમ પડે છે, કે શ્રી. જીતમલજીના અસત્ય સિદ્ધાંતોનો પણ કાંઇ છેડોજ નથી!! ૧.

इन्द्र वतावै भीखण हुओ, आप बनै पृथ्वीनाथ ।
दूजावत कठै रह्यो, जूठ बोलके साथ ॥ २ ॥
जूठी वात पंथ्थांतणी, समझै न मूरख लोक ।
भीखणजी गया पाधरा, पंचमे देवलोक ॥ ३ ॥

શ્રી. જીતમલજી પોતે તેમના ગ્રંથોમાં પૃથ્વીનાથ બની બેઠા છે અને શ્રી ભીખમજીને ઈન્દ્ર થએલા જણાવ્યા છે, જે સર્વથા અસત્ય છે. આ રીતે જૈન ધર્મ વિરોધી આ-લેખનરૂપ અસત્ય લખવાથી, શ્રી. જિતમલજીના બીજા સાધુ-વૃતનો નાશ થઇ જાય છે. તેરાપંથના ગ્રંથોમાં એવા એવા કપોલ કલ્પિત વિધાનો દાખલ કર્યા છે, કે જેને ભોળા લોકો સમજી કે પારખી પણ શકતા નથી. એવીજ એક કલ્પિત ઘટના તેરાપંથના શાસ્ત્રોમાં એ જણાવવામાં આવી છે, કે શ્રી. ભીખમજી સીધા પાંચમા દેવલોકમાં પહોંચી ગયા હતા!! ૨-૩.

मनसे धडो लगायके, जूठ गपोडा नाख ।
यतीपक्षको नाम लै, मूरख भरत है साख ॥ ४ ॥
जूठी कह बनायकै, लेत यतीको नाम ।
पक्ष पक्ष करता फिरै, बकता है वे काम ॥ ५ ॥

આશ્ચર્ય છે; કે તેરાપંથીઓ મનના ઉપજાવી કાઢેલા તુક્કાઓથી ભરપૂર ગપો હૈંકે છે અને છતાં યતિપક્ષોનું નામ લઇ, તેમનીજ તેઓ ખોટી રીતે નિંદા કરે છે; અને કહે છે કે યતીઓ જૂઠી વાતો બનાવી કાઢીને, તેનો ઉપદેશ કરી લોકોને ભ્રમમાં નાંખે છે. ૪–૫.

जंबू मुक्ति गया पछै, जंबूपाट सुविचार ।
स्वर्ग गया तिहनै कह्या, कल्पसूत्र मझार ॥ ६ ॥
अमुक स्वर्ग कह्या नहीं, था चोदह पूरवका जाण ।
पंथी पंचम स्वर्ग कह्या केसै कहै, ब्रह्म इन्द्र अज्ञान ॥७॥

કલ્પસૂત્રમાં શ્રી. જંબુસ્વામી મુક્તિ પામ્યા પછી, તેમની પાટે થએલા અન્ય આચાર્યો સ્વર્ગે ગયા હતા, એવો ઉલ્લેખ છે. પણ તેમાંએ તેઓ આટલામેં સ્વર્ગે ગયા હતા, એવું જણાવ્યું નથી. શાસ્ત્રકાર મહારાજ ચૌદપુર્વનું જ્ઞાન ધરાવતા હતા, છતાં તેમણે એ આચાર્યો આટલા મેં સ્વર્ગે ગયા હતા, એ કહ્યું નથી. જ્યારે શ્રી. જીતમલજીએ તો બેધડક શ્રી. ભીખમજી પાંચમે સ્વર્ગે ગયા હતા, એમ અડાવી દીધું છે! ખરેખર! એમની આગળ બ્રહ્મા અને ઇન્દ્ર પણ બિચારા અજ્ઞાનીજ ઠરે છે!! ૬–૭.

छेवठे संस्थानको, चोथै स्वर्ग तक जाय ।
पंचमे स्वर्ग जावै नही, जैन शास्त्र प्रमाण ॥ ८ ॥
पंथी थारे गुरु भणी, यतियां कीधो इन्द्र ।
नहि तो इन्द्र कठे हतो, जातो नीची दिश नागेंद्र ॥९॥

જૈનશાસ્ત્રોના પ્રમાણોથી તો એમજ સાબીત થાય છે, કે છેવટના ગુણ સ્થાનકને પાસેલો આત્મા ચોથા સ્વર્ગ સુધી જઇ શકે છે, તે પણ પાંચમે સ્વર્ગે જઇ શકતો નથી. ખરેખર! શ્રી. ભીખમજી વળી ઇન્દ્ર ક્યારે થવાના હતા? તેઓ નાગેન્દ્ર બનીને કોઇ પાતાળમાં કે સમુદ્રમાંજ વસી રહ્યા હોત; તેમને તેરાપંથી જીતમલ જેવાએ ઇન્દ્ર બનાવી દીધા છે, એ પણ બલિહારીજ છેને. ૮-૯.

यतियां विन मुक्ति नहीं, नहीं स्वग को वास ।
कीडीथीं कुंजर करें यतियांनै श्यावास ॥ १० ॥

યતિઓના ઉપદેશ વિના, ખરેખર કોઇને પણ સ્વર્ગની પ્રાપ્તિ થઈ શકતીજ નથી. કીડીથી કુંજર સુધીના કોઇને પણ જો સ્વર્ગની ઇચ્છા હોય, તો તેણે યતિઓનોજ સહવાસ સેવવાની અનિવાર્ય જરૂર છે. ૧૦.

समरथ नांहि पंथीडा, गुरुने स्वर्ग पठाय ।
साचा धर्म यतियातणो, भीखणने स्वर्ग भिजाय ॥ ११ ॥

તેરાપંથના આચારવિચારોમાં એવી જરાપણ શક્તિ નથી, કે જે પોતાના સ્થાપકને પણ સ્વર્ગે મોકલી શકે! કારણ કે તેમના આચારવિચારોજ સત્ય સનાતન જૈનશાસનથી પ્રતિગામી છે. ઓહો! સાચો જૈન ધર્મ તો યતિઓની પાસેજ છે, અને તેથી ફક્ત તેઓજ શ્રી૦ ભીખમજીને સ્વર્ગે મોકલી શકે એમ છે, બીજાથી તે બની શકે, એ શક્યજ નથી. ૧૧

ग्रहस्थ लोक भूल्या फिरै. पानै स्वर्ग कु न देय ।
पंथी देण समरथ नही, अपने ही गुरुदेव ॥ १२ ॥

તેરાપંથીઓ પોતાના ગુરૂદેવને પણ સ્વર્ગે મોકલવામાં સમર્થ થયા નથી, તો પછી હે તેરાપંથી ગૃહસ્થો! સ્વર્ગ

મેળવવાની આશામાં, તમે એ પંથની પાછળ ભૂલ્યા ભટક્યા રખડયા કરશો, તો એ તમને સ્વર્ગની પ્રાપ્તિ ક્યાંથી થવાની હતી? ૧૨.

निगुरु निगुणी पंथीडा, वसे विकाणे वास ।
जाणे चाहे स्वर्गने, जब यतियासे मागै पास ।
यतिया विन कुन देवसी, पंथी थानै स्वर्ग द्वार ॥१४॥

નિગુરૂપંથીઓનું છેલ્લું સ્થાન સ્વર્ગ તો છેજ નહિ. હે તેરાપંથીઓ જો તમે સ્વર્ગે જવા ચહાતા હો, તો તો તમારે યતિઓને શરણે આવીને તેમનુંજ શિષ્યત્વ સ્વીકારવાની જરૂર છે. યતિઓ વિના હે તેરાપંથીઓ! તમને કોઇપણ સ્વર્ગનું દ્વાર દેખાડી શકવાનું નથી, એ વાત તમારે નિશ્ચય કરીને માની લેવાની છે. ૧૩–૧૪.

जुठी वात बनावतां, पंथी न आवे शर्म ।
श्रोता न्याय विचारज्यो, प्रिकट कर तह मर्म ॥ १५ ॥

હે શ્રોતાઓ! તેરાપંથીઓને આવી આવી અસત્ય વાતો લખતા પણ શરમ આવતી નથી, છતાં મેં તો તેમના કથનોનો મર્મ આ સ્થળે પ્રકટ કરી દીધો છે. હવે એ બધામાં કોણ સાચુ છે અને કોણ જુઠું છે, તેનો ન્યાય કરવાનું હું તમનેજ સોંપી દઉં છું. ૧૫

सन्नति गुनीसे आठमें, भीखमचरित्र बनाय ।
भीखण परलोक गयो कह्यो, इणसे चारो गतिमें जाय ॥१६॥
इन्द्र हुओ जद जाणतों, कहि देता इण ठाम ।
परलोक गयो कहतो नहीं, जहांतक इन्द्र जाणतो नांहि ॥१७॥
दोहा गाथा आदिमें, तथा इकसठमी ढालमें ख्यात ।
जहांतक इन्द्र वण्यो नहीं, पंथी पाछै बनाई बात ॥१८॥

प्रत्यक्ष जूठ बोली रह्या, जीतमल सरदार ।
जीतमलके झुठको पायो नांहि पार ॥ १९ ॥

જીતમલજીએ સંવત ૧૯૦૮માં શ્રી. ભીખમચરિત્ર બનાવ્યું હતું અને તેમાં ફક્ત ભીખમજી પરલોકે ગયા હતા, એટલોજ ઉલ્લેખ હતો. જો ભીખમજી ઇન્દ્ર બન્યા છે, એવું જીતમલજી તે વખતે જાણીતા હોત તો તો તેમણે એજ વખતે મજકુર ગ્રંથમાં તેમ લખી દીધું હોત, પણ ત્યાં ભીખમજી પરલોકવાસી થયા, એમ જણાવે છે, તે ઉપરથી સ્પષ્ટ થાય છે, કે આ ગ્રંથ તેમણે રચ્યો, ત્યાં સુધી તેમને ભીખમજી ઇન્દ્ર બન્યા હતા, એ વાતની કલ્પના ન હતી, અને જીતમલજીએ દોહા, ગાથા અને ૬૧મી ઢાલ રચી, ત્યાં સુધી ભીખમજી ઇન્દ્ર બન્યા છે, એવું જીતમલ જાણતા ન હતા. અર્થાંત એ વાત તેરાપંથીઓએ પાછળથી બનાવી કાઢી હતી, એ ચોકખુંજ છે. આ લખાણ ઉપરથી સ્પષ્ટ થાય છે, કે જીતમલજીનું કથન ખોટુંજ છે. આ રીતે એમણે પ્રરૂપેલી ઘટનાઓમાં એટલું બધું શાસન વિરોધી કથન-અસત્યભર્યું છે, કે જેનો છેડોજ પામી શકાતો નથી. ૧૬-૧૭-૧૮--૧૯.

पृथ्वी नाम जमीनको, पंथी थइ छोडंत ।
आंगुल एक पासै नही, तू क्यू प्रथ्वीनाथ बाजंत ॥२०॥
सदावर्त नही पोटया, आप मांग खावंत ।
अन दाणो पासै नहीं तू क्यो अनदाता वाजंत ॥२१॥
देखो झूठी वांतयां, चोडे झूठ बोलंत ।
इणमें दूजाव्रत पावै कठै, कहै प्रीतउदेय मुनि संत ॥२२॥

જમીનને પૃથ્વી કહે છે અને તેરાપંથીઓ તેરાપંથી દીક્ષાગ્રહણ કરે છે, ત્યારે તેઓ જમીનનો ત્યાગ કરી દે

છે. એ પછી તેમની પાસે એક અંગુઠા જેટલી જમીન પણ રહેતી નથી. છતાં તેરાપંથી સાધુઓ પોતાને "પૃથ્વીનાથ" કહેવડાવે છે, એ કેવું આશ્ચર્ય છે? તેજ પ્રમાણે તેરાપંથી સાધુઓ પોતેજ ભિક્ષાન્ન ઉપર પેટ ભરે છે અને પેટિયા જેવું જીવન ગાળે છે, તેમની પાસે અન્નનો દાણો પણ હોતો નથી, છતાં તેઓ પોતાને અન્નદાતા કહેવડાવે છે, શું એ પણ આશ્ચર્ય નથી? જીતમલજી વગેરેએ આ પ્રમાણે સર્વથા શાસ્ત્ર વિરૂધ્ધ-જુઠી વાતો ઉપજાવી કાઢી છે, અને તે ફેલાવી છે. આથી હું સંત મુનિ પ્રીતમજી પુછું છું કે હે મિત્રો! હવે તમારૂં પંચ મહાવ્રતમાંનું બીજું વ્રત-મૃષાવાદ વિરમણ વ્રત-ક્યાં રહ્યું? ૨૦-૨૧-૨૨.

**जीतमलजी जोडियो, जै जस तणो वखाण।**
**मन कलपित लेई धरी, नही कथा सिद्धांत प्रमाण ॥२३॥**

શ્રી. જીતમલે પોતાના ગુરૂના જે ખોટા વખાણો જોડી કાઢ્યા છે, એ સઘળી વાતો માત્ર કલ્પી કાઢેલી હોઇ, તેને કોઈ પણ શાસ્ત્રીય સિધ્ધાંતો કે કથાઓના પ્રમાણો ટેકો આપી શકતા નથી. ૨૩.

**सूठ तणो यो गाठियो, गडि देवाढि वहराय।**
**जीतमलजी झूठ कह्यो हितशिक्षावली मांहिं ॥२४॥**

જીતમલજીએ હિતશિક્ષાવલીમાં રજૂ કરેલી શાસ્ત્રીય વાતોમાં પણ કેટલા બધા વિકલ્પો છે, તે નીચેના એકજ ઉદાહરણ ઉપરથી સ્પષ્ટ થાય છે. જિતમલજી હિતશિક્ષાવલીમાં લખે છે, કે મુનિરાજ શ્રી. દેવર્ધિગણિને સુંઠનો ગાંઠીયો વહોરાવ્યો હતો, પણ એ વાત સર્વથા ખોટી છે અને ખરી હકીકત એથી જૂદીજ છે. ૨૪

झूठ वोलनो त्यागियो, तै दूजे वृतके मांहि ।
तू झूठ वरोवर लोकतो, जद दूजो व्रत कहां थाय ॥२५॥

સાધુત્વ ગ્રહણ કરતા જીતમલે અસત્ય ન બોલવાની પ્રતિજ્ઞારૂપે બીજું વૃત લીધું હતું, પણ તે પછી તેઓ આમ સ્થળે સ્થળે શાસ્ત્રવિરોધી વાતોરૂપી અસત્ય લખી બોલી ગયા છે; તો પછી તેમનું બીજું વ્રત પણ હવે ક્યાં રહ્યું ? ૨૫

(૧) શ્રી. જીતમલજીએ જવજશકરણનું આલેખન કર્યું છે, એ આલેખન પણ ખોટું છે, તેને કોઇ જૈન સુત્રસિધ્ધાંતનો કે કથાનો ટેકો નથી. અર્થાત પ્રસ્તુત આલેખન જુઠું અને નિર્મૂળ છે.

(૨) શ્રી. જીતમલજી હિત શિક્ષાવલી ગ્રંથમાં 'સુપત્તિકા અધિકાર' ૨૧–૨૨ માં કહે છે, કે શ્રી. દેવર્ધિગણિ સુંઠનો ગાંઠીયો વાપરવાનું ભૂલી ગયા હતા, પણ એ ખોટું છે. શ્રી. વજસ્વામી મહારાજ સુંઠનો ગાંઠીયો વાપરવાનું ભૂલી ગયા હતા. શ્રી. વજસ્વામી, શ્રી. મહાવીર ભગવાનના ચૌદમે પાટે થયા હતા. જ્યારે દેવર્ધિગણિ સત્તાવીસમે યા એકતાલીસમે પાટે થયા હતા. આ ઉપરથી જણાય છે, કે શ્રી. જીતમલજીમાં સૂત્રગ્રંથોનું પણ અપાર અજ્ઞાન હતું.

(૩) શ્રી. જીતમલજી, તેમણે રચેલા ભિખ્ખુચરિત્રમાં લખે છે, કે શ્રી. ભીખમજીને મૃત્યુ સમયે અવધિજ્ઞાન થયું હતું, પણ આ ઘટનાની લોકોને–ગૃહસ્થોને ખબર પડી હતી; અને સાધુઓને ખબર પડી ન હતી. જીતમલજીનું આ કથન સર્વથા અસત્ય અને અસંભવિત છે. સાધુઓ આ સમયે ભીખમજીની પાસેજ હતા. તેમની લાંબા સમયથી સેવા સુશ્રુષા તેમણેજ કરી હતી. જો ભીખમજીને મૃત્યુ સમયે અવધિજ્ઞાન થાય, તો તેની સાધુઓને માહિતી ન થાય અને

સદા દુર રહેનારા શ્રાવકોને તેની માહિતી થાય, એ શું શકય છે ? વળી શ્રાવકોને જ્ઞાન કેવું હોઇ શકે, તેની કલ્પના પણ શું હોઇ શકે, કે જેથી ભીખમજીને અવધિજ્ઞાન થયું, એ તેઓ જાણી શકે ? અર્થાત્ આ ઘટના કપોલકલ્પિત છે.

(૪) જીતમલજી ભીખમચરિત્રમાં લખે છે, કે ભીખમજીએ નાથાજી, બીનાજી, થાનાજી આદિ કુંભાર, સોની અને લુહારજ્ઞાતિની મહીલાઓને દીક્ષા આપીને તેમને સંથારો કરાવ્યો હતો; અને એ કાર્યો ધર્મને અનુકુળ હતા. પણ તેરાપંથી સાધુઓ કહે છે, કે મહાજન વાણિયા સિવાય બીજા કોઇને દીક્ષા ન આપવી જોઇએ. આ બંને વિધાનો પરસ્પર વિરોધી અને અસત્ય છે.

(૫) જીતમલજીએ ભીખમચરિત્રમાં અમરકોશને માન્ય કર્યો છે. અમરકોશમાં 'નિસ્સા.' શબ્દનો અર્થ મૂકિત અથવા મોક્ષ કર્યો છે, પણ હિતશિક્ષાવલિમાં નિસ્સા શબ્દનો અર્થ જીતમલજીએ "અગ્નિની બહાર ધન કાઢવું," એવો કર્યો છે, જે શાસ્ત્ર પ્રમાણ વિરૂધ્ધનું છે અને તેથી ખોટું છે.

(૬) ઉત્તરાધ્યયન સુત્ર ૩૫, ગાથા ૧૮માં, ભગવાન ફરમાવે છે, કે સાધુઓ અને મુનિરાજોએ, ગૃહસ્થો પોતાની વંદના કરે, એવી મનમાં ઇચ્છા કરવી ન જોઈએ. જ્યારે ભીખમજીથી માંડીને આજસુધીના બધા તેરાપંથી સાધુઓ, પોતાના દર્શન વંદના કરવાની, શ્રાવકોને બાધા ( પ્રતિજ્ઞા ) આપે છે. એ દર્શન વંદના ઇચ્છેલી હોવાથી, તે જૈનધર્મને અનુકુળ નથી, એ સ્પષ્ટ થાય છે.

(૭) તેરાપંથીઓ કહે છે, કે શ્રી. ભગવાન તો અભોગી છે–ત્યાગી છે, પણ તેમના પુજારીઓએજ (અનુયાયી સાધુઓ

અને શ્રાવકોએ) તેમને ખોટી રીતે ભોગી બનાવ્યા છે. જ્યારે જીતમલજીએ તેમણે રચેલા સુમતિનાથજી સ્તવનમાં ભગવાનને આઠ પ્રતિહાર્ય ઉપભોગ્ય છે, એમ કહ્યું છે.

॥ गाथा ॥

पटिक सिंहासन जिणजी, फावता, तरु अशोक उदार।
छत्र चामर भामंडल झलकता, सुर दुदंभी झिणकार ॥
सुमती जिणेखर साहिब सोभता ॥ इत्यादि ॥

અર્થાત શ્રી. સુમતિનાથજી જીનમહારાજ; ધ્વજ, સિંહાસન, અશોકપત્ર, છત્ર, ચામર, ભામંડળ અને દુદુંભીના સુર ઇત્યાદિથી શોભી રહ્યા છે. આ બંને કથનો પરસ્પર વિરોધી છે.

(૮) જીતમલજી પોતાના બનાવેલા "ભર્મવિદ્ધંશણુ" ગ્રંથમાં પૃષ્ટ ૬૪ તથા ૯૭માં લખે છે, કે સૂર્યાભદેવતાએ શ્રી. ભગવાનની સમક્ષ નાટક કર્યું હતું; જેથી ધર્મ કે પુણ્ય નહિ, પણ પાપનીજ પ્રાપ્તિ થઇ હતી. હવે શ્રી. જીતમલજી શ્રી. શીતલનાથજીના સ્તવનમાં લખે છે, કેઃ—

॥ गाथा ॥

नृत्य करै तुझ आगले साहिवजी, इन्द्राणी सर नार हो निसनेही।
रागद्वेष नहीं उपजै साहिवजी, अंतरत तपत निवारहो निसनेही॥
सुरत थारी मन वसी साहिवजी ॥ इत्यादि ॥

અર્થાત્ "હે સીતલનાથજી! ઇન્દ્રાણી જેવી સુરનારીઓ તારી આગળ નૃત્ય કરે છે. એ નૃત્ય રાગદ્વેષથી મુક્ત હોવાથી, તે અંતરના તાપોને નિવારે છે; હે જીનરાજ! તમારી સુરત મારા અંતરમાં રમી રહી છે." આથી સ્પષ્ટ થાય છે, કે જીતમલજી ભગવાનની આગળ કરાતા નૃત્યનાટકાદિને અંતરતાપ

ઉપરના તેર વિધાનો ઉપરથી સ્પષ્ટ થાય છે, કે તેરાપંથી સાહિત્યમાં જૈનસાહિત્ય અને શ્રી. મહાવીર ભગવાનના જૈન શાસનથી વિપરિત સિધ્ધાંતો, ખોટી વાતો, અજ્ઞાન મુલક વિધાનો અને પરસ્પરના વિરોધી વિધાનો પણ પુષ્કળ છે; અને તેથી તેટલે અંશે, એ સાહિત્ય અગ્રાહ્ય છે.

॥ दोहा ॥

દોહરા.

भगवंत कल्प बताविंयो, उपास्सगदशाङ्ग मझार ।
इग्यारह पडिमां आदरै, श्रावक तणो आचार ॥ १ ॥
श्रावकने पापी कहै, धर्मी कहता नांहिं ।
अंवड केरे कल्पमें, बराबर दियो मिलाय ॥ २ ॥

શ્રી. મહાવીર ભગવાને ઉપાસગદશાંગ સૂત્રમાં એવું કહ્યું છે, અગિઆર પડિમા આદરવી, એ શ્રાવકોનો આચાર છે. આમ શ્રાવક ધર્મનો અધિકારી છતાં, તેરાપંથીઓ શ્રાવકોને ધર્મી કહેતા નથી અને પાપી કહે છે. ૧-૨.

भगवंत कल्प बताविंयो, जिम साधू नै आचार ।
तिम ए कल्प आणंदनें, भगवंत कह्यो विचार ॥ ३ ॥
डाकण मंत्र बताविंयो, पिंण करता नै पापज होय ।
आणंदनें कल्प बताविंयो, निश्चै निर्जरा होय ॥ ४ ॥

શ્રી. ભગવાને સાધુઓને જેવા આચાર પાળવાના કહ્યા છે, તેમ ગૃહસ્થને પાળવાના આચાર પણ આણંદ શ્રાવક વિગેરેને બતાવ્યા હતા. તેને ડાકણમંત્ર પણ બતાવ્યો હતો અને તેના અધિકારમાં એ મંત્રથી પાપ ન થાય, પણ નિર્જરા થાય છે એમજ જણાવ્યું હતું. ૩-૪.

श्रावक पडिमां आदरै, साधु भेष बनाय ।
करै गोचरी कल्पती, न्यातीला घर जाय ॥ ५ ॥
इण नै कुपात्र ठहरावतां, कहै जिण आज्ञा वहार ।
इणने कोइ पेखो मती, ओधै कायाका नार ॥ ६ ॥
गुण ठाणो चोथो पांचमो, जन्म सफल ह्वे गात्र ।
भाग संयोगे पामिया, इणनें कहै कुपात्र ॥ ७ ॥

શ્રાવકો સાધુનો આચાર પાળે અને પડિક્રમણ વગેરે કરે એ કલ્પે છે, એમ સ્પષ્ટ રીતે ભગવાનની આજ્ઞા છે. છતાં આશ્ચર્યની વાત છે કે તેરાપંથીઓ એ શ્રાવકોને કુપાત્ર ઠરાવે છે. અને તેઓ જિન આજ્ઞા પ્રમાણે ધર્મી વર્ગથી બહાર છે, એમ જણાવે છે. જ્યારે જૈનશાસ્ત્રો જણાવે છે કે સુભાગ્યે જેઓ જૈનકુળ પામ્યા છે, એ શ્રાવકો ચોથે અને પાંચમે ગુણસ્થાનકે પહોંચેલા છે અને શ્રાવકકુળ પામવાથી તેમનું ગોત્ર અને જન્મ સફળ થયો છે. ૫–૬–૭.

इतरा दिन म्हे जानता, तैपंथी श्रावक सुपात्र ।
थारे गुरूके कथनसें, थे निकल गया कुपात्र ॥ ८ ॥
इतरा दिन म्है जानता, थै श्राववतकामटका ।
थारे गुरुके कथनसें, थै निकला जहरका वटका ॥ ९ ॥
इतरा दिन म्हें जानता, थें श्रावक सुद्ध वधेरा ।
थारे गुरुके कथनसें, थें निकला सिंह वधेरा ॥ १० ॥

અહો! એટલા દિવસ હું એમ જાણતો હતો કે તેરાપંથી શ્રાવકો સુપાત્ર છે, તેઓ દયારૂપી અમૃતના કુંભ સમા છે અને તેઓ શુધ્ધ છે; પણ હવે એમનાજ ગુરૂના કથનથી મારા જાણવામાં આવ્યું છે, કે તેરાપંથી શ્રાવકો તો કુપાત્ર થઈ ગયા છે; તેઓ ઝેરના કટોરા સમાન છે અને અશુધ્ધ છે. ૮–૯–૧૦.

चार तीर्थ जिणवर कह्या, पंथी लेखैं दोय ।
श्रावक कुपात्रमें कह्यो, कुपात्र तीर्थ नहीं होय ॥ ११ ॥
चार तीर्थ मानैंजिकों, श्रावक कहै सुपात्र ।
देसव्रती जिणवर कह्यो, पिण नांहिं कह्यो कुपात्र ॥ १२ ॥

શ્રી. જીનેશ્વર મહારાજે ચાર તીર્થ કહ્યા છે, પણ તેરાપંથીઓ સાધુ, સાધ્વી એ બેનેજ તીર્થ માને છે. શ્રાવકોને કુપાત્ર માને છે. પણ જો તેઓ કુપાત્રજ હોત, તો ભગવાને તેમને તીર્થમાં માન્યાજ ન હોત! ભગવાને સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારેને તીર્થ માન્યા છે. શ્રાવકોને કુપાત્ર ન માનતા સુપાત્ર માન્યા છે, અને તેમને માટે દેશવિરતી ધર્મ ઉપદેશ્યો છે. ૧૧-૧૨

(૧૪) ઠાણાંગસૂત્રમાં બીજા ઠાણામાં પ્રથમ ઉદ્દેશમાં શ્રાવક અને સાધુઓને સુપાત્ર ઠરાવી, તેમને માટે ભિન્નભિન્ન આચાર-ધર્મ ઉપદેશ્યો છે. જ્ઞાતાસૂત્રમાં શ્રાવક અને સાધુઓને માટે વિનય પણ ભિન્નભિન્ન કહ્યો છે. ભગવતી સૂત્રમાં શંખ, શ્રાવક અને પોકલીજી શ્રાવકને પરસ્પરમાં વિનયનો અધિકાર કહ્યો છે. વંદઇનમંસઇ સૂત્રમાં શ્રાવકના વિનય-અધિકારમાં બારવ્રતધારી શ્રાવકોને જમાડ્યાનો ઉલ્લેખ છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ભગવાને શ્રાવકશ્રાવિકાઓને પણ ધર્મના અધિકારી, તીર્થઅંગ અને પવિત્ર માન્યા છે. છતાં તેરાપંથીઓ શ્રાવકશ્રાવિકાઓને કુપાત્ર માને છે અને વ્રતધારી શ્રાવકો જમાડવાથી પાપ થયું છે, એમ ઉપદેશે છે! આ કેવળ ધર્મ વિરૂધ્ધ છે.

(૧૫) જીતમલ તેમની રચેલી હિતશિક્ષાવલીમાં સુપાપત્તિના અધિકારમાં દેવતાઓની કરણીને નિરવદ્ય-પૂણ્ય ફળદાયી માને છે. એજ પુસ્તકના પેચાધિકારમાં ૩૫ મી

ગાથામાં તેઓ લખે છે કે સુર્યાભદેવતાએ જિનપ્રતિમા આગળ નમોત્થુણં ઇત્યાદિ કહ્યું છે, તે માત્ર વિવાહમાં સ્ત્રીઓ ગીત ગાય છે, તે પ્રમાણેનું હોઇ, તે દેવતાઓને માટે સાવદ્ય છે. આ બંને કથનો પરસ્પર વિરોધી હોઇ, શાસ્ત્રાધારે બંને વિધાનો અસત્ય છે.

(૧૬) જીતમલજી ધર્મનાથના સ્તવનમાં ગાથા ૫ પદ ૨-૩માં લખે છે, કે (મિથ્યાત્વીઓની) ધર્મકરણી જીન આજ્ઞામાં નથી. ભ્રમવિદ્ધંશણમાં પૃષ્ટ ૧ થી ૨૮માં લખે છે, કે મિથ્યાત્વીની કરણી જીનઆજ્ઞામાં છે. આ બંને વાતો પરસ્પર વિરોધી છે. પહેલું ગુણસ્થાનક આજ્ઞા બહાર છે. અર્થાત એ ગુણસ્થાનકવાળાઓની કરણી, જિનઆજ્ઞામાં હોઇ શકેજ નહિ.

(૧૭) જીતમલજી હિતશિક્ષાવલીમાં પેચાધિકારમાં ગાથા ૨૩માં લખે છે કે : સૂર્યાભદેવતાએ પોતાના વિઘ્નના નિવારણાર્થે જિનપ્રતિમાનું પૂજન કર્યું હતું. એ ગાથા નીચે પ્રમાણેની છે.

॥ गाथा ॥

तिम प्रतिमां पूजा तिहां, निस्सेसायआ ख्यात ।
विघ्न तणीं ए मोक्ष छे, विघ्न मुकाववो थात ॥१ इती॥

હવે એજ ગ્રંથમાં ગાથા ૩૫ માં એવું કથન છે કે સુર્યાભદેવતાએ જિનપ્રતિમા પૂજી તથા "નમોત્થુણં" આદિ કર્યું, તે બધું લગ્નપ્રસંગના ઊેરાંઓના ગીત જેવું છે! આ કથનો ખોટા છે. વિઘ્નના નિવારણાર્થે કરેલા સ્તવનો ઊેરાં-

ઓના ગીત જેવાં, કેવી રીતે હોઇ શકે ? અને જો સૂર્યાભ-દેવતાના ધર્મકૃત્યો એ બૈરાંઓના ગીત છે, તો પછી તેરાપંથી શ્રાવકોના ધર્મકૃત્યો અને સ્તવનો, એ પણ બૈરાંઓના ગીતોજ ઠરે છે !!

(૧૮) શ્રી. જીતમલજી તેમની હિતશિક્ષાવલીમાં પેચાધિકાર ગાથા ૩૩માં લખે છે, કે અભવી સૂર્યાભદેવતાના સ્થાન ઉપર પ્રકટ થઈ સૂર્યાભદેવતાની માફક જીનપ્રતિમા પૂજ છે. એજ શ્રી. જીતમલ અભવ્યકુલિકાસૂત્રમાં લખે છે કે અભવ્ય આત્માઓ, વૈમાનિક દેવતા નજ થઇ શકે. આ બંને કથનો પરસ્પર વિરોધી છે.

(૧૯) શ્રી. સૂર્યાભદેવતા ક્ષપક સમકિતી હતા. તેમની કરણી અધર્મી ન હોઈ શકે. જો કોઇ તેમ માને, તો તે ખોટું છે. આથી શ્રી. સૂર્યાભદેવતાની જિનપુજા ધર્મ છે. હવે જીતમલ હિતાશિક્ષાવલીમાં દ્રૌપદીના અધિકારમાં લખે છે, કે દ્રૌપદીએ જિણપ્રતિમા પૂજી છે, એ તેની કરણી મિથ્યાત્વીની હતી. આ કથન પૂર્વપ્રમાણુથી વિરૂધ્ધ છે અને જે શ્રી. સૂર્યાભદેવતાના જિનપૂજનમાં ધર્મ ન માને તે, પણ ધર્મ વિરોધી છે.

(૨૦) જીતમલજી હિતશિક્ષાવલીમાં મુખપત્તિ અધિકારમાં ગાથા ૫૨, પદ ૩–૪ માં લખે, છે કે દેવતાની કરણી નિરવદ્ય છે. એજ પુસ્તકના પેચાધિકારમાં સૂર્યાભદેવતાની કરણી સાવદ્ય અર્થાત પાપની માને છે, જે બંને કથનો પરસ્પર વિરોધી અને ખોટાં છે.

(૨૧) શ્રી. જીતમલ હિતશિક્ષાવલી ગાથા ૫૩ ૫૬ ૧–૨ માં લખે છે, કે ॥ शक्र उघाडे मुख वदै, भाषा सावद्य सोय ॥ इती ॥ અર્થાત શક્ર ઉઘાડે મુખે બોલે, તો તે ભાષા સાવદ્ય છે. એજ ગ્રંથની ૫૭મી ગાથા છે કે:—

संसारिक जे वारता, शक्र वदै जिहवार ।
बोले मुख ढांकीं तदा, ते निर्वद्य वचसार ॥ इती ॥

અર્થાત્ શક્ર જે કાંઇ મુખ ઢાંકીને બોલે છે, તેનુ તે કથન નિરવદ્ય છે. આ કથનો પણ પરસ્પર વિરોધી છે. વળી તે ખોટાં છે. શક્ર ઉઘાડે મુખે પ્રભુની સ્તુતિ બોલે તો પણ તે પાપ, અને મુખ ઢાંકીને ગાળો આપે, છતાં તે પૂણ્ય; એ કેવી રીતે હોઈ શકે? શું તેરાપંથી સાધુ મુહપત્તિ બાંધીને કોઇને ગાળો આપે, તો તે પુણ્યદાયિની ગાળ કહી શકાય ખરી કે?

(૨૨) જીતમલજી હિતશિક્ષાવલીમાં હિંસાધિકાર ગાથા ૫૧ મીમાં આ પ્રમાણે લખે છે.

॥ गाथा ॥

धर्म हेत जंतू हणे, दोष न मांने कोय ।
एह अनार्यनों वचन है, आचारंगमें जोय ॥ १ इती ॥

અથાંત ધર્મના કારણ અર્થે જીવ હિંસા કરવામાં પાપ નથી, એવું માનનારા અને કહેનારા અનાર્યો છે, એવું આચારાંગસુત્રોમાં વચન છે. તેરાપંથી સાધુઓ ગૃહસ્થોને એવી બાધા આપે છે, કે તેઓ પોતાનું તથા પોતાના પૂજ્યનું દર્શન ન કરે, ત્યાં સુધી તેમણે મોઠું અને ઘૃત ખાવું નહિ. આવે પ્રસંગે ગૃહસ્થો છકાય જીવોની હિંસા કરીને, તેમના પૂજ્યના દર્શન કરવા જાય છે; અને તેમાં પાપ માનતા નથી;

આથી ઉપર જણાવેલી ગાથા પ્રમાણે તેરાપંથી સાધુ–શ્રાવકો પણ અનાર્યજ ઠરે છે! હવે કેટલાક તેરાપંથીઓ એમ કહે છે કે: તેઓ સાધુઓના દર્શને જાય છે, ત્યારે જે છકાય જીવોની હિંસા થાય છે, તે હિંસા તેમના પાપ વિભાગમાં જમા થાય છે અને જે પુણ્ય થાય છે, તે પુણ્ય વિભાગમાં નોંધાય છે. પણ આ બચાવ સર્વથા મિથ્યા છે. આ ગ્રંથના સ્થાપક ભીખમજીએ એવા ખાતાખાતા માન્યાજ નથી. પણ ધર્મના હેતુથી જે હિંસા થાય છે, તેને પાપ આપનારો ધર્મ અથવા પાપ આપનારી દયા માનીને, તેનો ત્યાગ કરવાનુંજ ફરમાવ્યું છે. અર્થાત કાંતો તેરાપંથી શ્રાવકોએ, સાધુના દર્શનના ધર્મને, પાપનો ધર્મ-પાપ આપનારો ધર્મ માની; તેનો ત્યાગ કરવો ઘટે છે, કાં તો તેઓ ઉપરોક્ત બચાવ કરે, તો તેઓ તેરાપંથી મટી જાય છે.

(૨૩) આચાર્ય મહારાજ હરિભદ્રસુરીશ્વરજી વગેરે અષ્ટાચાર્યો મહાનિસિથસૂત્રમાં એવી ગાથા લખે છે, કે: **जथ्थय जथ्थय यये यण णाण्ड लगा सुत्ता लावगन संपज्जई तथ्थ तथ्थसुयहरेहिं कुलिह पदोसोन दायव्वति ॥ इति सूत्र ॥** અર્થાત સૂત્ર ગ્રંથમાં અક્ષરો કે લીટીઓ પરસ્પર જોડાઈ જવાથી, યા મળી જવાથી, જેનો અર્થ અમે સમજી શક્યા નથી, તેના અર્થો અમે કર્યા વિના, તે લીટીઓ જેમની તેમજ રહેવા દઇ, તેના અર્થોજ લખ્યા નથી, આથી અમે વિપરીત અર્થો કરવાના દોષને પાત્ર નથી. છતાં જીતમલજી હિતશિક્ષાવલીમાં ગાથા ૧૦માં હરિભદ્રાદિ આઠ આચાર્યોએ સુત્રના ખોટા અર્થો કરી, મહાનિશિથ સુત્રને ડહોળી નાંખ્યું છે, એમ કહે છે.

(૨૪) જીતમલ હિત શિક્ષાવલીના આગમાધિકારમાં ગાથા ૧૪ થી ૧૭ સુધીમાં એમ લખે છે, કે શ્રી. શિલાંગાચાર્ય, શ્રી. અભયદેવસૂરિ, શ્રી. ચંદ્રસૂરિ, શ્રી. મલિયગિરિસૂરિ, અને શ્રી. હરિભદ્રસૂરિ એમણે, અનુક્રમે આચારાંગ, નવઅંગ, નીરયાવલીયા તથા દશાશ્રૃતસ્કંધ અને બીજા ઘણા ઉપાંગોની ટીકા રચી છે તથા ભાષ્ય તથા ચુર્ણિ વગેરે અન્ય અનેક આચાર્યોએ કર્યાં છે. જ્યારે એજ ગ્રંથની ૧૨ મી ગાથામાં તે લખે છે કે :--

॥ गाथा ॥

टीका चूर्णि दीपिका, भाष्य निर्युक्ति जाण ।
किनहीं करी दीपै नहीं, तिणसू ए अप्रमाण ॥ १ इती ॥

અર્થાત ટિકાદિગ્રંથો કોઈપણ આચાર્યોએ રચેલા નથી. પણ કોઇ ભલતાંજ માણસોએ રચીને, તે પૂર્વાચાર્યોના નામ ઉપર ચઢાવી દીધા છે. ઉપરના બંને કથનો પરસ્પર વિરોધી છે.

(૨૫) જીતમલે પ્રશ્નોત્તર નામનો ગ્રંથ બનાવેલો છે. તેમાં ૧૫૦ પ્રશ્નોત્તરો છે. આ ગ્રંથ સંવત ૧૯૬૩માં વૈશાખ સુદ ૧૪ના દિવસે પેરૂવાળા રૂકમાનંદ સાગરમલ વોથરાએ કલકત્તાના રોય પ્રેસમાં છપાવીને પ્રકટ કર્યો છે. એ ગ્રંથમાં ૧૩૧માં પ્રશ્નમાં જીતમલ એ ઉત્તર લખે છે, કે વંદના નમસ્કાર એકજ હોઇ, તે એક કાયાનો યોગ છે. જ્યારે હિતશિક્ષાવલીમાં એક ગાથા આ પ્રમાણે છે.

॥ गाथा ॥

नमंसई तिहां पाठ नहीं, वंदे पाठजु एक ।
ते छेई स्तुति ती अर्थमें, देखो धर विवेक ॥ १ ॥

અર્થાત "જંઘાચારણ અને વિદ્યાચારણ મુનિઓએ નંદીશ્વર દ્વીપમાં જઇને ભગવાનની સ્તુતિ કરી છે, અર્થાત ગુણવર્ણન કર્યું છે. એ બધું વંદનામાં ગણાય છે. જંઘાચારણ-વિદ્યાચારણે નમસ્કાર કર્યો ન હતો. (અર્થાત્ મૂર્તિપૂજા-કરી ન હતી.) આથી તેણે નમસ્કાર કર્યો, એવો પાઠ નથી." ૧૩૧ માં પ્રશ્નમાં વંદના અને નમસ્કારને જીતમલ એકજ માને છે, છતાં અહીં (મૂર્તિપૂજાનો વિરોધ કરવાના આશયથીજ) વંદનાને માત્ર કીર્તન કહીને, વંદનાથી નમસ્કાર સિદ્ધ થતો નથી, એમ જણાવી, પ્રતિમાવંદનનો પુરાવો ઉડાવી દે છે. પોતાના સિદ્ધાંતો સાબીત કરવા કેવા પ્રપંચો રચાયા છે, તેનો આ પુરાવો છે.

॥ दोहा ॥

દોહરા

साध श्रावक वंदै सदा, चोवीसी वर्तमान ।
लोगस्समांहि देखले, नमंसई नहीं इहा ठाण ॥ १ ॥
पंथी तू करतो हुसी, वंदणा चिश्वावीस ।
तेरे अर्थसे ना हुवै वंदणा जिण चोवीस ॥ २ ॥
तें तो स्तुती गुण गाविया, तेरो नमस्कार हुओ नांहि ।
चोवीसी नमियां विनां, चारित्र पहलो जाय ॥ ३ ॥

સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા બધા ચોવીસ તીર્થંકરોને વંદના કરે છે, એવો ઉલ્લેખ લોગસ્સ સૂત્રમાં સ્પષ્ટ રીતે કરેલો છે, અને એ વંદના તે ગુણકથન અને વંદન બંને હોઇ, ત્યાં પણ નમસ્કાર શબ્દ સ્વતંત્ર રીતે યોજવામાં આવ્યો નથી. હે તેરાપંથીઓ ! તમે કદાચ અંતઃકરણપૂર્વક જીનેશ્વરદેવની માત્ર શાબ્દિક સ્તુતિજ પોપટપંચીની માફક કરતા હશો, તો પણ તેથી ચોવીસ તીર્થંકર ભગવાનોની વંદના તો

થતીજ નથી. કારણ કે વંદના એટલે સ્તુતિ અને વંદન એ બંને હોવા જોઇએ; તમે ફક્ત સ્તુતિજ ગાઇ જાઓ છો, એથી દેવવંદન થતું નથી અને જો તમે ચોવીસ તીર્થંકર ભગવાનોને નમતા નથી, તો તમારૂં ચારિત્ર–સાધુત્વ સર્વથા નકામુંજ જાય છે. ૧–૨–૩.

वंदणा नही गुणग्राममें, वंदणां आवर्तन जान ।
वंदणां नमस्कार एक है, अमरकोश प्रमाण ॥ ४ ॥
अमरकोश सब मांनता, जैनी वैश्नव जाण ।
भीखणचरित्र भर्मविध्वंशणे, ते कियो अमर प्रमाण ॥५॥

વંદના એ માત્ર સ્તુતિપાઠ નથી, તે આવર્તન પણ છે. અર્થાત વંદણા એટલે સ્તુતિ અને નમસ્કાર બંને છે; વંદણામાં નમસ્કાર પણ સમાઇજ જાય છે, એવો અમરકોશમાં વંદણાનો અર્થ કરતા સ્પષ્ટ કહેલું છે. આ અમરકોશનો જણાવેલો શબ્દાર્થ તો તેરાપંથીઓએ પણ માનવોજ ઘટે છે, કારણ કે એ શબ્દકોષ પ્રમાણરૂપ હોઈ, તેને વૈષ્ણવો, શૈવો, જૈનો વ્યાકરણ–શબ્દાર્થ ગ્રંથ તરીકે માન્ય રાખે છે અને તમે પણ ભીખમચરિત્રમાં અને ભ્રમવિધ્વંશણમાં અમરકોશને માન્ય રાખ્યોજ છે, તો પછી એ કોષે આપેલો વંદણાનો અર્થ પણ તમારે માન્ય રાખવોજ યોગ્ય છે. ૪–૫.

नमस्कार नीचो झूकै, वंदणा हाथ दोय जोड ।
एह दोनू योग काया तणां, पंथी हट दे छोड ।

નીચે વળીને પગે લાગીએ, તે નમસ્કાર કહેવાય છે અને બે હાથ જોડીને જે વિનય કરીએ, તે વંદના કહેવાય છે; પણ એ બંને યોગો કાયાનાજ હોઇ, તે વડે જૈન સાહિત્યમાં શ્રી. જિનપ્રતિમા પૂજાને સ્થાન છે, એજ સાબીત થાય છે. માટે

હે તેરાપંથીઓ! તમે આ સત્ય સ્વિકારી લો અને તમારો ખોટો આગ્રહ તજી દો. ૬.

गुणग्राम नामतीर्थितणों, लोगस्सपाटीमांहि ।
पहली गाथा देखले, किते शब्द इण ठाय ॥ ७ ॥
किते संतीजें पदै, वंद पंचम पद देख ।
वंदइ कित्ते संग एक किम, समझो चतुर विवेक ॥ ८ ॥

લોગસ્સસૂત્રમાં જણાવેલું છે કે ગુણગ્રામ શબ્દ એ ગુણ ગાવા-સ્તુતિ કરવી, એના અર્થમાં વપરાયો છે. જો એ અર્થમાં કોઈને શંકા હોય, તો તેને હું પ્રસ્તુત ગ્રંથની પહેલી ગાથા જોવા સૂચન કરૂં છું. એ ગાથામાં 'વંદે' એ પાંચમું પદ છે અને 'વંદે' પદ સાથે 'કિત્તઇસ્સં' પદ યોજવામાં આવ્યું છે. આ 'વંદે-કિત્તઇસ્સં' બંને પદો સાથે છે, તે ઉપરથી પણ સમજુ વાંચકો સમજી શકશે કે શાસ્ત્રકારોનો આશય ગુણકથન અને જીનપ્રતિમાવંદન, એ બંને દર્શાવવાનોજ છે. ૭-૮.

कोयक तो एसी कहैं, वंदणा वद धातु ।
वद धातु अनुवाद है, है गुण गाणा आतु ॥ ९ ॥
अनुवाद दोय अर्थ है, गुण गाणा नमस्कार ।
नहीं मानै तो देखलै, शब्दकल्प मंझार ॥ १० ॥
नमस्कार छिपावतो अनुवादको अर्थ ।
गुण गाणा प्रकट करै, यह चोरोंका कृत ॥ ११ ॥

કોઈકોઈ મનુષ્યો એવી દલીલ કરે છે કે વદ ધાતુ, એ અનુવાદ શબ્દનું સૂચન કરે છે અને તેથી ગુણ ગાવાનોજ અર્થ નીકળે છે પણ આ કથન ભૂલભર્યું છે. શબ્દકલ્પમાં અનુવાદના બે અર્થો જણાવેલા છે અને તે બે અર્થો એ છે,

કે ગુણુગાન કરવું અને નમસ્કાર કરવા. જેઓ અનુવાદના નમસ્કાર અને ગુણુકથન એવા બંને અર્થો થાય છે, એ વાત છુપાવે છે અને એનો અર્થ ગુણુ ગાવા એટલોજ કરે છે, તેઓ અર્થના ચોર છે, એમજ જાણુવું ! ૯–૧૦–૧૧.

वंदणा नांम नमस्कारका, नहीं कीर्त्ति गुणग्राम ।
वंदणा नमस्कार एक है, दोनोका एक नाम ॥ १२ ॥
कीत्तिये अर्थ गुणग्राममें, वंदई अर्थ नमस्कार ।
महिया पुष्प चढावणा, श्रावक धर्म श्रीकार ॥ १३ ॥

એકલા ગુણુ ગાવા, એનો અર્થ વંદના થતોજ નથી. વંદના એ ગુણુકથન અને નમસ્કાર એ બંનેનો સંયુક્ત અર્થ છે, માત્ર ગુણુ ગાવા એનો અર્થ, તો કીર્તન એટલોજ થાય છે, અને વંદઇ એ પદનો અર્થ નમસ્કાર કરવો એવો લેવાનો છે, આથી શ્રાવકની શુભ ક્રિયા તરીકે ભગવાનને પુષ્પો ચઢાવવા એ ધર્મ છે, એ પણુ આપો આપજ સિદ્ધ થાય છે. ૧૨–૧૩.

साधुके अर्थ दोय हैं, श्रावकके अर्थ तीन ।
द्रव्य पूजा अनुमोदना, साधुजी तो कीन ॥ १४ ॥
साधुक अर्थ दोय हैं, श्रावकरे अर्थ तीन ।
पंथी मांहिं आजतक नहीं, इसी अर्थको चीन ॥ १५ ॥
लोगस्समांहि देख लै, कीर्त्ति वंदणा दोय ।
तेरो अर्थ झूठो भयो, तेरे कथनसें, जोय ॥ १६ ॥

શ્રાવકને માટે વંદના, શબ્દના દ્રવ્યપૂજા, નમસ્કાર અને ગુણુગાન, એ ત્રણુ અર્થ સમજવાના છે; અને સાધુને માટે દ્રવ્યપૂજાની અનુમોદના અને ભાવપૂજા એ બે અર્થો લેવાના છે. પણુ દિલગીરીની વાત છે, કે તેરાપંથીઓએ આજ સુધી

ઉંડા ઉતરીને આ અર્થોને સ્પર્શવાનીજ તકલીફ લીધી નથી ! લોગસ્સસૂત્રમાં વંદનાના વંદન કરવું અને ગુણ ગાવા એવા બે અર્થો આપેલા છે, એ રીતે પણ તેરાપંથીઓ વંદના શબ્દનો જે અર્થ કરે છે, તે ખોટોજ સાબીત થાય છે.

(૨૬) તેરાપંથીઓ કહે છે, કે સંઘપટ્ટકમાં જિન-પ્રતિમાને વંદનપૂજન કરવાની મના કરી છે અને જિનપ્રતિમાને માંસનો કટકો અથવા માંસની ઢીંગલી (मांसकी बोटी) કહી છે. તેરાપંથીઓનું આ કથન પણ ખોટુંજ છે. જે નીચેના પદ ઉપરથી જણાઇ આવે છે.

॥ दोहा ॥

દોહરા.

संघपट्टक बनावियो, श्री जिनवल्लभसूरी ।
चालीस काव्यमें वर्णियो, कठिन अर्थ भरपूर ॥१॥
टीका तीन हजार है, उपर सैकडा दोय ।
टीकासें मालूम पडै, कठिन अर्थको सोय ॥२॥

શ્રી જિનવલ્લભસૂરીજી મહારાજે સંઘપટ્ટક ગ્રંથ બનાવ્યો છે. તેમાં ૪૦ કાવ્યો છે અને એ કાવ્યોમાં અત્યંત કઠિણ અર્થો રહેલા છે. એ ગ્રંથને સહેલી ભાષામાં સમજાવવા, તેના ઉપર ટીકા લખવામાં આવી છે. તેના ૩૨૦૦ શ્લોક છે. એ ટીકાથી પ્રસ્તુત ગ્રંથના કઠિન અર્થો બધાથી જાણી શકાય છે. ૧-૨.

ग्रहवासी वसै नहीं, वसै चैत्यके मांहि ।
करैं बिंब असातनां, ते चैत्यवासी कहवाय ॥३॥
सोवै उठे वे सवै, खासी छींक अहार ।
असातनां लगावतां, भगवंत बिंब मझार ॥ ४ ॥

इन कारणसे वर्जियो, मुनिनें वसवो नांहिं ।
वसकें दोष लगावतां, जिण प्रतिमांके मांहिं ॥ ५ ॥
मच्छिगार चैत्यवासीया, तसु प्रतिमा वडि सजाण ।
श्रावक मछली सम कह्या, दिखाय दिखायके ताण ॥६॥
इण दोषींली प्रतिमां भणी इकीसमें काव्यके मांहिं ।
श्रीवल्लभसूरीजी कह गया, ते वंदो पुजो नाहिं ॥७॥
ओ लेख देखकें पंथिडा, सुद्ध प्रतिमां लै भागा ।
मूरख मुद्दो जाणें नहीं, ये नांचरह्या नागा ॥ ८ ॥

એ ગ્રંથમાં તો એમ જણાવવામાં આવ્યું છે, કે સાધુઓ ઘરમાં અથવા જિનમંદિરમાં એટલે ચૈત્યોમાં વસે, એ અધર્મ છે. ચૈત્યમાં વસનારો ત્યાં સુએ છે; ઉઠે છે, બેસે છે, ખાંસી ખાય છે, છીંક ખાય છે અને આહાર લે છે. આથી જિનપ્રતિમાની આશાતના થાય છે. આમ પ્રતિમાને દોષ ન લાગે, તે માટે એ ગ્રંથમાં સાધુઓને ચૈત્યોમાં વસવાનોજ નિષેધ કર્યો છે. જેઓ આ જિનાજ્ઞા, ઉથાપીને ચૈત્યમાં રહે છે, તેમને માટે આ ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે, કે આવા ચૈત્યવાસી સાધુઓ, એ શ્રાવકને માટે માછલી મારનારા માછી(જેવા) છે. તેમની પ્રતિમા એ શોભીતી જાળ સમાન છે અને શ્રાવકો માછલી જેવા છે! જેમ પોતાના પેટ માટે માછીઓ જાળ બતાવીને માછલીને પોતાના તરફ ખેંચે છે, તેમ આવા સાધુઓરૂપી માછીઓ પોતાના પેટ માટેજ જાળરૂપ જીનપ્રતિમા બતાવી બતાવીને, તેના પ્રલોભન ઉપર શ્રાવકોને પોતાનાં તરફ ખેંચે છે, આવી આશાતના પામેલી પ્રતિમાના અધિકારમાં મજકુર ગ્રંથના ૨૧માં કાવ્યમાં શ્રી. જિનવલ્લભસૂરિજીએ એમ કહ્યું છે, કે આવી દોષવાળી પ્રતિમાઓનું પૂજન

સાવદ્ય-પાપ છે. આ મહત્વનો મુદ્દો ખ્યાલમાં રાખ્યા વિના, આગલો પાછલો સંબંધ જોયા વિના, પ્રતિમા પૂજન પાપ છે, એટલાજ શબ્દો તેરાપંથીઓ પકડી બેઠા છે અને તેમણે આખો મુદ્દો ઉડાવી દીધો છે. આ રીતે મૂર્તિપૂજા વિરૂદ્ધનું તેમનું નગ્નનૃત્ય સર્વથા મુર્ખાઇ ભરેલું છે. ૩-૪-૫-૬-૭-૮.

संघपट्टकको नाम लै, पंथी करता कोड ।
संघपट्टकसे वर्जियो, ते तू पंथी छोड ॥ ९ ॥

इग्यारसें काव्यमें वर्जियो, गादीने ताकियो ।
पंथी तूतो भोगिवो, काहे सैंथ कियो ॥१०॥

इकीसमें काव्यमें वर्जियो, रात रमणी मुनि पास ।
पंथीरा ते राखता, सेवा रमणी खास ॥११॥

बावीसमें काव्यमें वर्जियो, मुनि नित्य विगय नहिं खाय ।
पथी नित्यको खावतो, माखण घृत मिठाय ॥१२॥

સંઘપટ્ટકમાં પોતાના મૂર્તિપૂજા વિરોધના સિદ્ધાંતને ટેકો આપેલો છે, એવું તેરાપંથીઓ, મોટા ગૌરવથી કહે છે. તેમને હું કહું છું, કે મિત્રો! એજ સંઘપટ્ટકમાં જૈનસાધુઓને જે ત્યાગવાનું કહ્યું છે, તેનો તો તમે ત્યાગ કરો! સંઘપટ્ટક કાવ્ય ૧૧માં, સાધુઓને ગાદીતકીયા ત્યાગવાનું ફરમાન છે પણ તે છતાં હે તેરાપંથી સાધુઓ! તમે ગાદીતકીયા તો ખુલ્લી રીતે વાપરો છો! ૨૧માં કાવ્યમાં રાત્રીએ સાધુની પાસે સ્ત્રીઓને રહેવાનો નિષેધ છે. પણ તમે રાત્રીના સમયે પણ, સ્ત્રીઓનો સહવાસ ખાસ કરીને રાખો છો. બાવીસમાં કાવ્યમાં સાધુઓએ વિગય પદાર્થોને સદા માટે ત્યાગી દેવા, એવી આજ્ઞા છે; ત્યારે તમે તો માખણ, ઘી અને મિઠાઈ ખુબ ગમ્મત સાથે ઉડાવો છો!

જો તમે સંઘપટ્ટકનેજ માનવાનો દાવો કરો છો, તો જરા ડાહ્યા થઇ, આ બધા આચરણો તજી દો; પછી સંઘપટ્ટકની વાતો કરવા આવો! ૯-૧૦-૧૧-૧૨.

सर्वे इंद्रियां मोकलै, साधु नहीं लिंगधारी।
संघपट्टकमें कह गया, थै तो भग्नाचारी ॥१३॥

હે તેરાપંથી સાધુઓ! જેના બધી ઇંદ્રિયો તેના વિહારમાં ખુલ્લી છે, તે સાધુ નહીં, પણ લિંગધારી ભ્રષ્ટાચારી ગૃહસ્થ છે, એમ સ્પષ્ટ રીતે સંઘપટ્ટકમાં કહ્યું છે. એ પ્રમાણે તો તમે પણ સાધુ નહિ, પણ લિંગધારી સાબીત થાઓ છો. ૧૩.

झूठ बोलनो वर्जियो, तेवींसमें काव्यके मांहिं।
भष्टाचारी कह दिया, एहपंथी झूठ बुलाय ॥१४॥
संघपट्टकमें वर्जियो, अठ्ठाईस काव्यके मांहिं।
पंथी तू लै खावतो, सूतक पातकको लाय ॥१५॥
संघ पट्टकमें वर्जियो, छमछरी असी दिन।
पंथी तू तो करत है, दोअपांसामन ॥१६॥
इसी काव्यमें कह दियो, एह लिंगधारी धूतारा।
पंथी तुझमें मिलत हैं, संघपट्टक वरतारा ॥१७॥
संघपट्टकमें वर्जियो, रात काढनो राग।
पंथीनीको काढतो, रात रागको भाग ॥१८॥
उंचे स्वरसे गावतों, सूता लोग जगावै।
चोमासाकां रात लै, तू रास चरित्र गावै ॥१९॥
चारसै अडतालीस प्रष्टमें, इकीसमें काव्यके मांहि।
पंच जातका चैत्यने, श्रीजिणवल्लभसूरी वंदाय ॥२०॥
संघपट्टको नाम ले, जिण प्रतिमां उडावै।
झूठ बोलता पंथी थानें, शर्म नही आवै ॥२१॥

संघपट्टकमें वर्जियों, ते पंथी करता बोल।
प्रीत उदय मुनि कहत है, था पंथीयांकी निकरी पोल
॥ २२ इती ॥

મજકુર ગ્રંથના ૨૩માં કાવ્યમાં અસત્ય બોલવાની મના કરવામાં આવી છે, અને અસત્ય બોલનારને ભ્રષ્ટાચારી કહ્યો છે, છતા તેરાપંથીઓ ઉત્સુત્ર–જુઠું બોલે છે. સુતકવાળા અને પાપીઓને ત્યાંનો આહાર ન લેવો, એમ સંઘપટ્ટકમાં ૨૮માં કાવ્યમાં કહ્યું છે, છતાં તેરાપંથી સાધુઓ એવો આહાર લાવીને તે ખાય છે. સંઘપટ્ટકમાં સંવત્સરીના એંસી દિવસ વર્જવાના લખ્યા છે, જ્યારે તેરાપંથીઓ તો સવંત્સરીનાં બે અપવાસો કરીનેજ ચલાવી લે છે. સંઘપટ્ટકમાં એજ કાવ્યમાં ઉપર જણાવેલા કાર્યો કરનારાઓને લિંગધારી અને ધુતારા કહ્યા છે. પણ હે તેરાપંથીઓ! એ પ્રમાણે વર્તનારા તો તમારામાં સેંકડો સાધુઓ મળી આવે છે, તેનું શું? સંઘપટ્ટકમાં રાત્રે ગાવાનો નિષેધ કરેલો છે, છતાં તેરાપંથી સાધ્વીઓ રાત્રી આખી, ગીતો ગાઈગાઈને પુરી કરે છે. વળી ચોમાસાની રાત્રીઓમાં તો તેઓ એવા જોરથી ઘાંટા પાડીને રામચરિત્ર ગાય છે, કે તેથી આસપાસના સુતેલા લોકો પણ જાગી ઉઠે છે. એજ ગ્રંથના ૪૪૮માં પ્રષ્ટમાં એવો ઉલ્લેખ છે, કે પંચજાતના ચૈત્યને શ્રી. જીનવલ્લભસૂરીએ વંદના કરી હતી. આમ છતાં આ રીતે જિનપ્રતિમાપૂજાનું પ્રતિપાદન કરનારા સંઘપટ્ટકનું નામ લઈને, તેરાપંથીઓ જિનપ્રતિમાપૂજાને ઉડાવી દે છે, અને સર્વથા જુઠું બોલે છે.–ઉત્સુત્ર બોલે છે!! ઓહો! આવા વિપરિત અર્થો કરતા આ લોકોને શરમ પણ ન લાગતી હોય? સંઘપટ્ટકમાં જે જૈન સાધુઓને માટે વર્જવાનો ઉલ્લેખ છે, તેજ બધું તેરાપંથી

સાધુઓ આદરે છે, એ તેમની પોલ આજે ખરેખર ખુલ્લી પડી ગઈ છે! ૧૪ થી ૨૨.

(૨૭) તેરાપંથીઓએ ઢાળ કવિતા આદિ બનાવીને, તે દ્વારા દ્રવ્યપૂજાની નિંદા કરી છે અને તે કાવ્યો પાર્શ્વચંદ્ર સૂરીએ બનાવ્યા છે, એમ લોકોને કહી, તેમને આડે માર્ગે દોરી ગયા છે. એ કાવ્યો પાર્શ્વચંદ્રસૂરીના નથી, પણ તેરાપંથીઓએજ બનાવીને, તેમના નામ ઉપર ચઢાવી દીધા છે, જે નીચે જણાવેલા કાવ્ય ઉપરથી સ્પષ્ટ થાય છે.

॥ दोहा ॥

દોહરા.

टीकासे टब्बो रच्यो, सूरीपार्श्वचंद्र ।
द्रव्य पूजा निंदा करी, कहै पंथी मतिमंद ॥ १ ॥
पंथी ढाल माहि लिखी, द्रव्य पूजावे काम ।
पोते आप निंदा करे, धरै परायो नाम ॥ २ ॥
पंथी ढाल वनाय कर, रच्यो कपटको फंद ।
द्रव्य पूजा निंदा करी, नाम धरयो पार्श्वचंद्र ॥३॥

શ્રી. પાર્શ્વચંદ્રસૂરીને નામે તેરાપંથી સાધુઓએજ બનાવટી કાવ્યો રચીને, બુદ્ધિહીન બનીને દ્રવ્યપૂજાની નિંદા કરી છે, આમ તેરાપંથીઓએ પોતેજ એ કાવ્યો રચીને, પોતેજ મૂર્તિપૂજાની નિંદા કરી છે અને એ કાવ્યો મૂર્તિપૂજક સાધુઓના બનાવેલા છે, એવું ખોટું અડાવી દીધું છે. આમ તેરાપંથીઓએ રચેલા કાવ્યના કર્તા તરીકે, તેમણે પાર્શ્વચંદ્રનું નામ ઠસાવી દીધું છે. ૧–૨–૩.

कयवलिकंम्मा पाठ है, सूत्रोमें प्रसिद्ध ।
जिण प्रतिमांको पूजनो, टव्वा अर्थसें कीध ॥४॥
जैनी जिण प्रतिमां पूजतां, कयवलिकम्मा प्रमाण ।
ओहि पाट अन्य मति विषे, अन्य मति प्रतिमां जाण॥५॥
रास रच्यो श्री पार्श्वचंद्र, तिणमें कह दीनो ।
प्रतिमां खुद जिण वंदणां, फल एक चीनो ॥६॥
नाम लेत श्रीपार्श्वचंद्रको, पंथी पोते निंदी ।
दूजै व्रुतकें पंथीडा, लगाय देई बिंदी ॥ ७ ॥
कोड दिवाली राज्य करो, श्रीगंगासिंहजी महाराज ।
यती देत आशीसका, प्रीत उदेय मुनिराज ॥८॥

સૂત્રમાં 'કયબલિકમ્મા' એ પાઠ પ્રસિદ્ધ છે, તેમાં જીનપ્રતિમાપૂજાનો ચોકખે ચોકખી રીતે ટેકો આપેલો છે. એનોજ અર્થ તેરાપંથીઓએ અવળો કર્યો છે અને જીનપ્રતિમાપૂજાનો નિષેધ કર્યો છે. શ્રી. પાર્શ્વચંદ્રે જે રાસ રચ્યો છે, તેમાં તેમણે જણાવેલું છે, કે જિનવંદના અને ગુણકથન એ બન્નેમાં સમાન ફળ છે. આમ છતાં તેરાપંથીઓએ પોતે જીનપ્રતિમાપૂજાની નિંદાના કાવ્યો બનાવ્યા છે અને તે કાવ્યોના કર્તા તરીકે શ્રી. પાર્શ્વચંદ્રનું નામ ખોટી રીતે રજુ કરી દીધું છે. આ રીતે અસત્યનું આચરણ કરીને તેરાપંથી સાધુઓએ ખરેખર પોતાનું બીજું વ્રત-મૃષાવાદ વિરમણવ્રતને, વિદાયગીરીજ આપી દીધી છે. ૪-૫-૬-૭-૮.

इती तेरहपंथी नाटके द्वीतिय व्रुत खंडन नाम्ने सप्तम प्रकर्ण समाप्तम् ॥

: અહીં તેરાપંથી નાટકનું દ્વિતિયવ્રતખંડન નામનું સાતમું પ્રકરણ સમાપ્ત. :



अथ तेरहपंथी नाटके तृतीय व्रत खंडन नाम्ने
अष्टम प्रकर्ण प्रारम्भते ॥

# પ્રકરણ : ૮ : મું.

———(०)———

## તૃતીય વ્રત ખંડન

શ્રી. વ્યવહારસુત્રમાં કહ્યું છે કે : ॥ गाथा ॥ तव्र तेणि यावयतेणि वा सूत्ततेणि वा अत्थतेणि वा इत्यादि सुत्रम् ॥ અર્થાત્ જે સૂત્રોની અથવા તેના અર્થોની અવહિલના કે ગોપના કરે છે, તે તપનો, વચનનો, સૂત્રનો અને અર્થનો ચોર છે. એ નિયમાનુસાર ભીખમજી અને જીતમલજી સૂત્રોના અને અર્થના ચોર છે. એ નીચેના કાવ્ય ઉપરથી સાબીત થાય છે.

॥ दोहा ॥

દોહરા.

सूत्र अर्थ ते चोरिया किया अर्थ ते और ।
व्यवहारसूत्रकी रायसे, तू वडो खपखो चोर ॥१॥

मुखयो नांक वनांवियो, चेइयं ज्ञान मुनि दोय ।
असइ कह असंयती, अल्वे अर्थ नहि कोय ॥२॥

कोलुणपणियाए सूत्र है, निसीथ सूत्रके मांहिं ॥
पहनो अर्थ दया करी, दिया मूर्ख वहकाय ॥३॥

હે ભીખમજી અને જીતમલજી! તમે સૂત્રના અર્થોની ચોરીઓ કરી છે અને અન્યથા અર્થો કર્યા છે. એટલે વ્યવહારસૂત્રની દ્રષ્ટિએ તમે મોટામાં મોટા શાસ્ત્રાર્થના ચોર સાબીત

થાઓ છો. તમે શાસ્ત્રોના અર્થો કરતા, મુખ શબ્દનો અર્થ નાક કર્યો છે, ચેઇયનો અર્થ જ્ઞાન અને મુનિ એવો કર્યો છે. અસઇનો અર્થ અસંયતી કર્યો છે, અને નિશીથસૂત્રમાંના કોલુણપણિયાઇ સૂત્ર શબ્દનો અર્થ કરૂણા અને દયા કરીને, ભોળા લોકોને અધર્મને માર્ગે ઉતારી દીધા છે. ૧–૨–૩.

वंदइ शब्दको पंथिडा, करै अर्थ गुणकाय ।
कठइ काया योग कह, यह चोरोंका काम ॥ ४ ॥
मिणां माल चोरी करै, चोर बावरी जात ।
आव तनै दिखाय दउ, पंथी चोर साक्षात ॥ ५ ॥

તેરાપંથીઓએ વંદઈ શબ્દનો અર્થ, ગુણ ગાવા એટલે ભગવાનનું સ્તવન કરવું, એવો કર્યો છે અને કઠઈ શબ્દનો અર્થ કાયાનો યોગ કર્યો છે. આ રીતે શબ્દોના ખોટા અર્થો કરીને તેરાપંથી સાધુઓએ વ્યવહાર સૂત્રની દૃષ્ટિએ સૂત્રના ચોરોનુંજ કાર્ય કર્યું છે. મેવાડમાં વસતી મીણા જાતિ, તો ચોર જાતિ કહેવાય છે અને તે ફક્ત પૈસાનીજ ચોરી કરે છે, પણ તે મીણાઓજ કાંઇ ચોર નથી, નીચેના ઉદાહરણો ઉપરથી ભીખમજી પણ ચોર (શબ્દાર્થ ચોર–શબ્દોના મૂર્તિપૂજક જૈન દ્રષ્ટિએ વિરૂદ્ધ અર્થ કરનાર) સિદ્ધ થાય છે. ૪–૫.

## अथ भीखमजीकी चोरी वर्णनम् ॥

### : ભીખમજીની ચોરી (અન્યથા અર્થ) વર્ણન :

(૧) ભગવાન મહાવીર સ્વામીએ પોતાની માતા અને ગોશાળા ઉપર દયા કરી હતી. અભયકુમારે ધારણીની તથા

હરિકેશી મુનિરાજની દયા કરી હતી. શ્રી કૃષ્ણ વાસુદેવે, વૃદ્ધ બ્રાહ્મણની દયા કરી હતી. ઇત્યાદિ ઘણે ઠેકાણે સૂત્રોમાં અનુકંપા શબ્દ, દયાના અર્થમાં યોજાએલો છે. એનો અર્થ ભીખમજીએ એમના અનુકંપારાસ નામના પુસ્તકમાં પાપ એવો કર્યો છે, એથી સ્પષ્ટ થાય છે, કે ભીખમજી સુત્રશબ્દાર્થના ચોર છે.

(૨) શ્રી ઠાણાંગ સુત્રના પાંચમાં ઠાણામાં પાંચમો યોગ અર્થાત મન, વચન કાયાનો ખોટો યોગ તે આશ્રવ છે, એમ કહ્યું છે. ભીખમજીએ પાનાનીચર્ચા નામે ગ્રંથ રચ્યો છે. તેમાં લખ્યું છે, કે મન, વચન, કાયાનો શુભ યોગ; તે પણ આશ્રવ છે; એ સર્વથા અનર્થકારી અને ખોટો અર્થ કરીને લખેલું છે.

(૩) ઉત્તરાધ્યન સૂત્ર અધ્ય૦ ૨૦, ગાથા ૪૭માં ભૃગુપુરોહિત અને ભૃગુપુરોહિતના પુત્રોં વચ્ચેનો વિવાદ આપેલો છે. તેમાં જણાવ્યું છે, કે હે પિતાજી ! તમે તમામ (સર્વથા) અંધકાર રૂપ મિથ્યા પ્રરૂપણા કરી છે. એનો અર્થ ભીખમજીએ અનુકંપા-રાસમાં એ કર્યો છે. કે જે બ્રાહ્મણ જમાડે છે, તે તમતમાનામ સાતમી નરકમાં જાય છે !

(૪) ભીખમજીએ બનાવેલા અનુકંપારાસ અને ચતુર વિચારની ઢાલ નામના પુસ્તકોમાં અણુકંપાદાન અને વરસીદાન આપવાનો નિષેધ કર્યો છે. પ્રશ્નવ્યાકરણસૂત્રના ત્રીજા આશ્રવદ્વારમાં દાન આપનારાને જે દાન દેતા અટકાવે છે; તેનો નિષેધ કરી, તેને ચોર કહ્યો છે. એનો અનર્થ કરીને ભીખમજીએ એવો અર્થ કર્યો છે, કે દાન આપવાને પ્રસંગે હાજર થાય (તે ચોર છે.) આ અર્થ સર્વથા ખોટો છે.

(૫) રામચરિત્ર રાસ કેશવજીયતિએ બનાવ્યો છે, જેમા ઢાળ બીજીમાં કેશવજીએ પોતાનું નામ દાખલ કર્યું છે, જે નામ ઉડાવી દઇને ભીખમજીએ એ રાસને નામરહીત કરી દીધો છે. આ રીતે શ્રી. કેશવજીયતિની પણ ભીખમજીએ ચોરી કરી છે.

(૬) શ્રી. જીનહર્ષસુરી મહારાજ, જેઓ ખરતરગચ્છી હતા, તેમણે સુગુરૂ પચ્ચીસી, કુગુરૂ પચ્ચીસી, અને નોળાડકી ચોપાઇ, નામની ત્રણ પુસ્તિકા બનાવી છે જેમાંથી શ્રી. જીનહર્ષસુરીનું નામ ઉડાવી દઇને ભીખમજીએ એ પ્રતોને પણ નામ રહીત કરી દીધી છે. આમ ઘણી પ્રતોમાં કરવામાં આવ્યું છે. અર્થાત ભીખમજી એ પ્રતિઓના તથા ભગવાનના પણ ચોર ઠરે છે.

(૭) સુયગડાંગ સુત્રમાં કહ્યું છે, કે સાધુ પોતે અસંયમીનું જીવન ઇચ્છે નહિ. અર્થાત સાધુ, અસંયમીનું એટલે ગૃહસ્થનું જીવન પોતે ભોગવવું, એમ ઇચ્છે નહિ. મતલબ કે સાધુ ગૃહસ્થના ભોગો ભોગવવાનો વિચાર કરી શકે નહિ. આ સીધો અર્થ મૂકીને તેનો ભીખમજીએ એવો અર્થ કર્યો છે, કે સાધુ અસંયતીનું જીવન-અસંયતી જીવતો રહે, એવું ઇચ્છી શકે નહિ !! આ અર્થ કેટલો બધો વિચિત્ર, ઉંધો અને અનર્થ કરનારો છે ! આવા તો ભીખમજીએ અનેક જગાએ ખોટા અને અનર્થકારી અર્થો કર્યા છે, પણ તેમાંથી ઉપર થોડીજ વાનગી આપી, હવે જીતમલજીની ચોરીનું વર્ણન કરીએ છીએ.

## ॥ अथ जीतमलजी चोरी वर्णनम् ॥

### : અહીંથી શ્રી જીતમલની ચોરીનું વર્ણન :

(૧) ભ્રમવિધ્વંશણુમાં પ્રષ્ટ ૧૪ માં જીતમલે "દેવયં" શબ્દનો અર્થ ત્રણ લોકનો અધિકારી એવો કર્યો છે તથા 'ચેઇય' શબ્દનો અર્થ પવિત્ર મનનો હેતુ કર્યો છે. પ્રશ્નોત્તર ૯૫ માં જીતમલે "દેવયં ચેઇયં" શબ્દનો અર્થ એક સાધુ કર્યો છે. એ સૂત્ર અર્થની ચોરી છે.

(૨) વિપાક સૂત્રમાં મુહપત્તિનો પ્રશ્ન ચર્ચતા ભગવાને વસ્ત્રથી મુખ ઢાંકવાનું ફરમાવ્યું છે. જીતમલે હિતશિક્ષાવલી ગ્રંથમાં મુહપત્તિના અધિકારમાં મુખની જગાએ નાક અર્થ કર્યો છે. આ અસત્ય અર્થો કરવાના વધુ પુરાવા નીચેના સંવાદમાં આપેલા છે.

॥ दोहा ॥

દોહરા.

पंथी-इन्द्रभूतने भाखियो, मृगा रानी ताय।
मुखपत्ति वांधी करी, मुख ढांको मुनिराय ॥ १ ॥
ते मुख कहिये केहनें, उत्तर तसु अवलोय।
नांक तणो ए नाम मुख, न्याय विचारो जोय ॥ २ ॥

**તેરાપંથી**-ઈન્દ્રભૂતિને મૃગાવતી રાણીના અધિકારમાં કહ્યું હતું કે, હે મુનિરાજ ! તમે મુહપત્તિ બાંધીને મુખ ઢાંકી દો. ન્યાયથી વિચારી જોતા માલમ પડે છે, કે એ મુખ શબ્દથી નાકનોજ નિર્દેશ છે.

प्रे. य.-इंद्रभूतिनें इम कहे, मृगा रानी ताहि ।
मुख वस्त्र लेई करी, मुख बंद करो मुनिराय ॥ १ ॥
ऐसो पाठक कह्यो मूलमें, विपाक सूत्रके मांहि ।
तुम जिम मुख बांध्यो हुवै, तो बांध्यो केम बंधाय ॥२॥
एक पाट लम्बी विस्तृ उपर अंगुल चार ।
एह प्रमाण मुख वस्त्रिका, कहता प्रवचन सार ॥ ३ ॥

પ્રેમચંદજી યતિ-વિપાકસૂત્રમાં મૂળમાં એવો પાઠ છે કે: ઇન્દ્રભૂતિને મૃગાવતીરાણીએ કહ્યું હતું, કે હે મુનિરાજ મુખવસ્ત્રથી મુખ બંધ કરો. એ મુખ ઢાંકવાના વસ્ત્રનું પ્રમાણ પ્રવચનસાર એક હથેલી (વેંત) અને ચાર આંગળની લંબાઇ જેટલું હોવું જોઇએ, એમ કહે છે. હવે જો તેરાપંથીઓ, આજે જે રીતે મોઢે મુંહપત્તિ બાંધી રાખવાનું કહે છે, તે રીતે મુહપત્તિ વડે મોં બાંધી રાખીએ, તો ઉપર જણાવેલા માપના કટકાથી મોં બાંધી રાખવાનું નજ બની શકે; કારણકે એ કટકો નાનો પડે છે! આથી મુંહપત્તિ હાથમાં રાખીને તે વડે મોં ઢાંકી રાખવાનુંજ સ્પષ્ટ થાય છે. ૧--૨-૩.

पंथी-जीतमलकी तर्क यह, इणसें कैसे मुख बंधाय ।
सूत्रमें मुख बांधवो, ढकवो कह्यो जु नांहि ॥ १ ॥

પં૦-જીતમલજી પણ આવોજ તર્ક કરે છે. તેઓ કહે છે, કે આટલી નાની મુંહપત્તિથી મોં બાંધી રાખવું શક્ય નથી અને શાસ્ત્રમાં 'મુખ બાંધવો' એમ કહ્યું છે, મોઢું ઢાંકવું એમ કહ્યુંજ નથી. આથી મુહપત્તિનું માપ વધારે લેવું, એ કર્તવ્ય છે. ૧.

प्रे. य.–मुख वंधई सूत्रमें पाठहै, तिणसें मुख वंधाय ।
वंधई नाम मुख ढांकवों, जैसे कपाट चुलाय ॥१॥
कपाट ढको वा बंद करो, इन दोनोको एक अर्थ ।
गुरुसे अर्थ सीख्यां विनां, नहीं पावै परमार्थ ॥२॥

પ્રે० ય०–શાસ્ત્રમાં મુખ બાંધવું એવો પાઠ હોવાથી, તેનો મોં બાંધવું એવો સ્થુલ અર્થ લેવાનો નથી; પણ મુખ બાંધવું એટલે મુખ ઢાંકી રાખવું, એવો તેનો ભાવાર્થ લેવાનો છે. જેમ કબાટ ઢાંકો અથવા કબાટ બંધ કરો, એ બંને શબ્દપ્રયોગો વપરાય છે; પણ તેનો અર્થ એકજ છે. તેજ પ્રમાણે મુખ બાંધો અથવા ઢાંકો એનો પણ, ઢંકો એવો સામાન્ય અર્થજ લેવો ઘટે છે. ૧–૨.

पंथी–मुखडोनाम यो नांकरो, दुर्गंध आवै ताहिं ।
दुर्गंध खातिर ढाकवो, नांक हुवै इण न्याय ॥ १ ॥

પં०–આ ચર્ચામાં ન્યાય તો એ છે, કે શાસ્ત્રમાં મુખ કહ્યું છે; ત્યાં નાક ગણવું જોઈએ અને નાક ઢાંકી રાખવું જોઇએ એવો અર્થ ગ્રહણ કરવો જોઈએ; કારણ કે દુર્ગંધી મુખમાંથી નહિ, પણ નાકમાંથી આવે છે.

प्रे. य.–इनको उत्तर अब सुनो, श्रोता तुम बुधवान ।
गंध स्वास मुख खेचवै, नाभ कमल तक जान ॥१॥
मुखको नाक जो ना हुवै, घ्राणइंद्री घट जाय ।
थारे लेखे पंथिडा, इंद्री चार मनाय ॥ २ ॥
मुखको नांक जो नां हुवै, मिले नहीं तुम न्याय ।
गंध नाक फरसी करी, मुख कर उदरमें जाय ॥३॥
इनसें व्याधि उपजै, मूर्छा वमन गिलानि ।
इण कारण मुख ढांकवा, कहती मृगारानि ॥४॥

नोसै वर्ष पहिले हुआ, श्रीअभयदेवजीसूरी।
मुख ढांकवो टीका विषय, कीयो अर्थ भरपूरी ॥ ५ ॥
लोकाचारमें देखलै, प्रगट रीत प्रत्यक्ष।
दुर्गंध आवै तिण समय, ढकता देख्या मुख ॥ ६ ॥
लोकाचारसें सिध हुवै, मृगारानी ए वाक।
मुख ढकनो सावित थयो, थारो झूठो थयो जु नांक ॥७॥
मुखके लगतो नांक है, मुख ढक्यां ढक जाय।
नाक ढक्यां मुख नां ढकै मुख खुल्यो रहि जाय ॥ ८॥

પ્રે૦ ૫૦—હે બુદ્ધિમાન શ્રોતાઓ! આ શંકાનો ઉત્તર એ છે કે: ગંધ, શ્વાસ દ્વારા નાભીકમળ સુધી ખેંચાઈ જાય છે. જો મુખને નાક ન હોત, મુખની સુંઘવાની શક્તિજ ઘટી જાત અને દેહની પાંચને સ્થાને ચાર ઇન્દ્રિયોજ ગણાત. વળી જે કચરો ઈત્યાદિ શ્વાસમાં જાય છે, તે નછીંકી નાંખીને પણ સાફ કરી શકાય છે પણ મુખમાં ગએલો સુક્ષ્મ કચરો, પેટમાં જાય છે, અને તેથી મૂર્છા, ઉલટી આદિ રોગો થવા સંભવિત છે. આ દોષ ટાળવાજ મૃગાવતીરાણીના અધિકારમાં પણ મુખ ઢાંકવાનુંજ કથન છે. આજથી નવસો વર્ષ પહેલાં શ્રી. અભયદેવસૂરીજી મહારાજ થઇ ગયા હતા. તેમણે ટીકાર્થમાં પણ મુખ ઢાંકવું, એવોજ અર્થ કર્યો છે. પ્રત્યક્ષ લોકવ્યવહારમાં પણ આપણે જોઇએ છીએ કે સૂક્ષ્મ અણુઓ જ્યાં ઉડતી હોય, ત્યાં લોકો મોં ઢાંકી દે છે. લોકાચારથી પણ મુખ ઢાંકવું એવા મૃગારાણીના કથનને ટેકો મળે છે અને મુખ ઢાંકવું એટલે નાક ઢાંકવું, એવો જે તેરાપંથીઓ

અર્થ કરે છે, તે અર્થ ઉડી જાય છે. વળી મુખને લગતુંજ નાક છે, એટલે મો ઢાંકવાથી નાક ઢંકાઇ જાય છે, કાંઇ નાક ઢાંકવાથી મુંખ ઢંકાઇ જતું નથી. આથી શરીરમાં પ્રવેશતા ત્રસજીવો અને વાયુકાય જીવો બચાવવા, મુખ અને નાક બંને ઢાંકવાની જરૂર હોવાથી, તેના સમાનાર્થ તરીકે મુખ ઢાંકવું, એવો અર્થજ વ્યાજબી ઠરે છે; નાક ઢાંકવું એ અર્થ વ્યાજબી ઠરતો નથી. ૧–૮.

पंथी–मुखको अवयव नांकछै, नाकभणी आख्यात ।

તે૦–મુખનો એક અવયવ તે નાક છે એટલે મુખ ઢાંકવું કહ્યું, એમાં "નાક ઢાંકવુ" એ અર્થ તો આપો આપજ રહેલો છે, એમ શા માટે ન માનવું જોઇએ ?

प्रे. य.–मुख पति कहवो छोड दै, नक पति कहवाय ।
मुखकों अर्थ नांसां करे, तिणसें नांक बंधाय ॥१॥
सूत्र पाठ मुखकों कहै, मुख कहै अर्थके माह ।
सुत्र अर्थ चोरी करी, तैं मनकी सिंध लगाय ॥ २ ॥
ज्ञाता अध्यन आठमें, दुर्गंध व्यापी ताहि ।
खटराजा मुख ढाकियो, मूल अर्थके मांहिं ॥ ३ ॥
ज्ञाता नोम अध्यनमें, दुर्गंध व्यापी नाल ।
मुख ढक्या आख्यां तिहां, जिणऋषिनै जिणपाल ॥४॥
ज्ञाता अध्यन वारमें, दुर्गंध व्यापी नाल ।
दुर्गंध व्यापी नांकनें, मुख डालियो ढंकाय ॥ ५ ॥
दुर्गंध व्यापै नांकनें, जद मुखडो लैनो ढांक ।
एह वचन जिनराजको, पंथी बतावै नांक ॥ ६ ॥

પ્રે૦ ય૦–જો તેવો અર્થ કબુલ રાખો, તો મુહપત્તિને મુહપત્તિ ન કહેતા, નાકપત્તિજ કહેવી જોઇએ. જો

તેરાપંથીઓ મુખ ઢાંકવું એના ભાવાર્થ, નાક ઢાંકવું એવો સમજતા હોય, તો તેમણે મુહપત્તિવડે મુખ બાંધી રાખવાને બદલે નાકજ બાંધી રાખવું ઘટે છે. સૂત્રગ્રંથો તો મુખ બાંધી રાખવાનુંજ કહે છે. જેઓ એનો અન્યથા અર્થ કરે છે, તેઓ સૂત્રાર્થની ચોરી કરે છે. જ્ઞાતા અધ્યયન આઠમામાં એવો ઉલ્લેખ છે, કે દુર્ગંધ વ્યાપી જવાથી છએ રાજાઓએ મુખ ઢાંકી દીધા હતા. જ્ઞાતા સૂત્રના નવમાં અધ્યયનમાં પણ એવોજ ઉલ્લેખ છે, કે જિણઋષિ અને જિણપાલે દુર્ગંધ વ્યાપી જવાથી મુખ ઢાંકી લીધા હતા. બારમાં અધ્યયનમાં પણ એવુંજ કથન છે. અર્થાત શાસ્ત્ર વચન તો એજ છે, કે જ્યારે નાકદ્વારા દુર્ગંધીની ખબર થાય છે, ત્યારે ત્યારે મુખ ઢાંકી દેવું જોઇએ (કે જેની સાથે નાક આપો આપજ ઢંકાઇ જાય છે) જેમ તેરાપંથીઓ કહે છે, તેમ માત્ર નાક ઢાંકવું, એવો અર્થ મિથ્યા છે. ૧-૬.

**पंथी**-गर्गाचार्यने शिषे, मुखने चिपै विकार ।
भृकुटी विकार कह्यो प्रभू, उत्तराध्यन मझार ॥ १ ॥

**પં૦**-ગર્ગાચાર્યના શિષ્યના અધિકારમાં ઉત્તરાધ્યયન સૂત્રમાં એવો ઉલ્લેખ છે, કે તેમાં મુખના વિકારને ભ્રકુટિનો વિકાર કહ્યો છે, આથી પણ મુખ અને નાકનું સમાનપણું સાબીત થાય છે.

**प्रे. य.**-भृकुटी विकार कह्यो प्रभुं, मुख विकार कह्यो नांहिं ।
मुख विकार किम जाणियों, साबित करो बताय ॥१॥

પ્રે૦ ય૦–પ્રસ્તુત સ્થળે ભ્રકુટિ વિકાર કહ્યો છે અને મુખ-
વિકાર કહ્યો નથી, તો પછી એ વિકારને તેરાપંથીઓ
મુખવિકાર કેમ કહે છે, તેજ પહેલાં સાબીત કરવાની
જરૂર છે.

पंथी–ललाटसे लेई करी, द्वादश अंगुल जाण ।
नाक होट ने हडवटी, मुखनो एह प्रमाण ॥ १ ॥

પં૦–કપાળથી ૧૨ આગળ સુધીનો ભાગ જેમાં નાક, હોઠ
અને હડપચીનો સમાવેશ થાય છે, એ સઘળાનોજ
શાસ્ત્રમાં મુખના નામથી ઉલ્લેખ છે. ૧.

प्रे. य.–थारे केणे पंथिडा, ए सहु थासी मुख ।
ते नाम मुख किम ढांकियो, ढको नांक भृकुटी अक्ष ॥१॥

પ્રે૦ ય૦–મુખનો અર્થ તેરાપંથીઓ કહે છે, તેમ કરીએ,
તો તો પછી મુખ ઢાંકો એ શબ્દનો અર્થ નાક ઢાંકો
એવો કરી, માત્ર નાકજ શા માટે ઢાંકવું જોઇએ; ત્યારે તો
નાક, ભ્રકુટિ, આંખ, એ બધુંજ ઢાંકી દેવું જોઇએ. ૧.

पंथी–हाथ रखे मुखपत्तिका, तो हथपती क्यों न कहंत ।
मुखपतिका कसें कहै, उत्तर करो तुरंत ॥ १ ॥

પં૦–મુખપત્તિ જો મોઢે ન બાંધવાની હોત અને તે માત્ર
હાથમાં રાખીને તે વડે મોં ઢાંકવાનુંજ ફરમાન હોત, તો
તો એ મુખપત્તિને હાથપત્તિજ કહી હોત; ત્યારે એને
હથપત્તિ ન કહેતા મુખપત્તિ શા માટે કહી હશે, તે
કહો જોઇએ ? ૧.

प्रे. य.–रजोहरण रज पैरखो, क्यो रखै हाथके मांहिं ।
हाथ रखै मुखपत्तिका तेरे रजोहरणके न्याय ॥ १ ॥

પ્રે૦ ય૦—એ પ્રશ્ન ખોટો છે કારણ કે રજો હરણથી ચરણની રજ સાફ થાય છે, છતાં તે હાથમાંજ રાખવામાં આવે છે. જેમ રજો હરણ હાથમાં રાખવામાં આવે છે, તેમ મુહપત્તિ પણ હાથમાંજ રાખવામાં આવે, એ ન્યાય છે.

पंथी–तो मुनी अंज्जा तनु विषे, थयो गूवडा कोप ।
राध रुधिरके ऊपरै, पाटो वांधे सोय ॥ १ ॥
जीव सन्मूर्छित तिण विषै, उपजै तिणरे लेख ।
पाटारै लाग्या रहै, राध रुधिर संपेक्ष ॥ २ ॥
जव कहै तनु गर्मथी जीव न उपजे आप ।
तो कफमांहिं किस ऊपजै, एक सरीखो न्याय ॥३॥
पाटे जीव नहीं ऊपजै, तो कफकी क्यो करं ताण ।
समझोजी समझो तुमें, समझो चतुर सुजान ॥४॥

પં૦—મુની અંજ્જા પુત્રને ગુમડાંનો રોગ થયો હતો, એવો ગ્રંથોમાં ઉલ્લેખ છે. તેમાંથી લોહી અને પરૂ વહેતા, તેના ઉપર પાટો બાંધવામાં આવ્યો હતો. પાટાને પરૂ અને લોહી વળગી રહેવાથી, તેમાં સન્મુર્છિત જીવ પેદા થાય છે, એવું તમારાજ લખાણથી પુરવાર થાય છે, છતાં પાટો બાંધો છો, એજ ન્યાયે; મુહપત્તિ બાંધવી પણ કલ્પે છે. જો તમે એમ કહો કે શરીરની ગરમીથી પાટામાં જીવો પેદા થતા નથી, તો પછી તેજ ન્યાયે, કફમાં પણ જીવ પેદા થતા નથી; એટલે તો મુહપત્તિ બાંધી રાખવી, એ જરૂર કલ્પે છે. ૧–૪.

प्रे. य.–पाटसमें जीव ऊपजै, राध रुधिरके साग ।
इम ऊपज मुखपत्तिका, कफ थूकके लाग ॥ १ ॥
पोटसकी आज्ञा करी कारणमें अणगार ।

इणमें दूषणको नहीं, नदी उत्तर जाय पार ॥ २ ॥
मुख बांधण आज्ञा नहीं, होय तो सुत्र दिखाव ।
हाथ रखै मुखपतिका अंगच्चूलियामांहि ॥ ३ ॥
मुख वंधन नहीं सुत्रमें, ते मंजूर करवाय ।
मूखसे ती मुखपत्तिका, तोडी परी बगाय ॥ ४ ॥

પ્રે૦ ય૦-પ૩ અને લોહીનો જે ભાગ પાટાને લાગેલો હોય તેમાં, અને જેમાં થુંક અને કફ વળગી રહેલા હોય એવી મુહપત્તિમાં; એ બન્નેમાં જીવનું ઉત્પાદન થાય છે. શાસ્ત્રમાં પાટો બાંધવા આજ્ઞા કરી, એનું કારણ અણગાર છે. અને તેથી તેમાં કોઈ પણ દુષણ રહેલું નથી. શાસ્ત્રોમાં મુખ બાંધવાની આજ્ઞાજ નથી, છતાં એવી આજ્ઞા હોય, તો તે તમારે બતાવી આપવી જોઇએ. અંગચુલિયાસૂત્રમાં પણ મુહપત્તિ હાથમાં રાખવાનુંજ કહ્યું છે, સુત્ર ગ્રંથોમાં મોં બાંધવાનુ કહ્યુંજ નથી; છતાં તે માન્ય કરાવવા સુત્રના શબ્દોને ફોડી તોડીને તેને બગાડી તેનો દુરૂપયોગજ કરવામાં આવે છે, જે સ્પષ્ટ અન્યાય છે. ૧-૪.

पंथी फूक दैनी वर्जी प्रभु, वायुनै अधिकार ।
दशवैकालिक देखलै, छेजीवणियां अध्यन मझार ॥१॥

પં૦-વાયુના અધિકારમાં પ્રભુજીએ ફુંક મારવાની પણ તજી દીધી છે, જેનો દશવૈકાલિકસુત્રમાં ચોકખો ઉલ્લેખ છે. ૧

प्रे. य.-फूंक दैणी वर्जी प्रभु, अग्निके अधिकार ।
वायु काय झूठो कह्यो, ते गाथाइ क्या मन मझार ॥१॥
फूंक जोर अग्नि जलै, सजल प्रवल होय जाय ।
तेउकाय वेला वधै, वढ वढनें घटि जाय ॥ २ ॥

इणसें तेउकायकी, हिंसा लागै जाण ।
मुनी छकाय रक्षा करै, प्रथम वृत प्रमाण ॥३॥

પ્રે૦ ૫૮-પ્રભુએ ફુંક મારવાનો નિષેધ કર્યો હતો, તે અગ્નિના અધિકારમાંજ નિષેધ કર્યો હતો. ત્યાં વાયુકાય વધી જાય તેથી ફૂંક મારવાનો નિષેધ કર્યો છે, એટલોજ અર્થ લેવો, એ ખોટું છે. ફુંકના જોરથી અગ્નિ, અતિ તિવ્રતાથી પ્રદિપ્ત થાય છે. આથી તેઉકાય જીવો જન્મે છે અને મરે છે, આમ તેઉકાય જીવોની હિંસા થાય છે. જૈનમુનિ દીક્ષાની પ્રતિજ્ઞાઓમાં પહેલું વ્રત છકાય જીવોની રક્ષા કરવાનું લે છે, આથી ઉપલા વર્તનથી તેના એ વૃતનું ખંડન થતું હોવાથી ફૂંક મારવાના કાર્યનો પ્રભુએ ત્યાગ કર્યો હતો, એ ઉઘાડી વાત છે. ૧-૨-૩.

पंथी उघाडे मुख बोलतां, वायू काय मर जाय ।
वायुर्लापिन्तांभाणी, रक्षा कर नव धाय ॥१॥

प्रे. य.-वायुकाय हणे हणै नहीं संपादिक जीव ।
श्रीभद्रबाहुजी कह गया, सुत्र निर्युक्ति नींव ॥१॥
क्यो कह्यो वायु पन्तासणी, क्यों कह्यों रक्षा ताय ।
ए नाम तो जीव बचावणां, थारी श्रद्धामें है नांहि ॥२॥
मांखी मांछर आदि द्वै बोलता मुख मांह ।
श्वासोश्वास कर खेंचवै, तुरंत ही मरजाय ॥३॥
इण कारण मुखपत्तिका, रखै हाथके मांहि ।
काम पडे जब बोलणों, मुख डोले पढं काय ॥४॥

पंथी-विकलेन्द्री ऊपजै नहीं, देवलोक संजार ।
इन्द्र मुख ढांक्यो वदै, भगवती सूत्र मझार ॥१॥

પ્રે૦ ચ૦—આ દ્રષ્ટાંત સમજ વિનાનું છે. ભગવાન મહાવીર મોક્ષે ગયા પછી, ૯૮૦ વર્ષે દેવર્ધિગણિ થયા હતા. તેમણે તાડપત્ર ઉપર શાહી વિનાજ આલેખન કરાવ્યું હતું. શાહી અને કલમ વિષે જૈનશાસ્ત્ર તો આઠ દોષ માનેલા છે અને એજ કારણથી નવસો એંસી વર્ષ જૈન આગમો લખાયાજ ન હતા. ૧–૨–૩.

प्रे. य.—मालकोशकी रागमें. भगवंतजी गावै ।
भगवंतकी वाणीं विषै, दुवातकलम कहां आवै ॥ ४ ॥
भगवंतकी वाणीं विषै, दुवातकलम आती ।
सूत्र गुंथनके समय पर, दुवात कलम पाती ॥ ५ ॥
दुवातकलम नहीं साधुकों, नहीं कोई सूत्र मझार ।
नोसै अस्सी पूर्व वर्ष, देख लेत व्यवहार ॥ ६ ॥

પ્રે૦ ચ૦—ભગવંતે માલકોષ રાગમાંજ પોતાની આજ્ઞાઓ (પદ્યમાં) સંભળાવી હતી. અર્થાત ભગવાને તો શાહી કલમનો ઉપયોગજ કર્યો ન હતો, એ સ્પષ્ટ થાય છે. જો ભગવાનેજ તેમની વાણી શાહી કલમમાં ઉતારી હોત, તો તો સુત્ર સંપાદન વખતે પણ શાહી કલમ લખવાના ઉપયોગમાં લેવામાં આવ્યાનો ઉલ્લેખ હોત; પણ તેઓ ઉલ્લેખ નથી. વળી સાધુઓએ શાહી કલમ વાપરવી એવો કોઇ સુત્રમાં ઉલ્લેખ નથી, નવસો એંસી વર્ષ ઉપર સાધુઓ શાહી કલમ વાપરતાજ ન હતા. આથી તમારી આ દલિલ આપોઆપજ ઉડી જાય છે. ૪–૫–૬.

पंथी—उंचेसें वहिरावनों, वहिरै ते अणगार ।
ऊंचेकी संख्या नहीं. किणहीं सूत्र मझार ॥ १ ॥

इण द्रष्टांते जाणजो, मुखपतिका डोरी ।
डोंरा विनां वधे किपें, मुखपत्तिका कोरा ॥ २ ॥

પ૦ સાધુને ઉંચેથી વહોરાવવું એવો શાસ્ત્રોનો આદેશ છે પણ કેટલે ઉંચેથી વહોરાવવું તેનું પ્રમાણ નથી, એજ રીતે મુહપત્તિને દોરી બાંધવી, એ પણ માનીજ લેવાનું છે. ૧–૨.

प्रे. य.–ओ द्रष्टांत घटै नहीं, सुनरे पंथी बाल ।
उंचेकी संख्या सूत्रमें, पात्र मिडन द टाल ॥ १ ॥
दूधखीचडी दालमें, उश्न भाफ निकसंत ।
जेसें भाफ सरीरकी, मुख करवाहिर आवंत ॥ २ ॥
दूध खीचडी दालनें भाफत नै संजोग ।
पंथी तू छोडे नहीं, तुरत करै अनुयोग ॥ ३ ॥
जठराग्नी सरीरकी, समुद्र बुझावे नांहिं ।
मच्छ कुच्छ तामें रहैं, अग्नि केवल खांयं ॥ ४ ॥
मुख भाफ मानै सचित, तिणसे मुख बंधाय ।
रंधान भाफ मानें अचित, पंथी लेई खाय ॥५॥
मुख भाफ रंधानको, एक सगीखो न्याय ।
पंथी हठ छोडे नहीं, तीर्थंकर खुद आप ॥ ६ ॥

પ્રે૦ ય૦–હે બાળક બુદ્ધિના તેરાપંથીઓ ! આ દૃષ્ટાંત પણ અહીં યુક્ત નથી. સુત્રગ્રંથોમાં ઉંચાઇનું પ્રમાણ નથી, તેનું કારણ એ છે, કે એના માપની જરૂર નથી. તેરાપંથીઓ મુખની બાફને સચિત માને છે અને

તેથી મુહપત્તિ બાંધે છે, તો પછી રાંધેલા અન્નની બાફને પણ સચિત માની તેરાપંથીઓએ આહાર પણ છોડી દેવો જોઈએ, પણ તેમ કરવામાં આવતું નથી ! આથી તેરાપંથીઓ મુહપત્તિ બાંધવામાં દુરાગ્રહજ કરી રહ્યા છે, એ સ્પષ્ટ થાય છે. મને તો લાગે છે કે ખુદ તીર્થંકર મહારાજ, આવે તો પણ તેરાપંથીઓ પોતાની હઠ છોડી દે કે કેમ, તે શંકાજ છે ! ૨,૩,૪,૫,૬.

सूत्र अर्थ तै चोरिया, मुखको नांक बनाय !
प्रत्यक्ष चोर वणवै ठगयो, वाजन लाग्यो साह ॥७॥
हित शिक्षावली ग्रंथमें, झगडा शेष कर दीनों।
मुख बंधन नहीं सूत्रमें, खुद जीतमलजी कह दीनों ॥ ८ ॥

તેરાપંથીઓએ સુત્રના અર્થો ચોર્યા છે અને (સાચા અર્થો છુપાવીને અન્યથા અર્થો કર્યા છે.) તેઓ શાહ રહી શક્યા નથી. ખુદ જીતમલેજ હિતશિક્ષાવલીમાં મુહપત્તિ બાંધી રાખવી શાસ્ત્ર વિરોધી છે, એમ જણાવ્યું છે, છતાં તેઓ તેમ કરે છે; તે ઉપરથી ઉપલી વાત સ્પષ્ટ થાય છે. ૭-૮.



मुखपत्ति अधिकार समाप्तम तेरहपंथी विनयका अर्थ वंदणा करते है, और विनयका अर्थ वंदणां नहीं होता है, ते वर्णन ॥

: અહીં મુખપત્તિ અધિકાર સમાપ્ત. હુવે તેરાપંથીઓ વિનયનો અર્થ વંદના કરે છે, પણ વિનયનો અર્થ વંદના થતો નથી, તેનું વર્ણન.

॥ दोहा ॥

દોહરા.

उत्तराध्यन मांहि कह्यो, विनय धर्मको मूल ।
दोय प्रकारे वर्णव्यो, साधू श्रावक अनुकूल ॥१॥
श्रावकरो विनो कियां, पंथी बतावै पाप ।
भ्रमविध्वंशणग्रंथमें, वंदावत है आप ॥ २ ॥

ઉત્તરાધ્યયનસુત્રમાં વિનયને ધર્મનું મૂળ કહ્યું છે. અને સાધુ અને શ્રાવકો માટે બે પ્રકારનો વિનય જણાવ્યો છે. ત્યારે શ્રાવકના વિનયમાં તેરાપંથીઓ પાપ બતાવે છે અને ભ્રમવિધ્વંશણગ્રંથમાં જણાવે છે, કે તેરાપંથી ગૃહસ્થોએ, ફક્ત પોતાનેજ (તેરાપંથી સાધુઓને)-વંદના કરવી જોઇએ. ૧-૨.

विनय अर्थ जाने नहीं, गुरुसें अर्थ न सीख ।
विनय अर्थ वंदणां कहै, ओ चोखो अर्थ प्रत्यक्ष ॥३॥
नमंसई नीचो झुकै, वंदणां आवर्त जांण ।
दोनूं योगका वांदणां नहीं वचन गुण ग्राम ॥४॥

તેરાપંથીઓ વિનયનો અર્થ ગુરૂઓ પાસેથી શીખ્યા નથી. આથી તેઓ વિનયનો અર્થ જાણતા નથી અને અનર્થ

કરીને વિનયનો અર્થ વંદના છે, એમ કહે છે; નીચા વળીને નમવું એ 'નમંસઇ' છે અને ઊંચા થઇને નમવું એ 'વંદના' છે. એ બંને યોગો કાયાનાજ યોગો છે. તે વાણીના યોગો નથી; અર્થાત નમસઈ અને વંદણા બંને શબ્દોથી શરીર વડે નમવું, એવો અર્થ થાય છે; માત્ર પ્રભુ ભક્તિના સ્તવનો ગાવા એટલોજ તેનો અર્થ કદીપણ થઈ શકતો નથી. ૩–૪.

मान घटावै आपको, परको मान वढाय ।
विनय नाम एहवो, कहयो संदेहदोलावली मांहे ॥५॥

સંદેહ દોહાવલીમાં કહ્યું છે, કે જે પોતાનું મહત્વ ઓછું દર્શાવે છે અને સામા માણસનું માન વધારે છે, તેનું નામ વિનય છે. ૫.

चोरासी लख जीवसें, खमायातें पाप ।
अदालतकी रायसें, तें माफ मांग ली आप ॥६॥
श्रावक केरे विनयमें, पंथी पाप बताय ।
छमछरी दिन क्यों करे, आपसमें खमायें ॥ ७ ॥
खमा मांफ है मांगणें, पर कोरा खैमान ।
पोते आप छोटो बनै, सांचा विनयवान ॥ ८ ॥

શ્રાવક, જૈનશાસન પ્રમાણે છકાય જીવોની ક્ષમાપના કરે છે, એને તેરાપંથીઓ પાપ માને છે. જો વિનય કરવો એ પાપ હોય, તો પછી પરસ્પરને ખમાવવા સહિત સવંત્સરીનો દિવસ, હે તેરાપંથીઓ! તમે શા માટે ઉજવો છો? અર્થાત શ્રાવકો પણ પોતે પોતાની લઘુતા જણાવી માનસહિત બીજા શ્રાવકનો

વિનય કરે, (પ્રણામ કરે) તે ધર્માનૂકુળ છે; એ વિનયને તેરાપંથીઓ પાપ માને છે, તે માન્યતા ખોટી છે. ૬-૭-૮.

विनय अर्थकों सारांस समाप्तम् ॥

: વિનય અર્થનો સારાંશ સમાપ્ત :

॥ दोहा ॥

દોહરા.

कर्ता भर्मविध्वशणों, कह दीयो विश्वावीस ।
अल्प अर्थ थोडो कियो, प्रष्ठ लंम्वरगुंनीस ॥ १ ॥
इहां तक नीत सावित रही, अल्प अर्थ नहिं फेर ।
पीधें नीत विगाड दी, लिखत भूल गयो गैल ॥२॥
अल्प अर्थ नहिं को कहै, थोडो कहैज नाहिं ।
प्रष्ट एक सोसत्तरै, भर्मविध्वंशण मांहिं ॥३॥
इहां पर अर्थ चुराय कर, कह दींनोनां कुछ ।
श्रोताजन तुम सांभलो, अल्प अर्थ कह तुझ ॥४॥

જીતમલે ભ્રમવિધ્વંશણમાં પૃષ્ઠ ૧૯ માં અલ્પનો અર્થ થોડો કર્યો છે, ત્યારે એજ ગ્રંથના ૧૭૦ મા પાનામાં અલ્પનો અર્થ નાસ્તિ (શૂન્ય) કર્યો છે. એ સૂત્રાર્થની ચોરી છે. હે શ્રોતાઓ! હવે હું તમને અલ્પનો અર્થ સમજાવીને કહું છું, તે સાંભળો. ૧-૨-૩-૪.

समय कालनें मानियों, भगवती सूत्रकार ।
पनरमें सतकमें कह्यो, छटे उद्देसे मझार ॥५॥
समय काल मानी करी, कह दीयो सूत्रकार ।
बहु वर्षा वर्ष समय, अल्प वृष आकाल ॥६॥

चामासोउ तणा वधै, अल्प वृक्ष आकाल ।
मगसिर वदि पडवा दिनें, भगवंत कियो विहार ॥ ७ ॥
पढै अल्प अर्थको पंथिडा, कहता है कुछ नांह ।
भगवंत विहार करै कियां, थोडी थोडी छांटा मांह ॥८॥

ભગવતી સૂત્રકારે પંદરમાં શતકમાં છઠ્ઠા ઉદ્દેશમાં 'સમય'નો અર્થ 'કાળ' કર્યો છે, અને તે આધારે કહ્યું છે, કે ઘણી ઘણી વર્ષા વરસે છે, તે વર્ષાકાળ છે અને અલ્પ વર્ષા હોય તે સુકો કાળ છે. હવે અહીં તેરાપંથીઓએ કેવો અનર્થ કર્યો છે, તે જુઓ. આજ પ્રસંગે એટલે માગશર વદ પડવાને દિવસે, ભગવંતે વિહાર કર્યો હતો. એ વખતે 'અલ્પ વર્ષા' હતી, એવો સૂત્રમાં ઉલ્લેખ છે. તેરાપંથીઓ એવો તર્ક કરે છે, કે જો વર્ષાના થોડા થોડા છાંટા પણ પડતા હોય, તો ભગવાન વર્ષામાં વિહાર કરેજ નહિ, માટે 'અલ્પ વર્ષામાં' વિહાર કર્યો હતો, એટલે વર્ષાનો નાશ થયો હતો, અથવા વર્ષા શૂન્ય ( નહિ ) હતી, ત્યારે ભગવાને વિહાર કર્યો હતો, એવોજ અર્થ અહીં લેવો જોઇએ. આવો તર્ક કરીને, તેરાપંથીઓએ અહીં અલ્પનો અર્થ નાસ્તિ અથવા શૂન્ય કર્યો છે. આ તર્ક અને અર્થ દેખીતી રીતેજ ખોટા છે. ૫–૬–૭–૮.

इण विचारसें मानियों, अल्प अर्थ नहिं कोय ।
ऊंधे रस्ते पड गयो, सीधा रस्ते खोय ॥ ९ ॥
अल्प पाप बहु निर्जरा, अशुद्ध एषणीं खाय ।
भगवतीसूत्र मांहिं कह्यो, माहणनें जिणराय ॥१०॥
नहीं पाप बहु निर्जरा, तें कियो अर्थ अनर्थ ।
मन कल्पित लेई धरी, सरूट भूगडा अर्थ ॥११॥

આ પ્રમાણે અલ્પનો અર્થ 'નહિ' કરવાથી બીજા કેવા અનર્થો ઉભા થયા છે, તે જુઓ. ભગવાને માહણુને ( એ

नामनी व्यक्तिने) ભગવતી સૂત્રમાં એમ કહ્યું છે, કે અશુદ્ધ એષણીય આહારથી અલ્પ પાપ થાય છે અને ઘણી નિર્જરા થાય છે, તેરાપંથીઓ અલ્પનો અર્થ નહિ કરીને અહીં એવો અર્થ કરે છે કે અશુદ્ધ એષણીય આહારથી પાપ થતું નથી, પણ ઘણીજ નિર્જરા થાય છે, જે અર્થ દેખીતી રીતેજ ખોટો છે. ૯–૧૦–૧૧.

अल्प बीज इंडा अल्प, अल्प जहां जलकाय।
मुनी तिहां भिक्षा करै, एहवा थानक मांहिं ॥१२॥
बहुत तणीं अपेक्षा, अल्प तिहां ए होय।
सूत्रकी मनस्या इसी, हृदय विमांसी जोय ॥१३॥
अल्प अर्थ थोडो कह्यो, आचारंग उव्वाय।
अल्पवहोतरो थोकडो, कह्यो पंनवणा महिं ॥१४॥

આચારાંગ સુત્રમાં અલ્પનો અર્થ થોડોજ કર્યો છે, અને જ્યાં અલ્પબીજ, અલ્પ ઈંડા અને અલ્પ જલકાય જીવો હોય (ઘણાની અપેક્ષાએ) ત્યાં જૈનમુનિએ ગોચરી કરવી, એવો શાસ્ત્રાદેશ છે. આ ઉપરથી પણ જણાય છે, કે બધા શાસ્ત્રો અલ્પનો અર્થ થોડોજ કરે છે, છતાં અલ્પનો અર્થ તેરાપંથીઓ નહિ કરે છે, એ ચોકખેચોકખો અનર્થ છે. ૧૨–૧૩–૧૪.

शास्त्र सगला मानता, अर्थ अल्प अर्थ थोडो।
नहि कुछ अर्थ बनावियो, ते प्रत्यक्ष अर्थ चाणो ॥१५॥
कैयक मूरख इम कहें, अल्प अर्थ हें दोय।
जैसा संम्बंध देखी करी, जेसो ही अर्थ होय ॥१६॥
दोय अर्थ मनसें करै, नहीं देत प्रमाण।
पंथी औगण ढांकवा, ए कूडी पक्ष रह्या ताण ॥१७॥ इती
इत्यादि प्रमाणसें जीतमलजी सूत्रके अर्थके चोर है

કેટલાક મુર્ખ તેરાપંથીઓ અહીં એવો બચાવ કરે છે, કે અલ્પના બે અર્થ છેઃ થોડો અને નહિ, પણ જ્યાં જેવો સંબંધ યુક્ત હોય, ત્યાં તેવો અર્થ લેવાનો છે. પણ આ માત્ર ભ્રમ છે; અને તે ભ્રમ, તેરાપંથની આબરૂ ઢાંકવા અર્થાત તેણે કરેલા અર્થો સાચા છે, એવું ઠરાવવાજ જાણી જોઇને ઉભો કરવામાં આવ્યો છે. ૧૫–૧૬–૧૭.

(૪) નિશિથ સૂત્રના બારમાં અધ્યયનમાં "કોલુણ (કલુણ) પડિયાએ" એવો પાઠ છે, જેનો અર્થ શોકજનક થાય છે, જીતમલે ભ્રમવિધ્વંશણમાં પૃષ્ટ ૬૧ માં એ શબ્દનો અર્થ દયા કરી છે, જે કોશશાસ્ત્રના પ્રમાણથી પણ અસત્ય છે.

॥ दोहा ॥

દોહરા.

ऱ्हस्व दीर्घ एकज कहै, पाजी तूजीकी नैर ।
कुंती कुत्ती एक नहीं, ओ अनुस्वारको फेर ॥ १ ॥

(૫) જીતમલજી ભ્રમવિધ્વંશણમાં પૃષ્ટ ૬૧ માં હ્રસ્વ, દીર્ઘ અક્ષરોને એકજ માને છે, એ પણ અજ્ઞાનસૂચક છે. શાસ્ત્રકારોએ હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત; એવા અક્ષરોના ત્રણ ભેદ માન્યા છે. જો એવા ભેદ ન માનીએ અને અનુસ્વારનો ભેદ તજી દઇએ, તો પછી કુત્તી (કુતરી) અને કુંતી (પાંડવોની માતા) એ શબ્દોમાં શું ફેર રહે?

॥ दोहा ॥

દોહરા.

उपास्सगदशा मांहि कह्यो, कर्मादान व्यापार ।
असइ जणारो पोषणो, नहीं श्रावक ए आचार ॥१॥

असई नाम गणिका तणों, खान पान तसु देत ।
विभचार सेवावें लोकसें, तिणमें पाती लेत ॥२।
आज इग्रेजी होटलोमें, राखत हें वेश्या ।
श्रावक इम राखे नहीं, लेवै न पांती हिस्सा ॥३॥
एसो व्योपार करे नहीं, श्रावक ते बुधवान ।
जाणें :विण नहि आदरै, पंदरह कर्मादान ॥ ४ ॥

ઉપાસ્સગદશાંગ સુત્રમાં પંદરમાં સુત્રમાં આણુંદ શ્રાવકના અધિકારમાં એમ કહ્યું છે, કે અસઇ એટલે વેશ્યા અથવા દાસી, એમને પોષીને એમનો વ્યાપાર કરવો, એ શ્રાવકોને માટે અધર્મ છે. અર્થાત વેશ્યા સ્ત્રીઓનું પોષણ કરી તેમની પાસે દુરાચાર કરાવી, તેમની કમાણી અથવા તેની આવકમાંથી હિસ્સો લેવો, એ વ્યાપાર શ્રાવકને કલ્પે નહિ; તેમજ કોઈ પણ રીતે કોઇ પણ પ્રકારના વેશ્યાવટા કે વ્યભિચારમાંથી કાંઈ પણ અંશ, હિસ્સો કે ભાગ મેળવવો એ શ્રાવકને કલ્પે નહિ. ૧-૨-૩-૪.

जीतमलजी बारहवतरी, करी चोपाई ढाल ।
तिणमें अर्थ चुरावियो, कियो वाल जिम ख्याल ॥५॥
साधु विना देव ओरनें, ते कह्यो असंयती पोष ।
प्रत्यक्ष अर्थ चुरावियो, ओं अविद्याको दोष ॥ ६ ॥

જીતમલજીએ બારહવતરી (બારવૃતોત્સવ વિધિ દર્શક પુસ્તક) નામે ગ્રંથ, ચોપાઇ અને ઢાલમાં રચ્યો છે. એમાં તેણે 'અસઇ'નો અર્થ સાધુ કર્યો છે અને આખાસુત્રનો એવો અર્થ કર્યો છે, કે સાધુ વિના બીજાને દાન દેવું તે અસંયતીનું પોષણ છે; આથી તે શ્રાવકને કલ્પે નહિ. આ અસઇ શબ્દનો અર્થ

સ્પષ્ટ રીતે ખોટો છે; અને તે જીતમલના ગંભીર અજ્ઞાનનુંજ પરિણામ છે. ૫—૬.

साधु ओर असंयती, अठै नहीं दयाको नाम ।
ओ अर्थ कहांसे लावियो, वतलावोजी ठाम ॥७॥
भगवती सूत्र मांहिं कही, असंयतीकी वात ।
असंजय एहवो कह्यो, मूल सुत्रमें पाठ ॥ ८ ॥
असई जण वैश्या हुवैं, कह्यो सुत्रमें मूल ।
इणनें कहै असंयती, ते जाणो सर्व फजूल ॥९॥

ઉપાસ્સગ દશાંગસૂત્રમાં જે સ્થળે આ વાત ચાલે છે, ત્યાં સાધુ, અસંયતી કે દયાનું નામમાત્રપણ નથી અને શ્રાવકે વ્યભિચારની કમાણી ન લેવી, એવોજ મુખ્ય મુદ્દો છે, ત્યાં સાધુ, અસંયતી કે દયાના અર્થો ઠેસવી દેવા, એ સ્પષ્ટ મુર્ખાઇ છે. અસંયતીની વાત અને તેનો ઉલ્લેખ ભગવતી સૂત્રમાં આવે છે. જ્યારે ઉપાસ્સગ દશાંગમાં "असंयती" એવો પાઠ છે. બધા શબ્દકોષમાં અસઇનો અર્થ વેશ્યા અથવા દાસી એવોજ કર્યો છે. એ असइ શબ્દને असंयती ઠોકી મારવા, એ મિથ્યાત્વીપણુંજ છે. ૭-૮-૯.

कइयक मूरख इम कहें, वेश्या है असंयती ।
मूरख मुद्दो समझै नहीं, करता है हुज्जती ॥ १० ॥
कोशा वेश्या पटणे तणीं, श्रीथूलभद्रकीं जाण ।
वारहव्रत इण आदर्यां, संयता संयती जाण ॥ ११ ॥

કેટલાક અજ્ઞાનીઓ એમ કહે છે. કે વેશ્યાઓ અસંયતિ છે અને તેથી અસંચતી નામથી પણ વેશ્યા એવા અર્થનેજ ટેકો મળે છે. એ પણ સર્વથા અસત્ય છે. કારણ કે તેવા કોઇપણ

કથનને શાસ્ત્રનો આધાર નથી વળી વેશ્યા હંમેશાં અસંયતીજ છે, એવું પણ શાસ્ત્ર કહેતું નથી. પટણા નિવાસી શ્રી. સ્થુલિભદ્રજીની કોશાવેશ્યા જે બાર વૃતો પાળતી હતી, તેને શાસ્ત્રે સંયતાસંયતી કહી છે; એટલે વેશ્યા અસંયતીજ છે, એ પણ જીતમલજીનું કથન ખોટું અને અજ્ઞાનભર્યુંજ સાબીત થાય છે. ૧૦-૧૧,

ભીખમજીએ ચતુરવિહારકી ઢાલ નામક ગ્રંથમાં ઢાલ ૩ ગાથા ૧૭માં બાર વૃતધારી શ્રાવકને સુપાત્ર કહ્યો છે અને ગાથા ૩૨માં શ્રાવકને સંયતી કહ્યો છે. જ્યારે જીતમલજી ભ્રમવિદ્ધશણ ગ્રંથમાં શ્રાવકને કુપાત્ર અને અસંયતી કહે છે; તેથી એજ ખુલ્લું થાય છે, કે જીતમલ શાસ્ત્રો અને સુત્રોના તો ચોર છેજ, પણ સાથે સાથે તે પોતાના ગુરૂના પણ ચોર બન્યા છે

॥ दोहा ॥

દોહરા.

तेरहपंथीकी वोलको, मार दियो हेलो।
में तो य पूछुं हे सखी, गुरु सांचो के चैलो ॥१॥

જીતમલે તેના ગ્રંથોમાં કેટલેક સ્થળે તેરાપંથના સ્થાપક ભીખમજીના વિધાનોને પણ હડસેલી કાઢયા છે, તે જોઈને મને તો એમજ થાય છે, કે હે ભાઇ! આ બંનેમાં મારે કોને સાચો માનવો, ગુરૂને કે ચેલાને? ૧.

भीखणजी गोशालानें, कहै असंयती कुपात्र।
तीजी ढाल अणुकंपामें, नोमी गाथा ख्यात ॥२॥

जीतमल गोशालानें, कहै महावीरनो शिष्य ।
तियासी भर्मविध्वंशणें, कहता है प्रत्यक्ष ॥३॥
तियासीके अंतमें, सुरु चोरासी जान ।
पाठक नजरां देखलयो, वताय दीलयो सहदाण ॥४॥

ભીખમજી તેમની રચેલી અનુકંપા રાસની ઢાલ ત્રીજી ગાથા આઠમીમાં ભગવાનની દયાના અધિકારમાં ગોશાળાને અસંયતી અને કુપાત્ર કહ્યો છે. આ ગાથા આ પ્રમાણે છે : **गोशालों असंयती कुपात्र तेहनें साज सरीरको दीधो; इत्यादि** જ્યારે જીતમલજી ભ્રમવિદ્ધંશણ ગ્રંથમાં પૃષ્ટ ૮૩મા અને પૃષ્ટ ૮૪ના આદિમાં ગોશાળાને ભગવાનનો શિષ્ય કહે છે, અને લખે છે કે જે ગોશાલાને ભગવાનનો શિષ્ય ન કહે, તેને એ સુત્રશાસ્ત્રોથી અજ્ઞાન માનવો. ૨-૩-૪.

गुरु चेलारो दोय मतो, कहो एक किम होय ।
पाठक तुम्ही विचारज्यो, अठें मत हैगये दोय ॥५॥
गुरु चेलारे मत तणो, मार दीयो _हेल। ।
दोनोंमें अव कोन है, गुरु सांचो कै चेला ॥६॥
जीतमलजी चोर है, भीखणजीके न्याय ।
भीखणजी तो खायरा, जीतमलके न्याव ॥ ७ ॥

આમ ગુરૂચેલાના મતને જુઠો ઠરાવે છે અને ચેલો ગુરૂના મતને જુઠો ઠરાવે છે, તો હે પાઠકો! તમેજ વિચાર કરો; કે આપણે એ એમાં સાચો કોને માનવો ઘટે? આ રીતે ભીખમજીના શાસ્ત્રોની દ્રષ્ટિએ જીતમલજીના અર્થો ખોટા છે, તો જીતમલજીની દ્રષ્ટિએ ભીખમજીના અર્થો ખોટા છે, અર્થાત બંને એકબીજાની દ્રષ્ટિએ ખોટા છે. ૫-૬-૭.

(૯) ભગવતીસૂત્રમાં મુનિ જંઘાચારણ અને વિદ્યાચારણના અધિકારમાં કહ્યું છે, કે તેમણે નંદીશ્વરદ્વીપમાં જઇને જિનપ્રતિમાને વંદી હતી. અહીં "વંદઇ" શબ્દનો અર્થ વંદવું એટલે હાથ જોડીને દ્વાદશ આવર્તના કરવી, એવો થાય છે. જીતમલજીકૃત પ્રશ્નોત્તરમાં તેમણે 'કી–તીયે'નો અર્થ કીર્તિ ગાવી અને વંદણાનો અર્થ વંદન અને નમસ્કાર એવો કર્યો છે. જ્યારે હિતશિક્ષાવલીગ્રંથમાં જંઘાચારણાધિકારમાં (મૂર્તિપૂજાનો નિષેધ શાસ્ત્ર શુદ્ધ ઠરાવવા) તેમણે લખ્યું છે, કે જંઘાચારણ–વિદ્યાચરણ મુનિ નંદીશ્વરદ્વીપ જાય છે, ત્યાં વંદન કરે છે, એ ઉલ્લેખમાં વંદના શબ્દ છે, તેનો અર્થ સ્તુતિ ગાવી એટલું જ છે, ત્યાં નમંસઇ એવો શબ્દ નથી. એટલે મુનિએ (મૂર્તિને) નમસ્કાર કર્યા ન હતા, એમ સિદ્ધ થાય છે. તેજ પ્રમાણે મહિઆનો અર્થ દ્રવ્યપૂજા થાય છે, ત્યાં તેનો અર્થ મનયોગ કર્યો છે, એ બંને અર્થોથી પણ સૂત્રાર્થની ચોરી થઇ છે.

(૧૦) પેચ્ચા અને પચ્ચા એ બંને શબ્દોના અર્થ એકજ છે. શ્રી. પાર્શ્વચંદ્રસૂરીએ પણ પોતાના બનાવેલા રાસમાં પેચ્ચા અને પચ્ચા શબ્દનો એકજ અર્થ કર્યો છે, જ્યારે જીતમલજીએ હિતશિક્ષાવલીમાં પચ્ચાનો અર્થ આ ભવ અને પેચ્ચાનો અર્થ પરભવ કર્યો છે, તે ખોટું છે.

(૧૧) તપગચ્છના યતિ મોહનવિજયે ચંદ્રચરિત્રની ચોપાઇ બનાવી છે. તેમાં ૧૨ ઢાલ છે, અને પ્રત્યેક ઢાલમાં પોતાનું નામ લખ્યું છે. ત્યાંથી જીતમલે તેનું નામ ઉડાવી દઇને અન્ય શબ્દો ગોઠવી દીધા છે, જે જીતમલજીની ચોરી છે.

॥ दोहा ॥

દોહરા.

छमछरी दिन वांचता, झूठी वात वनाय ।
बारा वर्षी कालमें, जिण प्रतिमा पुजाय ॥१॥
पंथी कहै वखाणमें, सुनता सारा लोग ।
पिता धर्म निंदावनां, इण इण पंथीके प्रयोग ॥२॥
श्रोताजन तुम सांभलो, मन चित्त देई कान ।
पंथीका वर्णन करुं, छमछरी व्याख्यान ॥ ३ ॥

સવંત્સરીને દિવસે તેરાપંથીઓ જે વ્યાખ્યાન વાંચે છે, તેમાં બનાવી કાઢેલી વાતો રજુ કરે છે અને જણાવે છે, કે બાર વર્ષનો દુષ્કાળ પડે છે, ત્યારથી જિનપ્રતિમાનું પૂજન થાય છે, આ વાત ધર્મ અને સૂત્રગ્રંથોથી વિપરીત છે. ૧–૨–૩.

पंथी रीता श्याल जिम, छोडी सकल विवेक ।
एक श्यालकु कैतरां, कूं कें श्याल अनेक ॥४॥
पंथी कुरीती चालतां, चालै घणी विपरति ।
पोती आप ढीला चलै, यतियांकी करै फजीत ॥५॥
पडदेकें अंदर रखें, सेवा करण लुगाई ।
ओ कल्प कहांसे काढियो, मुझकों देउ वत्ताई ॥६॥

તેરાપંથી સાધુઓની રીતભાત શિયાળવાંઓના જેવી નાસભાગ કરવાની છે. તેઓ ઘણી વિપરીત કુરીતિઓનું આચરણ કરે છે. પોતેજ જૈનસાધુત્વના આચારોને તજી દઇને શિથિલાચારથી વર્તે છે અને વળી જૈનયતિઓ શિથિલાચારી છે, એમ કહી તેમની નિંદા કરે છે. વળી તેરાપંથી સાધુઓ પોતાની સેવા કરવા માટે પડદામાં સ્ત્રીઓ (લુગાઈ) રાખે છે. હે

પંથીઓ! તમને કયા શાસ્ત્રે આ રીતે પડદામાં સ્ત્રીઓ રાખ-વાની છુટ આપી છે, તે તો બતાવો. ૪ ૫–૬.

पंथी वाजै जैनमें, महा कपटकी खान।
भार बतावै मेंसको, भार न निकलै श्वान ॥७॥
मारवाड मेवाडमें, नांहिं पेट भराय।
अठै पोल यहां देखली, थली भूमिका मांहिं ॥ ८ ॥

આ રીતે તેરાપંથીઓ જૈનશાસ્ત્રમાં એક કપટની મોટી ખાણ જેવા થઇ પડયા છે, તેઓ પારકાના પગ તળેનું બળતું બુઝાવવા જાય છે અને તેમના પગ તળે આગ સળગે છે, તેનું તેમને જ્ઞાન નથી. તેરાપંથી સાધુઓની આવી પોલથી, તેમનું મેવાડ-મારવાડમાં કાંઈ ચાલતું નથી અને રોટલા મળતા નથી, ત્યારે તેઓ હવે થલીભૂમિમાં (બિકાનેર રાજ્યના આસપાસના ગામો) જઈને ત્યાં ધામો નાંખીને પડયા છે. ૭ ૮.

भगवंतकी समकित नहीं, नहीं साधू आचार।
निसदिन निंदा ठोकनों, पंथींको व्यवहार ॥९॥
कुरीत चाल पंथ्यातणी, परभवको ठर नांहि।
प्रत्यक्ष कुरीती चालतां, छमछरी दिनमांहि ॥१०॥
पाणी तो राखै नहीं, छमछरी दिन मांहि।
दस्त जाय शुद्धि नां हुवै, भिष्टा गुदा भराय ॥११॥
वड पोता भीखणतणां, जीतमल गणधार।
चोरी झूठ गिणता नहीं, ओ सव ही को सरदार ॥१२॥

તેરાપંથી સાધુઓ જૈનસાધુઓનો આચાર પાળતા નથી અને તેઓ સમકીતને પણ ધારણ કરતા નથી, આટલું છતાં, પારકાઓની નિંદા કરવાને તેઓ ચુકતા નથી. આ તેરાપંથીઓનો રોજનો વ્યવહાર છે. તેરાપંથીઓ જે

કુરીતિઓને અનુસરે છે તેનાથી સ્વર્ગ કે મોક્ષ તો મળવાનોજ નથી પણ આ ભવમાં પણ સુખની પ્રાપ્તિ થઈ શકવાની નથી. તેઓ સંવત્સરીને દિવસે જે પ્રત્યક્ષ કુરીતિ ચલાવે છે, તેનું વર્ણન હવે હું આ નીચે રજુ કરૂં છું. સંવત્સરીને દિવસે તેરાપંથી સાધુઓ પાણી રાખતા નથી, તે દિવસે મળોત્સર્ગની ક્રિયા પછી, પાણી વાપરતા નથી અને એ ઉત્સર્ગ અવયવને, જેમનો તેમ, ગંદો રહેવા દે છે !! ૯-૧૦-૧૧-૧૨.

प्रतिमां पूजन आदिसें, सूत्र आवस्सग लै जोय ।
ज्ञातामांहि द्रोपदी, छियासी हजार वर्ष होय ॥१३॥
सिंह गुफावासी यति, भद्रबाहु शिष्य नंद ।
नोबाडकी चोपाई मझे, कह दीयो भीखणचंद ॥१४॥
वज्रबाहू स्वामीसे किम कहै, यती भया की ख्यात ।
भीखणजीके कथनसें, थारो कथन मित्थ्यात ॥१५॥

જૈનશાસનમાં પ્રતિમાપૂજન આદિ કાળથીજ માન્ય છે અને તે આવસ્સક સૂત્ર જોવાથી જણાઈ આવે છે. જ્ઞાતાસૂત્રમાં દ્રૌપદીએ પ્રતિમાપૂજા કરી હતી અને તેનું તેને શુભફળ મળ્યું હતું, એમ જણાવ્યું છે. ભીખમજીએ 'નોબાડની ચોપાઈ'માં સિંહગુફાવાસી મુનિ અને ભદ્રબાહુના શિષ્યનંદ, યતિ ધર્મ પાળનારા હતા, એમ જણાવ્યું છે. જ્યારે જીતમલ કહે છે કે યતિઓ અને યતિઓનો માર્ગ તો વજ્રસ્વામિના વખતથીજ નીકળ્યો હતો, એવી આખ્યાયિકા છે, આમ ભીખમજીના કથનથીજ જીતમલજીનું કહેવું જૂઠું સાબીત થાય છે. ૧૩-૧૪-૧૫.

भद्रबाहुजी सातमा, चोदमां वज्रस्वामि ।
सात पाटको आतरो, पहली यतीयांको नाम ॥१६॥

यती धर्म ओ आदिको, निरमल गंग जिम नीर ।
दसमें ठाणे कह गया, भगवंत श्री महावीर ॥१७॥

ભદ્રબાહુસ્વામી સાતમી પાટે થયા હતા અને વજ્રસ્વામી ચૌદમે પાટે થયા હતા. આ રીતે આ બંને વચ્ચે સાત પાટનો આંતરો છે, છતાં તે વાત જીતમલે ધ્યાનમાંજ લીધી નથી. મુનિઓ અને મુનિઓનો માર્ગ તો નિર્મળ ગંગાનીર જેવો છે; અને તે આદિકાળથીજ અસ્તિત્વમાં છે, એમ ખુદ મહાવીર ભગવાન પોતેજ દસમા ઠાણામાં કહી ગયા છે. ૧૬–૧૭.

दोय वार वज्रस्वामिके, पडिया है दूर्भिक्ष ।
कारणमें शुद्ध मानियो, विद्यापिंड प्रत्यक्ष ॥१८॥
कारण आचार वज्र स्वामिको, पंथीए देखंत ।
जैसें ढोल अवाज सुन, भैंस जाय भडकंत ॥१९॥
भैंस तणी पर भडकता, देख वज्र आचार ।
पंथी आप कारण विषै, करता है तिणवार ॥२०॥

વજ્રસ્વામી મહારાજના સમયમાં બે વાર દુષ્કાળ પડયો હતો, તેના કારણમાં તેરાપંથીઓ વજ્રસ્વામીનો આચાર નિહાળે છે, એટલે પોતાના આચાર વિચાર અયોગ્ય છે; એમ સમજી; ભેંસની માફક ભડકીને ભાગી જાય છે. ૧૮–૧૯–૨૦.

पंथी केरै पंथमें, फस गया लोक अजाण ।
जैन शास्त्र जानै नही, कूणी पक्ष रह्या ताण ॥२१॥
पंथी चोरी करनो छोड दे, कह्या हमारा मान ।
नही मानै तो आण दै, ए घोडा ए मेदान ॥२२॥

તેરાપંથીઓની જાળમાં (પંથમાં); જે અજ્ઞાન લોકો શાસ્ત્રો જાણતાજ નથી અને મિથ્યા કદાગ્રહથીજ પોતાનો

પક્ષ સારો માની તેને વળગી રહ્યા છે; તેઓ ફસાઈ પડયા છે. હે તેરાપંથીઓ ! તમે મારૂં કહ્યું માનો જાઓ અને શાસ્ત્રોના ઉલટા અર્થ કરવા છોડી દો, તેમ નહિંજ કરશો, તો શાસ્ત્રાર્થનું મેદાન, તમારે માટે ખુલ્લું છે. ૨૧-૨૨.

॥ दोहा ॥

દોહરા.

अढारहसे सतरइस मे, श्रोता अव सुनियों ।
रघुनाथ गुरुको छोडके, भीखण निकलियो ॥ १ ॥
जद सेती लै आज तक, पंथी एम कहंत ।
सुनतां अचरज मानसो, ते भाखू विरतंत ॥ २ ॥
आदि जिणंद जिम भरतमें, भीखणजी प्रगटया ।
इणसै पहिलै भरतमें, नही जैन धर्म खटका ॥ ३ ॥

હે શ્રોતાઓ ! હવે તેરાપંથની ઉત્પત્તિ કેવી રીતે થઇ છે, તે કહું છું, તે સાંભળો. સંવત અઢારસો સત્તરમાં પોતાના ગુરૂ રઘુનાથમલજીને તજી દઇને, ભીખમજી ચાલી નીકળ્યો હતો. તેરાપંથીઓ કહે છે, કે જેમ ભારતવર્ષમાં આદિ જિનભગવાન આદિનાથ મહારાજ પ્રકટયા હતા, તેમ આજના કાળમાં ભીખમજી પ્રકટ થયા હતા, અને ત્યારથીજ ભારતમાં સાચો જૈનધર્મ ચાલુ થયો છે; તે પહેલાં ભારતમાં શુદ્ધ જૈનધર્મ ચાલતો ન હતો. ૧-૨-૩.

विनां विचारे भाखता, पंथी चोर साक्षात ।
भोला लोक समझे नही, करता है पक्षपात ॥४॥
भगवंत भीखण वीचमें, वाईस्सै पिच्यासी ।
इणमें धर्म कहै नही, यह्य पंथी झूठ प्रकासी ॥५॥

તેરાપંથીઓ વિચાર કર્યા વિના આવા કથનો ઉચ્ચારે છે, અને સૂત્રાર્થોની ચોરી કરે છે, પણ ભોળા લોકો સમજતા નથી અને તેઓ પોતાના પંથનો ખોટો પક્ષપાત રાખી રહ્યા છે. શ્રી. ભગવાન અને ભીખમજી વચ્ચે તો બાવીસસો પંચાસી વર્ષનો કાળ વહી ગયો છે. એ કાળમાં સાચો જૈનધર્મ હતોજ નહિ, એમ તેરાપંથીઓ કહે છે, એ ખરેખર તેમનું ગંભીર જુઠાણું છે. ૪–૫

श्रीवीर कहै गोतम सुनो, भगवतीसुत्र मझार ।
हमारो धर्म ज चालसी, वर्ष इकवीस हजार ॥६॥
पंथी केरे कथनसें, साढा अढारह हजार
धर्म बतावै वीरको करता नही विच्चार ॥७॥
भगवंतकी चोरी करी, भगवतीसूत्रको लेख ।
प्रत्यक्ष पंथी चोर है, समझो चतुर विवेक ॥८॥

ભગવતીસૂત્રમાં ભગવાન કહે છે, હે ગૌતમ! મારો ધર્મ એકવીસ હજાર વર્ષ ચાલશે. તેરાપંથી સાધુઓ ભીખમજીના વખતથીજ સાચો જૈનધર્મ ચાલ્યો છે, એમ કહે છે. એટલે ભગવાન અને ભીખમજીની વચ્ચે જે બાવીસસો પંચાસી વર્ષનો કાળ ગયો છે, તેટલા વર્ષ, ૨૧ હજાર વર્ષમાંથી ઓછા થઇને ૧૮ાા હજાર વર્ષ બાકી રહે છે. અર્થાત ભગવાન પોતે જૈનધર્મ ૨૧ હજાર વર્ષ ચાલશે, એમ કહે છે, અને તેરાપંથીઓ ઉપર જણાવ્યું, તેમ ૧૮ાા હજાર વર્ષ જૈનમર્ધ ચાલશે, એમ કહે છે; જે ભગવાનના વચનની ચોરી છે. ૬–૭–૮.

॥ दोहा ॥

દોહરા.

चेइय अर्थ प्रतिमां तणो, जैन शास्त्रके माह ।
जहनों अर्थ साधू करें, दूजो ज्ञान बताय ॥१॥

चेइयं अर्थ नहि साधुको, चेइयं अर्थ नही ज्ञान ।
चेइयं अर्थ प्रतिमां हुवै, देता हूं परिमाण ॥२॥

'ચેઇયં' એનો અર્થ જૈનશાસ્ત્રોમાં પ્રતિમા એવો કર્યો છે. જીતમલજીએ પણ હિતશિક્ષાવલી ગ્રંથમાં હિંસાધિકારમાં 'ચેઇયં' શબ્દનો અર્થ મંદિર અને મૂર્તિ એવો કર્યો છે, પણ તે પછી એજ ગ્રંથમાં આનંદાધિકારમાં 'ચેઇયં' શબ્દનો અર્થ એક સ્થળે સાધુ અને એક સ્થળે જ્ઞાન એવો કર્યો છે. ૧–૨.

तीर्थंकर महाराजके, विचरें साधू ईण खेत ।
श्रमण साधु भिक्षू कहा, कहा नही इहां चैत्य ॥ ३ ॥
श्रमण साधु भिक्षू कहा, संपदा केरे ठाम ।
चेइयं चैत्य इहां नही, हें साधूके नाम ॥४॥
चेइयं चैत्य साधू हुतो, ता कह देतो इण ठाम ।
जब तो साचो मानता, थारो कियो विसराम ॥५॥

જિનભગવાનના જે સાધુઓ વિહાર કરે છે તેમને શાસ્ત્રકારે અને ભગવાને જુદા જુદા નામોથી ઉલ્લેખ્યા છે, જૈન સાહીત્યે, તેમને શ્રમણ-સાધુ અને ભિક્ષુ કહ્યા છે, પણ કોઈ સ્થળે તેમને ચૈત્ય કહ્યા નથી. સાધુઓના સંપદા કરવાના અધિકારમાં પણ, સાધુને સ્થાને શ્રમણ, સાધુ, ભિક્ષુ; એવોજ ઉલ્લેખ છે. ત્યાં પણ ચેઇયં-ચૈત્ય શબ્દને, સાધુના પર્યાય શબ્દ તરીકે જણાવ્યો નથી. ૩ ૪–૫.

तीर्थंकर मुनिराजके, उपज्यो केवल ज्ञान ।
ज्ञान शब्द तिहां कह्यो, नहि चैत्य नाम निसान ॥६॥
नंदी सूत्र मांहिं कह्यो, ज्ञान ओ पंच प्रकार ।
ज्ञान शब्द तिहां कह्यो, नहीं चेइयं आकार ॥७॥

चेइयं अर्थ नहिं साधूको, आणंदके अधिकार ।
आहार समय श्रमण कह्यो, नीचै सूत्र निहार ॥८॥
आहार उपाधि देणे समय, चेइयं शब्द नहिं वाच ।
चेइयं हो तो जद जाणतो, थारो अर्थ कियो म्हे सांच ॥९॥

તીર્થંકર ભગવાનને કેવળ જ્ઞાન થયા પછી, તેમણે જે વાણી કહી છે, તે વાણીને એકાંતે નિશ્ચયરૂપ અને સત્યજ્ઞાનમય માનવામાં આવે છે, એ કેવળજ્ઞાનની પ્રાપ્તિ પછી પણ, ભગવાને સાધુના કે જ્ઞાનના પર્યાય તરીકે ચેઈયં શબ્દ વાપર્યો નથી. નંદીસૂત્રમાં જ્ઞાનના પાંચ પ્રકારો જણાવી, તેના જુદા જુદા નામો આપવામાં આવ્યા છે, તેમાં જ્ઞાનના પર્યાય તરીકે પણ 'ચેઈયં' શબ્દ નથી કે ચેઈયંનો અર્થ જ્ઞાન કરવામાં આવ્યો નથી. આણંદ શ્રાવકના અધિકારમાં પણ ચેઈયં શબ્દનો અર્થ સાધુ કરવામાં આવ્યો નથી અને આહાર સમયે પણ જ્યાં સાધુ શબ્દની જરૂર હોય, ત્યાં સાધુ, શ્રમણ અને ભિક્ષુ એ શબ્દોજ વાપરવામાં આવ્યા છે. ૬-૭-૮-૯.

भगवती सूत्र मांहिं कह्यो, चमरेन्द्र कथन जहां जाण ।
अरिहंत चेइयं वा श्रमण, अब तू अठ बतावे ज्ञान॥१०॥
चेइयं अर्थ कह रह्यो, साधु अर्थ प्रमाण ।
साधू अर्थ इहां छोड कर, कह वे लाग्यो ज्ञान ॥११॥
पंथी तेरे कथनको, बंदोवस्त है नांहिं ।
झुठके गोला मारकें, किसो किलो दियो उडाय ॥१२॥

ભગવતીસૂત્રમાં ચમરેન્દ્રના અધિકારમાં જ્યાં કથા ચાલે છે, તે પ્રસંગ જણાવતા જિતમલે 'ચેઈયં' એટલે શ્રમણ અથવા સાધુ એવો અર્થ કર્યો છે; પણ 'હિતશિક્ષાવલી'માંજ આનંદાઃ

ધિકારમાં એ શબ્દનો અર્થ જ્ઞાન કર્યો છે. આ ઉપરથી સાબીત થાય છે, કે તેરાપંથમાં અર્થો કરવામાં કે ટીકા લખવામાં કોઈ નિયમ કે પ્રમાણુ નથી, પણ અસત્યના ફાવે તેવા ગોળા ફેંકવામાં આવ્યા છે અને એ રીતે તેમણે (ધર્મરૂપી) કિલ્લો ઉડાવી દીધો છે! ૧૦-૧૧-૧૨.

नंदी सूत्र मांहिं कह्यो, आणंदादि अधिकार ।
उपाशग दसामें देखलै, पुन समवायांग मझार ॥१३॥
नगर उद्यान ओर चैत्य है, वनखंड सम्वोशर्ण ।
राजा ओर माता पिता, धर्म गुरु धर्म कथन ॥१४॥
धर्म कथा ते ज्ञान है, धर्म गुरु साधु कथन ।
चैत्य शब्द जुदो कह्यो, समझोजी बुधवंत ॥१५॥
तीन शब्द इहां जुदा जुदा, थें क्यो एक करंत ।
सूत्र कथन समझे नहीं, फोकट हठ ताणंत ॥१६॥

નંદીસૂત્રમાં આનંદાદિ અધિકારમાં, ઉપાસગદશાંગસૂત્રમાં અને સમવાયાંગસૂત્રમાં ચેઇયંનો અર્થ ચૈત્ય યા જિનપ્રતિમા કરવામાં આવ્યો છે. અહીં નગર, ઉદ્યાન, ચૈત્ય, વનખંડ, સમોવસરણુ, રાજા; માતાપિતા, ધર્મ ગુરૂ, અને ધર્મકથનને સમજાવવામાં આવ્યા છે, તેમાં જણાવ્યું છે, કે ધર્મનું કથન, એ એકાંતે જ્ઞાન છે, અહીં ધર્મગુરૂ અને સાધુ એ શબ્દો સાથે ચૈત્ય શબ્દ જુદો અને સ્વતંત્ર રીતે વાપરવામાં આવ્યો છે, જે ઉપરથી પણ સ્પષ્ટ થાય છે; કે ચૈત્ય, જ્ઞાન અને સાધુ; એ પરસ્પર એકબીજાના પ્રર્યાય નજ હોઇ શકે. જ્ઞાન, સાધુ અને ચૈત્ય; એ ત્રણેશબ્દો જુદા જુદા વાપરવામાં આવ્યા છે, છતાં તેને એકજ માની લેવા, એ ખોટો કદાગ્રહ છે. ૧૩-૧૪-૧૫-૧૬.

रायप्रशेणी सूत्रमें, जीर्ण चैत्यके मांहि ।
वीर प्रभु उतर्या तिहां, लोक वंदणाने जाय ॥१७॥
चैत्य शब्द साधु हुतो, तो जीर्ण साधु किम थाय ।
साधुकी काया विषै, किम उतरै जिणराय ॥१८॥
चैत्य अर्थ हुवै ज्ञानको, तो जीर्ण ज्ञान किम थाय ।
ज्ञान हुवै हृदे विषै, क्यो मुनि नंदीश्वर जाय ॥१९॥
प्रतिमां नंदीश्वर द्वीपकी, मुनी वंदणनै जाय ।
भगवती शतक वीसमे, नवमे, उदेशे मांहिं ॥२०॥

રાયપસેણીસૂત્રમાં એવો ઉલ્લેખ છે, કે ભગવાન જીર્ણ થએલા ચૈત્યમાં આવીને ઉતર્યા હતા અને ત્યાં લોકો તેમને વંદન કરવા ગયા હતા. આથી સ્પષ્ટ જણાય છે, કે ચૈત્યનો અર્થ મંદીર છે. જો ચૈત્યનો અર્થ સાધુ કરીએ, તો ભગવાન જૂના થએલા સાધુના શરીરમાં આવીને ઉતરે, એવો અર્થ થાય. ચૈત્યનો અર્થ જ્ઞાન કરીએ, તો જીર્ણ થએલા જ્ઞાનમાં આવીને ભગવાન ઉતર્યા હતા, એવો અર્થ થાય; આ બંને અર્થો અશકય છે. આથી સાબીત થાય છે, કે 'ચેઇય'નો અર્થ ચૈત્ય એજ લેવો ઘટે છે. નંદીશ્વર દ્વીપમાં જૈનમુનિ વંદના કરવા જાય છે, એવો ભગવતીસૂત્રના વીસમા શતકમાં, નવમાં ઉદ્દેશમાં, ઉલ્લેખ છે. ત્યાં પણ જો 'ચેઇય' શબ્દનો અર્થ જ્ઞાન કે સાધુ કરીએ, તો નંદીશ્વરમાં જવાપણું જ રહેતું નથી ! ૧૭–૧૮–૧૯–૨૦.

प्रश्न व्याकर्ण सूत्रमें, आश्रव द्वारके मांहि ।
चेइयं साधु पंथिडो, अब उठै ओ अर्थ लगाय ॥२१॥
प्रश्न व्याकर्ण सूत्रमें, आश्रवद्वारके मांहि ।
चेइयं अर्थ प्रतिमां हुवै, नीच जातकी थाय ॥२२॥

इणरो अर्थ कियो जीतमल, हिंसाधिकार लै जोय ।
चेइयं शब्दको अर्थ यों, मंदिर मूर्ति होय ॥२३॥
हितशिक्षावली बीचमें, झगडो शेष कर दीनों ।
चेइयं अर्थ प्रतिमां हुवे, खुद जीतमल कह दीनों ॥२४॥
सर्प तो आंडो चले, बिलवण तो सींधो ।
चेइयं अर्थ बहु चोरके, पर शेष सांच कीधो ॥२५॥

પ્રશ્નવ્યાકરણુસૂત્રમાં આશ્રવદ્વારમાં 'ચેઇયં' શબ્દનો જીતમલે સાધુ એવો અર્થ કર્યો છે, પછી બીજે સ્થળે એનો અર્થ જ્ઞાન કર્યો છે અને અંતે 'હિતશિક્ષાવલી'માં ખુદ જિતમલેજ 'ચેઇયં' શબ્દનો અર્થ પુનઃ પ્રતિમા કર્યો છે. આમ 'ચેઇયં' એ શબ્દના અનેક સ્થળે અનેક વિપરીત અર્થો કરવા છતાં, છેવટે જીતમલને તેનો ખરો અર્થ સ્વીકારવોજ પડયો છે. ૨૧--૨૨-૨૩-૨૪-૨૫.

सूत्र अर्थ तैं चोरिया, किय अर्थ तैं ओर ।
मैं तनें चोर कियो नहीं, तूंहाथ्यां वन रह्यो चोर ॥२५॥
त्रीजें व्रतकी गांठनें, फडीनै ले जाय ।
चोर खापरो पकडियो, ओ तेरहपंथी मांहिं ॥२७॥

હે વાંચકો! જીતમલને હું કાંઇ ચોર કહેતો નથી, પણ સૂત્રાર્થોની તેમણે જે ચોરી કરી છે, તેથી તે પોતેજ (શબ્દાર્થે) ચોર સાબીત થયો છે. આમ તેરાપંથી સાધુઓ ઉત્સૂત્રપ્રરૂપણા કરવાના મહાપાતકથી જૈનસાધુઓ માટેનું, ત્રીજું વ્રત પણ ખોઇ બેઠા છે. ૨૬ ૨૭.

इती श्री तेरहपंथी नाटके त्रतीय महाव्रत नामने अष्टम प्रकर्ण समाप्तम् ॥

:અહીં શ્રી તેરાપંથી નાટકનું ત્રીજું મહાવ્રતખંડન નામનું આઠમું પ્રકરણ સમાપ્તમ્:

अथ तेरहपंथी नाटके चतुर्थ महाव्रत खंडन नाम्ने
नवम प्रकर्ण प्रारभ्यते.

# પ્રકરણ : ૯ : મું.

—(०)—

## ચતુર્થ મહાવ્રત ખંડન

॥ दोहा ॥

દોહરા.

अग्निकुंड पासे रह्यां, प्रघिल घृतनां कुंभ ।
नारी संगति पुरुषनो, रहै परवंभ ॥१॥
मंजारी संगत रमें, कुर्कुट मुंगत्य मोर ।
कुशल नहीं है तेहनें मारे घेटी मरोड ॥ २ ॥
इण द्रष्टांत जाणजो, होवै शील विनास ।
श्रोताजन तुम सांभलो, पंथी शील प्रकाश ॥ ३ ॥

અગ્નિ અને ઘી જેમ એકબીજા ઉપર અસર કરે છે, તેજ પ્રમાણે સ્ત્રી અને પુરૂષ પણ એકસાથે રહે, તો તેમના ઉપર વિપરિત અસર થવાનો પૂર્ણ સંભવ છે. જૈનશાસન પૂર્ણ બ્રહ્મચર્યનું દ્રઢ હિમાયતી હોવાથી; તેણે, સાધુઓને બિલાડી, કુતરી, ઢેલ ઈત્યાદિને રમાડવાનો અથવા તેમનો સંસર્ગ રાખવાનો પણ નિષેધ કર્યો છે. કારણ કે એથી શીલનો વિનાશ થવાનો સંભવ ઉભો થાય છે ૧.–૨--૩.

उत्तराध्यन मांहि कह्यो, षट दशमे अध्यन ।
पशु नपुंशक वासमें, रहै न मुनिवर जैन ॥ ४ ॥

इस्त्री जाति पशु वर्जियो, वर्ज्यो हिजडा एम।
असली त्रिया पंथडी. तू पास बिठावे केम ॥ ५ ॥

ઉત્તરાધ્યનસૂત્રમાં ૧૬ માં અધ્યયનમાં શાસ્ત્રકાર એમ ફરમાવે, છે કે જૈનમુનિઓએ, નપુંસકવાસ અને પશુઓની માંદાઓ હોય, ત્યાં પણ વાસ કરવો નહિ. બ્રહ્મચર્યવ્રત માટે આવો સખ્ત નિયમ હોવા છતાં, તેરાપંથી સાધુઓ ખુદ તેરાપંથી સાધ્વી સ્ત્રીઓનેજ પોતાની સાથે રાખે છે, ૪–૫.

रंगी चंगी पंथणीं, जोवनमें भरपूर।
त्यानै पूज्य पासें रखै, जगं लीसिडीनै दुर ॥ ६ ॥
पंथी साथै पंथणी, रहे एक घरमांह।
सारो दिन सेवा करै. संझा थानक जाय ॥ ७ ॥

રંગીલી, રંગીલી અને જુવાન તેરાપંથી સાધ્વીઓને તેમના પૂજ્ય સાધુઓ, પોતાની પાસે રાખે છે. તેરાપંથી સાધુઓ અને સાધ્વીઓ એક ઘરમાંજ રહે છે, અને સાધ્વીઓ આખો દિવસ સાધુઓની સેવા કરે છે. જે પછી સાંજને વખતે તેઓ પોતાના જુદા સ્થાનકે રવાના થઇ જાય છે. ૬–૭.

चक वाचक वीनीत रह पंथी तेरी चाल।
सारो दिन सेवा करै, रात रहै दोय झाल ॥ ८ ॥
पडदा मांहिं पंथणी, करावें पूज्य अहार।
जिस ग्रहस्थकी इस्त्री, जिमावै भरतार ॥ ९ ॥
पहिलो पडदो अहारको, ले बेठ पंथीडी साथ।
दुजे पडदे क्या करै, सो जानें जगतनाथ ॥ १० ॥

જેમ ચકવા અને ચકવી એ બે નરમાંદા પક્ષીઓ, આખો દિવસ સાથે રહે છે, અને રાત્રે છુટા પડી જાય છે, તેવીજ

રીતભાત તેરાપંથી સાધુ સાધ્વીઓની પણ છે; વળી તેરાપંથી સાધુઓ જ્યાં રહે છે, ત્યાં બે પડદા બાંધવામાં આવે છે. પહેલા પડદાની અંદર તેરાપંથી સાધ્વીઓ તેમના પૂજ્ય સાધુઓને આહાર કરાવે છે, એ દેખાવ જેમ કોઈ ગૃહસ્થની સ્ત્રી, પોતાના પતિને જમાડે છે, તેવોજ દેખાય છે! આમ પહેલા પડદાની અંદર તેરાપંથી સાધુ સાધ્વીઓ સાથે બેસીને આહારપાણી કરે છે. બીજા પડદાની અંદર તો તેઓ શું કરતા હશે, તે માત્ર એક ભગવાનજ, જાણે છે! ૮-૯-૧૦.

पंथी साथै पंथडी, वेठ पडदे मांहि ।
छप्पर उपर मेल दी, तैं पहली वाड उठाय ॥ ११ ॥
पहली वाडमांहि खलल, यो वाकी वाड किम आस ।
व्रुक्षको मूल काप्या पछै, वृक्षको भयो निवास ॥१२॥

આ પ્રમાણે તેરાપંથી સાધુઓ અને તેરાપંથી સાધ્વીઓ પહેલા પડદામાં સાથે રહે છે, અને સ્ત્રીપુરૂષના સંસર્ગ ત્યાગવા રૂપ જે પ્રથમ પ્રતિબંધ, બ્રહ્મચાર્યપાલન માટે જૈનશાસને મુક્યો છે, તેને તેઓ અભરાઈએ મુકી દે છે! જ્યારે પહેલાજ પ્રતિબંધને આમ ઉખેડી નાંખવામાં આવ્યો છે, ત્યારે બ્રહ્મચર્યવ્રત પાલનના બીજા નિયમો તો તેઓ કોણ જાણે કેવી રીતે પાળતા હશે? જેમ વૃક્ષનું મૂળ કાપ્યા પછી, વૃક્ષનો નાશ થવાનોજ સંભવ છે, તેજ પ્રમાણે બ્રહ્મચર્ય પાલન માટે સ્ત્રીપુરૂષોએ સાથે રહેવાનો નિષેધ, એ પહેલો નિયમ કાપી નાંખ્યાથી, એ ચોથાવ્રતના પાલનરૂપ, આખું વૃક્ષજ તુટી પડવાનો પણ સંપૂર્ણ સંભવ છે. ૧૧-૧૨.

दस वजे तक रातके, थानकके रे माहिं ।
ग्रहस्थनियां सेवा करै, पीछै घरकुं जाय ॥ १३ ॥

चार वजेसैं ले करी, सुर्य उदयके मांहि ।
ग्रहस्थनियां वंदणां करे, नानक केरे मांहि ॥ १४ ॥

વળી તેરાપંથી સાધુઓના જ્યાં સ્થાનક હોય છે, ત્યાં ગૃહસ્થોની સ્રીઓ પણ તેમની સેવા કરવા અને તેમને વંદના કરવા જાય છે, તે રાત્રે ૧૦ વાગ્યા સુધી ત્યાંજ રહીને, તેઓ સેવા કરે છે અને પછી ઘેરે જાય છે. વળી પુન: સવારે સૂર્યોદય થતાં પહેલાં, ચાર વાગેથીજ સ્રીઓ સાધુઓના દર્શન અને વંદન કરવાને તેમન સ્થાનકે જાય છે. આ રીતભાત બ્રહ્મચર્યપાલનને માટે આફતરૂપ જૈનશાસને નિષેધેલી અને સાધુઓને માટે તજવાયોગ્ય હોઈ, તેરાપંથીઓ તેનું અનુસરણ કરે છે, એ સૌથી મોટો અનર્થ છે. ૧૩-૧૪.

॥ तेरहपंथी अपनी साध्वीनके हाथ भिक्षा मगवा कर खाते हैं तथा रातकेवासी कपडानको सिमट लाते हैं तथा पंथणियांनसे पाट बाजोटादकके ऊपर बिछोनां बिछवा ते हैं इत्यादिक सब काय ग्रहस्थीनकी नकी तरहसे वह तेरहपंथी अपनी साध्वीनसें लेते हे अब ग्रहस्थ ओर तेरहपंथीयोंमें फर्क क्या रहा अब तो ज्ञानी जाने पर जीतमलजी बोले कि इसके ये घेर ग्रहस्थपने में अपने पतिका था अब ये घेर बढा तब ये टाबर पेदा हुवा है ओर सुजिष्टा सतीका द्रष्टांत भी लगाते थे विक्रम संवत १९७२ के उदैपुरके चत्रमासेमे जिस नहोरेमे कालूरामजीने चत्रमासा किया था उस हा के पासमें दूसरी हवेलीमे पंथणीया चत्रमासा करनेको उतरी थी ओर कालूरामजी प्रातःकालका वखान वांच कर उस ही हवेलीमें नहोरेमेसे जा कर आहार पानी भी उसी जगह करते थे

ओर दुपहरीमे सोते भी वही थे पंयणी प्रांतग्राम दिन सेवामे रहतीं थी दुपरीभर सो बैठ करके तीन बजे नहोरेमैं आप जाते थे, ॥

તેરાપંથી સાધુઓ, તેરાપંથી સાધ્વીઓને હાથે ભિક્ષા મંગાવે છે અને ખાય છે, તથા રાત્રીના કપડાંને એકઠા કરાવે છે. તેરાપંથી સાધ્વીઓ પાસે તેઓ પાટ, બાજટ વગેરે ઉપર બિછાના પથરાવે છે. આ રીતે ગૃહસ્થો, પોતાની સ્ત્રી પાસે જે સેવાઓ કરાવે છે, તેવીજ સેવાઓ તેરાપંથી સાધુઓ તેરાપંથી સાધ્વીઓ પાસે કરાવે છે. આ રીતભાત પછી તેરાપંથી સાધુ–સાધ્વીઓ અને તેરાપંથી ગૃહસ્થો વચ્ચે કાંઈજ ફરક રહેતો નથી.(આ રીતભાતને સાચી ઠરાવતાં) એકવાર જીતમલ બોલ્યા હતા, કે ગૃહસ્થપણામાં આ સાધ્વીઓનું (સેવાક્ષેત્ર) ઘર એટલે ફક્ત તેમના પતિનો આવાસ હતો, હવે તેમનું સેવાક્ષેત્ર વધ્યું છે અને વિશાળક્ષેત્ર તેમને પ્રાપ્ત થયું છે. આ બધાના ટેકામાં તેરાપંથીઓ એક પ્રાચીનસતિનું દ્રષ્ટાંત પણ રજુ કરે છે. વિક્રમ સંવત ૧૯૭૨માં ઉદેપુરમાં કાલુરામજીએ ચોમાસું કર્યું હતું. જે બંગલામાં, કાલુરામજીએ ચોમાસું કર્યું હતું, એની પાસેનાજ બંગલામાં બીજી હુવેલીમાં તેરાપંથી સાધ્વીઓ ચાતુર્માસ કરવાને ઉતરી હતી. કાલુરામજી સવારનું વ્યાખ્યાન વાંચીને, એજ નજીકની હવેલીમાં, જ્યાં તેરાપંથી સાધ્વીઓ ઉતરી હતી, ત્યાં જઈ આહારપાણી લેતા હતા અને બપોરના ત્યાંજ સુઈ રહેતા હતાં. તેરાપંથી સાધ્વીઓ આખો દિવસ તેમની સેવામાં રહેતી હતી; જે પછી ઉઠીને કાલુરામજી પોતાના સ્થાનકમાં જતા હતા.

વ્યવહારસૂત્રમાં આજ્ઞા છે, કે જે સ્થળે સાધ્વીઓનો નિવાસ હોય, ત્યાં જૈન સાધુઓએ સુવું, બેસવું, આહાર,

સ્વાધ્યાય, ધ્યાન, કાઉસ્સગ્ગ, ઈત્યાદી કાંઇપણ કરવું કલ્પે નહિં; છતાં તેથી વિપરિત આચરણ તેરાપંથી સાધુ સાધ્વીઓ કરે છે, આથી તેમના ચતુર્થવ્રતનો-બ્રહ્મચર્યવ્રતનો-તેટલે અંશે નાશ થાય છે અને તેમના સાધુસાધ્વીપણાનો સર્વથા વિનાશ થઇ, તેઓ સાધુ સાધ્વીના નામને પાત્ર રહેતા નથી. તેરાપંથી જૈનસાધુઓના આ આચાર વિચારથી, જૈનધર્મ ઉપર કલંક લાગે છે, એમજ મારૂં તો માનવું છે.

इती तेरहपंथी नाटके चतुर्थ महावृत खंडन नामने नवम प्रकर्ण समाप्तम् ।

: આહીં તેરાપંથી નાટકનું ચતુર્થ મહાવ્રતખંડન નામે, નવમું પ્રકરણ સમાપ્ત :



अथ तेरहपंथी नाटके पंचम महाव्रत खंडन
नामने दसम प्रकर्ण प्रारंभ.

# પ્રકરણ : ૧૦ : મું.

---

## પંચમ મહાવ્રત ખંડન

॥ दोहा ॥

: દોહરા :

छतां वस्त्र वस्त्र अधिक, पंथी पास राखंत ।
कह ज्यादह दिन राखी नहीं, मास डेढ उपरंत ॥ १ ॥
ऊन सूत्र दोय वस्त्र है, दशमे अंग मझार ।
रेशम वस्त्र किम ओढियो, तू चादर जालीदार ॥ २ ॥

વસ્ત્રો હોવા છતાં પણ, તેરાપંથી સાધુઓ, પોતાની પાસે વધારે વસ્ત્રો વહોરીને રાખે છે અને કોઈ પૂછે છે, તો કહે છે; કે અમે વધુ વસ્ત્રો, દોઢ માસથી વધારે વખત રાખતા નથી. ઉન અને સૂતર, એ બંને વસ્ત્ર છે, એમ દશમાં અંગમાં કહ્યું છે; છતાં એ બંને જાતના મળીને, જોઇએ તે કરતા વધુ વસ્ત્રો તેરાપંથી સાધુઓ રાખે છે, અને રેશમની જાળીદાર ચાદર ઓઢે છે. આ બધું, જૈનશાસ્ત્રના સાધુ માટેના નિયમોનો, ચોકખો ભંગ કરે છે. ૧-૨.

कपडा द्रव्यका मूल है, द्रव्य पापका मूल।
मर्याद अपरे राखकें. करी पंचम वृतकी धूल ॥३॥

વસ્ત્ર એ દ્રવ્યનું મૂળ છે, અને દ્રવ્ય પાપનું મૂળ છે. એવી જૈન શાસ્ત્રે ઠરાવેલી મર્યાદાઓ તજી દઇને, તેરાપંથી સાધુઓએ, પાંચમા મહાવ્રતને ધુળ કરી નાંખ્યું છે. ૩.

वस्त्र थकां वस्त्र वहराले, तो साधू केम कहाय।
पुज्य भेटके कारणे. चोमासी ले आप ॥४॥
चोमासी मन चींतवे, पुज्य भुलायो काम।
भेट करूं लै जायकें, पूज्य कपडाको गोदाम ॥५॥
चोमासो उत्साह वधै, आवै पूज्यके पास।
एक रात एक ग्राममें, ज्यादा न करै वास ॥६॥

જેઓ પોતાની પાસે વસ્ત્રો હોવા છતાં, બીજા વધુ વસ્ત્રો વહોરે છે, તેઓ કોઇપણ રીતે જૈન સાધુ કહેવાતાજ નથી. તેરાપંથી ગૃહસ્થો, ચોમાસાના પૂણ્ય કાર્ય તરીકે, સાધુઓને વસ્ત્રો વહોરાવે છે. તેરાપંથી ગૃહસ્થો મનમાં એમ ચિંતવન કરે છે, કે આ ચોમાસામાં મારે પૂજ્યને કેવી રીતે ભૂલી જવા જોઇએ? મારે કપડાઓનું ગોદામ અર્થાત જેમ બને તેમ વધુ કપડાં લઇ જઇને, તે પૂજ્યને (સાધુને) વહોરાવવા જોઇએ. આમ તેરાપંથી ગૃહસ્થોનો ચોમાસામાં તેરાપંથી સાધુઓને વહોરાવવાનો ઉત્સાહ વધે છે; અને તેરાપંથી સાધુઓની પાસે આવી તેમને કપડાં વહોરાવે છે. તેઓ વધારે વખત સાધુઓની પાસે ન રહેતાં, તરત ચાલ્યા જાય છે. ૪ ૬.

चोमासा ग्रामो ग्रामसे. लाय वणो है आन।
कीसमनत ओवो नहीं, व कस. चार प्रमाण ॥७॥

कपडो द्रव्य न जाणियों, ना मान्यों इनमें पाप।
पंथणियां पासै राखतो, भोगे पूज्यजी आप ॥८॥

ચોમાસામાં ગામેગામથી તેરાપંથી ગૃહસ્થો આવે છે, તેરાપંથી સાધુઓને વસ્ત્રો વહોરાવે છે; અને આમ વધારે પ્રમાણમાં વસ્ત્રો વહોરવામાં, તેરાપંથી સાધુઓ જરાપણ પાપ માનતા નથી. તેરાપંથી સાધુઓ કપડાને દ્રવ્ય માનતા નથી, અને તેથી વધારે વસ્ત્રસંચય કરવામાં પણ તેઓ પાપ ગણુતા નથી. આમ તેરાપંથી સાધુઓ ઘણા વસ્ત્રો વહોરે છે, તે વસ્ત્રો તેરાપંથી સાધ્વીઓ, પોતાની પાસે રાખી મૂકે છે; અને તે લઇ લઇને, તેરાપંથી સાધુઓ ભોગવે છે. ૭-૮.

पंथां पाप न लागसी, तो व्योपालानें किम पाप।
मनचेष्टरमें पूतली, गोदामां भरी थाट ॥९॥
पंथी पाप न लागसी, तो व्योपालानें किम पाप।
कलकत्तो बम्बई विषै, भरी गोदामां थाट ॥१०॥

જો તેરાપંથી સાધુઓને વધારે વસ્ત્ર સંચય કરવાથી પાપ નથી લાગતું; તો પછી કલકત્તા, મુંબઈ આદિ સ્થળે જે વેપારીઓ વિદેશી વસ્ત્રોની મોટી વખારો ભરી રાખે છે, અને તેનો વેપાર કરે છે; તેમને આરંભસમારંભનો દોષ લાગે છે; એમ તેરાપંથી સાધુઓ કેવી રીતે કહી શકે? ૯-૧૦.

पंथी पाप न लागसी, तो व्यापारी किम पाप।
ओ तू न्याय मिलाय ले, मत कर कूडी थाप ॥११॥

જો આવા કાર્યો કરવાથી તેરાપંથી સાધુઓને પાપ નહિ લાગતું હોય, તો પછી આરંભસમારંભના કાર્યો માટે વેપારીઓને પાપ લાગે છે, એમ માનવું, પણ મિથ્યાજ છે. ૧૧.

वस्त्र पात्र ओर उपकर्ण, अधिको जो राखंत।
निसीथ उदेशे सोल्हमें, प्रायश्चित आवंत ॥१२॥
कपडो द्रव्य निज गर्जमें, कर्ता कर्जदार।
पंथी अधिको राखकें, पंचम वृत गयो हार ॥१३॥

નિશીથસૂત્રના સોળમાં ઉદ્દેશમાં કહ્યું છે, કે જે સાધુ, જોઇએ તે કરતા વધારે પાત્ર, વસ્ત્ર અને ઉપકરણો રાખે છે, તે પ્રાયશ્ચિતને પાત્ર છે. આમ છતાં તેરાપંથી સાધુઓ પોતાની આવશ્યકતા કરતા વધારે પ્રમાણમાં વસ્ત્રો, દ્રવ્ય વગેરે પોતાની પાસે રાખે છે. એ પ્રમાણે તેરાપંથી સાધુઓ પાંચમું વ્રત પણ હારી ગયા છે. ૧૨-૧૩.

भृष्ट महाबृत देखल्या, पंथी कुरीती चाल।
शुध्य साधु कैसे कहा, बोलों वचन सम्हाल ॥१४॥

તેરાપંથી સાધુઓના પાંચ મહાવ્રતો ભ્રષ્ટ થએલા છે. તેઓ જે રીતભાતથી રહે છે, તે રીતભાત જૈનશાસ્ત્રની દ્રષ્ટિએ કુમાર્ગ છે; તેરાપંથી સાધુઓના પાંચ મહાવ્રત આમ ભ્રષ્ટ થએલા હોવાથી, તેમને કોઇપણ રીતે શુદ્ધ સાધુ કહી શકાય એમ નથી. ૧૪.

खोटो न खरो दिखायकें, तू ठग ठग खावै माल।
दूजै खंड वर्णन करु, पंथी ते रोह बाल ॥१५॥
प्रथमखंड पूर्ण कियो, संवत पैंसठ साल।
चैत्रमास सुदि दसम है, वार शनिश्चर वार ॥१६॥
प्रथम खंडमें वर्णियों, पंथीका महावृत।
पाठकगण विचारज्यो, यह वृत है कि अव्रत ॥१७॥

खरतर ब्रसहि ख्यातसें, साखा कीर्ति समाज ।
भीखण पंथ वर्णन कियो, प्रीत उदय मुनिराज ॥१८॥

તેરાપંથી સાધુઓના પાંચમહાવ્રત કેવી રીતે ભ્રષ્ટ થયા છે, તે મેં બતાવ્યું છે; હવે યોગ્ય કિંવા અયોગ્ય માર્ગે, તેઓ આહારપાણી લે છે; અને તેનું ભક્ષણ કરે છે; તેનું વર્ણન બીજા ખંડમાં કરૂં છું. સંવત ૧૯૬૫ના વર્ષમાં ચૈત્ર માસની સુદ દસેમ અને શનિવારને રોજ, મેં આ ગ્રંથનો પહેલો ખંડ રચીને પૂર્ણ કર્યો છે. આ પ્રથમ ખંડમાં તેરાપંથી સાધુઓ પંચમહાવ્રતો કેવી રીતે પાળે છે, એ જણાવ્યું છે. તે ઉપરથી તેરાપંથી સાધુઓ પાંચ વ્રતો પાળે છે, કે પાંચ અવ્રતો પાળે છે; તે વાંચકો સમજી શકશે. ખરતરગચ્છની શાખામાં થએલ મુનિરાજ પ્રીત ઉદયે, ભીખણુ-પંથના વર્ણનનો પહેલો ખંડ અહીં પુરો કર્યો છે. ૧૫, ૧૬, ૧૭, ૧૮.

**चाल नोमलीकी ढाल.**

काई तू सिरावेरे निगुरे पंथ नै जी–;टेक.

निगुरो विष नही उतरे, निगुरेरी ओषध नांहि ।
निगुरेसें अलगा रहोजी, निगुरो उस्यां मर जाय ॥कांई १॥

તેરાપંથી સાધુઓના ઉપદેશથી જૈન ધર્મના સિદ્ધાંતના વિરોધરૂપ જે વિષ શ્રોતાઓના મનમાં પેદા થાય છે, તેનો કાંઇ ઉતારજ નથી; અને તે વિષ ઉતારવાની કોઈ ઔષધી પણ નથી. તેરાપંથી સાધુઓનો ઉપદેશરૂપી શ્વાસ, સાચા જૈન ધર્મને મારી નાંખનારો છે. આમ હોવાથી તેરાપંથીઓથી અલગ રહેવું, એજ એક યોગ્ય માર્ગ છે. ૧.

सवजी सगलीरे निगुरो ठोकतो, माखणने आचार।
काचा पाणींरे निगुरो पीवतेजी, प्रथम वृत गयो हार
॥ कांई २ ॥

झूठा बोलांरे जगतमें वाडियाजी, ये तो कर रह्या व्योपार।
सो सो लाग न खावै अपने धर्मकीजी, ये तो करै एकका चार
॥ कांई ३ ॥

निगुरा झूठो जन्मकोजी, छोड्यो नहीं कुल आचार।
पंथी वण गयोरे तो विण छोडी नहींजी, झूठ वोल न आचार
॥ कांई ४ ॥

सूत्र अर्थ तो ते पंथी चोरियोजी, तिणसे चोर कहाय।
व्यवहारसूत्रकी रायसैजी, तीजो वृत इम जाय
पंथी साथे पंथणीजी, रहै एक घर मांहि।
सारो दिन सेवा करेंजी, चोथो वृत इम जाय
॥ कांइ ७ ॥

फुलालेन ओर रेशमीजी, पंच पीन वनांत।
यहिरी सोभ दिखातोजी, या किसे सूत्रकी वात
॥ कांई ८ ॥

वस्त्र पात्र ओर उपकर्णजी, अधिको जो राखंत।
निसीथ उद्देशे सोल्हमेंजी, प्रायश्चित आवंत
॥ कांई ९ ॥

તેરાપંથી સાધુઓ કાચુ પાણી પીએ છે, માખણ અને અથાણા ખાય છે, વનસ્પતિ ખાય છે; આથી તેઓ જૈન સાધુત્વનું પહેલુ મહાવ્રત હારી ગયા છે. વાણીયાઓ, જેઓ વેપાર કરે છે. અને અસત્ય ભાષણનો આશ્રય લઇને (લોકોને એવી વાણી દ્વારા છેતરીને) એકના ચારગણા દામ પેદા કરે છે, તેઓ પણ પોતાના ધર્મને કલંક લાગવા દેતા નથી, કે વેપાર માટે

ધર્મના સમ ખાતા નથી. તેરાપંથી સાધુઓ તો જાણે જન્મથી અને કુળથીજ જુઠા હોય, તે રીતે વર્તે છે! તેઓ સંસાર તજીને તેરાપંથી સાધુ થાય છે, પણ અસત્ય ભાષણનો કુળાચાર તેઓ છોડતા નથી, અને તેઓ સૂત્રોના ખોટા અર્થો કરી, તેનો તેવો ઉપદેશ કરે છે. આથી તેઓ અર્થચોર કહેવાય છે, અને તેથી વ્યવહારસૂત્રની દ્રષ્ટિએ તેમના ત્રીજા વ્રતનો નાશ થાય છે. તેરાપંથી સાધુઓ અને સાધ્વીઓ એકજ ઘરમાં રહે છે, અને સાધ્વીઓ આખો દિવસ સાધુઓની સેવા કરે છે. આથી તેમના ચોથા વ્રતનું પણ ખંડન થઇ જાય છે. ફલાલીન, બનાત, રેશમી કાપડ, અધિક વસ્ત્ર અને ઉપકરણો; ઈત્યાદી તેરાપંથી સાધુઓ વાપરે છે, એ શોભા જોઇને મને તો એમજ થાય છે, કે આવો ઠાઠ કરવાનું કયા સૂત્રમાં લખ્યું હશે વારૂ? જેઓ વસ્ત્રો, પાત્રો, અને ઉપકરણો વધારે રાખે છે, તેમના પાંચમાં વ્રતનું ખંડન થાય છે, એમ નિશીથસૂત્રના સોળમાં ઉદ્દેશામાં કહ્યું છે, આ રીતે તેરાપંથી સાધુઓ પાંચમુ મહાવૃત પણ હારી જાય છે.

॥ इती तेरहपंथी नाटके पंचमहाव्रुत नाम्ने प्रथम खंड समाप्तम् ॥

: અહીં તેરાપંથી નાટકનો પંચમહાવૃતખંડન નામનો પ્રથમ ખંડ સંપુર્ણ :



# ખંડ : ૨ : જો

॥ दोहा ॥

: દોહરા :

अंगूठे अमृत वसै, लब्ध तणो भंडार ।
जे घर गोतम सुमरिये, मन वांछित फल दातार ॥१॥
गांव तणे गुरु गोरवे, गुरु गोतम सुमरंत ।
इच्छा भोजन घर कुशल, लक्ष्मी केल करंत । ॥२॥
विचित्र नाटक पंथी तणों, भणसु सुगुरु प्रसाद ।
बीजा खंड इम वर्णउ, श्राता तजो प्रमाद ॥३॥

જેના અંગુઠે અમૃત વસે છે, જે લબ્ધજ્ઞાનનો ભંડાર છે, એવા ગુરૂ શ્રી. ગૌતમસ્વામીજીનું જે સ્મરણ કરે છે; તે મનવાંછિત ફળોને પામે છે, જેઓ ગુરૂ ગૌતમસ્વામીના ગુણોનું ગૌરવથી સ્મરણ કરે છે, એમને મનવાંછિત ભોજન અને ઘરમાં સુખશાંતિ મળે છે, અને તેમના ઘરમાં લક્ષ્મી નિરંતર ક્રીડા કરે છે, એવા ગૌતમસ્વામીનું સ્મરણ કરીને, સુગુરૂપ્રસાદથી, હું વિચિત્ર આચારવિચારવાળા તેરાપંથીઓનું, આ નાટક રચું છું. ૧-૨-૩.

निश भोजन सिइयातर, नित्य पिंड खाहयो बोल ।
तेडडियोनु तियो, आधा कर्मको, थापनां भावनां बोल ॥४॥
जिमणवार कि वाडियो, इत्यादिक बहु बोल ।
भविजन तुम सांभलो, पंथी नाटक अमोल ॥५॥

તેરાપંથી સાધુઓ, રાતના ખાઇ શકાય એવા બદામપસ્તા મેવો જેવા પદાર્થો પાસે રાખે છે, વળી તેઓ જેને ત્યાં ઉતરે છે, તેના ઘરનો આહાર લેવો; દરરોજ એકજ ઘરની ગોચરી લાવવી

અને તે ખાવી, સાધુને માટેજ બનાવીને ગૃહસ્થ સામો લઇને આવે, તે અન્ન વહોરવું, સાધુને માટેજ વેચાતી આણેલી વસ્તુઓ લેવી, નોતરૂં દઈ જાય ત્યાં વહોરવા જવું, આધાકર્મી આહાર લેવો, ઇત્યાદી કાર્યો કરે છે, તેનું હું હવે વર્ણન કરૂં છું. એ વર્ણન, હે ભવ્યજીવો ! તમે સાંભળો.

**अथ प्रथम रात्री भोजनकी वस्तु रातको रचते है**

**रात्रा भोजन वर्णनम्**

રાત્રી ભોજન વર્ણન.

॥ दोहा ॥

દોહરા.

रोटी पानी निंश समय, पंथी राखे नाह ।
खादिम स्वादिम राखता, रात्रि भोजन माह ॥१॥
किण रीतिसे राखता, ते रीती देउ वताय ।
श्रोताजन तुम सांभलो, मनसें चित्त लगाय ॥२॥

તેરાપંથીઓ રાત્રીકાળમાં રોટલા અને પાણી પોતાની પાસે રાખતા નથી, પણ તેઓ રાત્રીભોજનના કાર્યમાં ઉપયોગી થઇ શકે, એવા (ખાદિમ–સ્વાદિમ) સ્વાદિષ્ટ ચવાણા પોતાની પાસે રાખે છે. તેઓ આ ચવાણા કેવી રીતે રાખે છે, તે હવે હું શ્રોતાઓને કહી સંભળાવું છું. ૧–૨.

लाडू गुंद वदामका, मेथी दालका जाण ।
पात्र भरीने राखता, सेर पांच अनुमान ॥३॥
पिस्ता वर्फ वदामकी, नकुला सहु राखंत ।
तिलवा पाप खिच्चिया, काढ काढ खावत ॥४॥
पापड राख आंवका, केला कोकनीं एम ।
मेवो छोलो सांतरो, राखत हे धर प्रेम ॥५॥

खाटो सुपारी चीकनी, राखै वडीं चतुराय ।
भीतर वडवानां देवे, एक कोटलडी मांय ॥६॥

તેરાપંથી સાધુઓ, લાડુ, બદામ, ડાળમેથી વગેરે પાંચેકશેરને આસરે પોતાની પાસે રાખે છે. વળી પસતાં, બદામની બરફી, તલપાપડી, પાપડ, કોકણી કેળાં, સંતરા આદિ છોલીને ખાઇ શકાય એવા ફળો, ચીકણી સોપારી, ઇત્યાદિ ચીજો ખુબ ચતુરાઈ વાપરીને રાખે છે અને તેને કાઢી કાઢીને ખાય છે. આ બધું તેઓ જ્યાં ઉતરે છે, ત્યાં એક અંદરની ઓરડીમાં રાખે છે અને તેને કોઇને અડવા પણ દેતા નથી. ૩-૪-૫-૬

कोटरी बाहर वस्त्र करी, ढांकी राखै मांह ।
इणमें ग्रहस्थ वडज्यों सती, आसा धाकी निश्राय ॥७॥
ग्रहस्थ कांई निरणो करै, तो घुसो कोटडी मांहि ।
रात्रीं भोजन पांवसी, जासें दिया वताय ॥८॥
रोग न राखै रात्रिकों, तथा स्याही राखंत ।
पूर्वोक्त तो नटता फिरे, यह दोई मंजूर करंत ॥९॥
रात्री भोजन पंथिया, खाता न देख्या कोय ।
राखै ते में वर्णियों, मनै दोप नहि कोय ॥१०॥

ઓરડીની બહાર વસ્ત્રનો પડદો હોય છે અને પડદામાં જવાનો ગૃહસ્થોને પ્રતિબંધ હોય છે. જો કોઈ ગૃહસ્થોને, મારા ઉપલા કથનમાં શંકા આવતી હોય, તો મારી તેમને સલાહ છે, કે તમે એ પડદાની અંદર ઘુસી જાઓ, અને અંદર જુઓ; તો અંદરથી તમને મેં ઉપર કહેલી ચીજો જરૂર મળી આવશે. તેરાપંથી સાધુઓ એવો બચાવ કરે છે, કે જેમ, ગૃહસ્થો રાત્રીભોજન કરતા નથી, પણ રાત્રે ભોજનના પદાર્થો ઘરમાં રહેવા દે છે; આથી ગૃહસ્થોને રાત્રીભોજનનો દોષ લાગતો નથી, તેમ અમે

પણ રાત્રે ખાદ્ય પદાર્થો ખાતા નથી, પણ માત્ર રાખી મુકીએ છીએ; એટલે અમને પણ તેનો દોષ લાગતો નથી. મેં પણ કોઈ તેરાપંથી સાધુઓને રાત્રે ખાતા તો દીઠા નથીજ, પણ તેઓ આ ચીજો રાત્રે પોતાની પાસે રાખે છે. (ખાદ્ય વસ્તુઓ રાત્રે સાધુઓની પાસે રાખવાનો જૈનશાસ્ત્રમાં નિષેધ છે.) તેનુંજ મેં અહીં વર્ણન કર્યું છે, અર્થાત્ એથી મને કોઇ પ્રકારનો દોષ લાગતો નથી. ૭-૮-૯-૧૦.

इति तेरहपंथी नाटके द्रितिय खंडे रात्री भोजन नाम्ने प्रथम प्रकर्ण समाप्तम् ।

## ॥ अथ तेरहपंथी सिझ्यातरके घरका अहार भोगता ते वर्णन ॥

:સિજ્જાતરના ઘરના આહારનું વર્ણન:

( २ )

॥ दोहा ॥

દોહરા.

नोहरा हाटह वेलिया, इत्यादिक बहु ठाम ।
जैन मुनी जहां आपकैं, करता है विश्राम ॥१॥
जिस्का स्थानक भोगवै, जिस घरको नहि खाय ।
खावै ते इम जाणज्यो, सिझ्यातरके मांहिं ॥२॥
खाणो सिझ्यातरको वर्जियो, दशवीकालिक मांह ।
पंथी ज़े विध खावता, ते विधि दऊं बताय ॥३॥

ડહેલું, દુકાન અને મોહોલ્લાઓ ઈત્યાદિ ઘણે સ્થળે, તેરાપંથી જૈન સાધુઓ, પોતાનો વિશ્રામ કરે છે. જેના ઘેરે

સાધુઓ ઉતરે છે, તેમના ઘરનું અન્ન જૈનસાધુને કલ્પે નહિ, છતાં જે, તેજ ઘરનો આહાર લઇને આરોગે છે, તે સિજ્જાતરનો આહાર કરે છે, એમ જૈન શાસ્ત્ર માને છે. દશવૈકાલિક સૂત્રમાં આવા આહારનો સ્પષ્ટ નિષેધ કરેલો હોઇ, તેરાપંથી સાધુઓ તેવો આહાર પણ કેવી રીતે આરોગે છે, તેનું હવે હું વર્ણન કરૂં છું. ૧–૨–૩.

आवत जावत भोगियो; ते सिझ्यातरको आहार ।
किसे सूत्रमें हुकुम दियो, तनें महावीर आगार ॥४॥
पंथणियांसे मगावतो, तू सिझ्यातरको आहार ।
इण रीतीसे खावतो, पूछत ही इनकार ॥५॥
प्रत्यक्ष सिझ्यातर भोगतो, करै नहीं तू ख्याल ।
अणुचारामें वर्जियो, वर्जे दोष ब याल ॥६॥

હું તેરાપંથી સાધુઓને પુછું છું, કે હે સાધુઓ! તમને સજ્જાતરના ઘરનો આહાર લેવાની મહાવીર ભગવાને કયા સૂત્રમાં આજ્ઞા કરી છે, તે જણાવશો ? તેરાપંથી સાધુઓ તેરાપંથી સાધ્વીઓ પાસે આહાર મંગાવે છે અને ખાય છે, છતાં પૂછવાથી તેનો ઇન્કાર કરે છે. સિજ્જાતરનો આહાર, આહારના દોષોમાં વર્જવો કહ્યો છે. છતાં તમે પ્રત્યક્ષ રીતીએ સિજ્જાતરનો આહાર ભોગવો છો અને આહારના બેતાલીસ (૪૨) દોષો વર્જવાના કહ્યા છે, તેને તમે વિચારતા નથી. ૪–૫–૬.

पांच तणो घर भोगवै, राखै नहीं विवेक ।
चोरो ही फरसिया, सिझ्यातर टाल्यो एक ॥७॥
एक तणों घर किम रह्यो, श्रोता करज्यो न्याय ।
पांचोंमें झगडो पत्यो, जद न्यारा न्यारा थाय ॥८॥

म्हारो म्हारो कर रह्या, चढै अदालत जाय।
जहा तक शेषन ना हुवै, तहां तक नहोरो रह्यो ढकाय॥९॥

વળી તેરાપંથી સાધુઓ ઠરાવેલાં પાંચ ઘરનોજ આહાર હંમેશાં લાવીને તે પણુ ભોગવે છે. ઘણીવાર એવું પણુ બને છે, કે જે ગામમાં પાંચ આગેવાનો હોય અને એકાદને ત્યાં સાધુ ઉતરે, તો તે સાધુઓને પોતાને ઘેર ઉતારો આપવા ગૃહસ્થો પરસ્પર હરિફાઈ કરે છે, તેવે વખતે કલહનો પ્રસંગ પણુ આવે છે અને તેમાંથી અદાલતે ચઢવાના પ્રસંગો ઉભા થાય છે. આવું નથી બનતું, ત્યાં સુધી આ અધર્માચાર ઢંકાએલો રહે છે. ૭-૮-૯.

इति तेरहपंथी नाटके द्वितिय खंडे सिज्यातर घर भोग्य नाम नैं द्वितिय प्रकर्ण समाप्तम्।

॥अथ तेरहपंथी नित्यपिंड भोगते है तिनका वर्णन ॥

:નિત્યપિંડ ભોગ વર્ણન:

॥ दोहा ॥

દોહરા.

एकण घरकी गोंचरी, लाइने नित खाय।
नित्यपिंड कहै तेहनें, दशवीकालिक माहिं ॥१॥
नैम वांध कर गोंचरी, तीजै दिवस प्रमाण।
ये भी नित्य पिंड मांहिं कह्यो, नियागम सूत्र प्रमाण॥२॥

જે સાધુ એકજ ઘરની ગોચરી દરરોજ લાવીને ખાય છે, તેને દશ વૈકાલિક સૂત્રમાં નિત્યપિંડ ખાનારો કહ્યો છે. વળી નિશ્ચય કરીને, જે સાધુ ત્રીજે દિવસે એકજ ઘેરથી ગોચરી

લાવીને ખાય છે, તેને પણ નિયાગમસૂત્રમાં નિત્યપિંડ ભોગી કહ્યો છે. ૧–૨.

पंथी नित्यपिंड भोगता, करीनें चतुराय ।
श्रोताजन तुम सांभलो, नित्यपिंड इम खाय ॥३॥
स्थाइ पहिले रोजमें, आहार खाय ले जाय ।
आइ नाम लेई करी, दूजे दिन इम खाय ॥४॥
नैम बांध नित्य भोगवे तीजे दिवस प्रमाण ।
सावधान श्रावक थई, करै तयारी जाण ॥५॥
चरको फरको मिष्ट अंन, अम रस आदि बनाय ।
त्रीजे दिन त्यारी करै, अन्य दिन लूखो खाय ॥६॥
प्रथम दिवस घरके विषै, दूजै दिन घरबार ।
इण विधि नित्यपिंड भोगता, पंथी काढी चाल ॥७॥

આમ છતાં તેરાપંથી સાધુઓ નિત્યપિંડભોગ કરે છે. તેરાપંથી સાધુઓ પહેલે દિવસે એક ઘેર જઈને ગોચરી વહોરી લાવે છે, બીજે દીવસે તેજ ઘરના માણુસો સાધુને બોલાવીને તેમને ઘરબ્હારથી વહોરાવે છે, આમ કરીને એકજ ઘેર લાગલાગટ બે દિવસ ગોચરી વહોરવા ગયા નથી, એમ તેઓ માની લે છે. ત્રીજે દીવસે શ્રાવકો મિષ્ટાન્ન વગેરે બનાવે છે. વચ્ચે એક દહાડો પડેલો હોવાથી, તેજ ઘેરે તેરાપંથી સાધુ, પાછો વહોરવા જાય છે, અને ગોચરી વહોરી લાવે છે. આ રીતે તેઓ નિત્યપિંડભોગ કરે છે. ૩–૪–૫–૬–૭.

विहारमांहि पंथिया, श्रावक राखै साथ ।
ग्राम ग्राम नित्य भोगता, रोटी दालने भात ॥७॥
चार द्वार घरके विषे, तो चार भोग मानंत ।
चार दिना तक नित्यका, लेई लेइ खावंत ॥९॥

एक जणेके घर तणो, तू नित्य भोगतो अहार ।
जैन यती भोगै नहीं, वर्ज्यो सूत्र मझार ॥१०॥
पथी नित्य पिंड भोगता, पूछत ही नट जाय ।
झूठ मूल पंथी तणो, सांच कहत शर्माय ॥११॥

તેરાપંથી સાધુઓ જ્યારે વિહાર કરે છે, ત્યારે સાથે શ્રાવકને રાખે છે. (અને તેના દ્વારા વ્યવસ્થા કરાવીને) તેઓ ગામેગામ રોટલા અને ડાળને ઉપભોગે છે તેરાપંથી સાધુઓ ચારે દ્વારની માફક ચાર પ્રકારના ભોગ પણ માને છે અને એકજ ઘરનું અન્ન ચાર દિવસ લાગલગાટ લઈને ખાય છે. આમ તેરાપંથી સાધુઓ નિત્ય એકજ ઘરનો આહાર લે છે, જ્યારે સાચા જૈનસાધુ તેમ કરતા નથી; કારણ કે નિત્ય પિંડભોગ શાસ્ત્રવર્જિત છે. ૮-૯-૧૦-૧૧.

॥ इति तेरहपंथी नाटके द्वितिय खंडे नित्यपिंड दुषण नाम्ने तृतीय प्रकर्ण समाप्तम् ॥

: નિત્ય પિંડભોગ દુષણ સમાપ્ત :

## ॥ अथ तेरहपंथी साहयो लायो आहार खावे ते वणन ॥

: સામે આણેલા આહાર ભોગ વર્ણન :

॥ दोहा ॥

દોહરા.

पंथा आवन जाण कै साहयांला वण जाय ।
खान पान साथै लेई, ते वहरावै जाय ॥ १ ॥
पर गामंतर जावता, पंथी करै जहां वास ।
लोक पिछाडी दोडता, खान पान लेई साथ ॥ २ ॥

તેરાપંથી સાધુ આવે છે, એમ જાણી તેરાપંથી ગૃહસ્થો તેમને સામે લેવા જાય છે. ત્યારે તેઓ ખાનપાન સાથે લઈ જાય છે; અને તે સાધુઓને વહોરાવે છે. વિહાર કરીને સાધુઓ પરગામ જાય છે, ત્યારે પણ ગૃહસ્થો ખોરાક લઇને તેમની પાછળ દોડે છે અને તે તેમને વહોરાવે છે. ૧-૨.

तल वा पूडी अचार लै, मिठाई नै आटो ।
आप खावणरो नाम लै, भीतर पंथी तणो बाटो ॥३॥
घोत मिठयाई व्याहकी, भरभर थैला लै जाय ।
पूज्य दर्शनको नाम लै, जाई नै वहराय ॥४॥

તેરાપંથી શ્રાવકો પોતાને ખાવા જોઈએ, એવા બહાને હલવો, પુરી, અથાણા મિઠાઈ વગેરે સાથે લઈ જાય છે. પણ તેમાંથીજ સાધુઓનો પણ ભાગ પાડે છે. વળી લગ્નની કે લગ્નના જમણવારોની મિઠાઈ પણ તેરાપંથી શ્રાવકો થેલા ભરી ભરીને, "પૂજ્યના દર્શને જઈએ છીએ," એમ કહીને, સાથે લઈ જાય છે, અને પછી તેરાપંથી સાધુઓને તે વહોરાવે છે. ૩-૪.

मर्ण पोषण पंथी करै, जासै, पासी दुख अपार ।
अंतराय तोडी अवै, होय गयो खेवो पार ॥५॥
मोत्यां चोक पुरावियो, आंगण मांच्यो जंग ।
घरमें नाम कढावियो, पुत्रतणो नारसिंह ॥६॥

જેઓ અપુત્ર અવસ્થાથી દુ:ખી હોય છે, તેઓ પોતાની આશા સફળ કરવા, તેરાપંથી સાધુઓની વધારે સેવા કરે છે;

અને (ભોગજોગે) તેમની આશા પાર પડે, તો મોટો ઉત્સવ કરી, નવા જન્મેલા પુત્રના નરસિંહ વગેરે ( હિંસાભાવ પ્રધાન) નામો પાડે છે. ૫–૬.

श्रोताजन तुम सांभलो, थासो घणा खुसाल ।
पंथी इण विधि खावता,, साहमें लायो माल ॥७॥
पंथी आवत जाणके, साहमां लावण जाय ।
अहारादिक ले जायने पंथी देत वहराय ॥ ८ ॥
पंथी पुहुंचावण गृहस्थी, ग्राम ग्राम रहै साथ ।
अहारादिक निपजावनें, वहरावै हाथोहाथ ॥ ९ ॥

તેરાપંથી ગૃહસ્થો, તેરાપંથી સાધુઓ આવે છે, એમ સાંભળી, આહાર લઇને, તેમને સામે લેવા જાય છે અને તેમને તે આહાર વહોરાવે છે. આમ તેઓ સામે આણેલો આહાર ખાય છે. વળી સાધુઓ સાથે તેમને પહોંચાડવા ગૃહસ્થો પણ ગામેગામ સાથે જાય છે અને તેઓ આહારાદિક બનાવીને, તે તેરાપંથી સાધુઓને વહોરાવે છે. ૭–૯

ठाणां दोयसै विहारमें, प्रत्यक्ष जाणें दोष ।
चार पांच दिन लागिया, जद पहुंचे पंदरह कोस ॥ १० ॥
दशवीस घरांकी टायरी, जहां मिलै नहीं अहार ।
उंट भरी गोदामरा, ग्रहस्थी भागै लार ॥ ११ ॥

બસો તેરાપંથી સાધુઓ સાથે પણ વિહાર કરે છે અને ચાર પાંચ દિવસમાં પંદરેક કોશ ભૂમિ કાપે છે. આવી જાતના વિહારમાં પણ દોષ છે. જ્યાં દશવીસ ઘરોનીજ વસ્તી હોય છે, અને

જ્યાં આહારપાણી મળી શકે એમ હોતુ નથી, ત્યાં ગૃહસ્થો સાધુઓ માટે ગોદામ માફક ઉંટો પર અનાજ લાદીને, તે સાથે લઈ જાય છે. ૧૦-૧૧.

चोमासी इम उपदसै, सुनजो भाया सुजाण ।
पूज्यदर्शन क्रिया विनां, थानै घृत खाण पचखान ॥१२॥
उंट वैल घोडा चढी, ल त्रियाटा वर साथ ।
मारोमार कर जावता, करता छ कायारी घात ॥१३॥

તેરાપંથી સાધુઓ ચોમાસામાં તેરાપંથી શ્રાવકોને એવી બાધા આપે છે, કે સાધુઓના દર્શન કીધા વિના, તેમણે ઘીખાંડ ખાવા નહિ. આવે વખતે સ્ત્રીઓ ધણિને સાથે લઈ; બળદ, ઉંટ કે ઘોડા ઉપર બેસી, સાધુઓના દર્શન કરવા માટે તેમને સ્થાનકે જાય છે. તેઓ ઝપાટાબંધ ઘોડા દોડવતા જાય છે અને છએ કાયના અનેક જીવોની પોતાના પ્રવાસમાં હિંસા કરે છે. ૧૨-૧૩.

उचै स्वरसें गावता, दिहाडो कियो ।
वाहाण उतरहै लोकरै, जिम मझितमें मीयों ॥१४॥
पूज्य वंदणके कारणे, दोष गिनें नहीं काय ।
खान पान सामान लै, ते वहिरावै जाय ॥१५॥

આ રીતે આવીને દર્શન કરવામાં તેરાપંથી શ્રાવકો ભારે ગૌરવ માને છે અને પોતે "દિહાડો કર્યો," એમ મોટા ગૌરવથી કહે છે. તેઓ જ્યારે સ્થાનકે આવીને, દોડાદોડી કરતા વાહન ઉપરથી નીચે ઉતરે છે, ત્યારે મસીદમાં મીયો

ઘુસતો હોય, તેવોજ તેમનો દેખાવ લાગે છે!! આ રીતે સાધુ દર્શન માટે આવવા જવામાં થતી હિંસાને, તેઓ પાપ માનતા નથી. વળી તેઓ સાથે આણેલો આહાર પણ સાધુ-ઓને વહોરાવે છે. ૧૪-૧૫.

शकरकंद सिगालमें, झंभीरी अनमान ।
मुसलमान जिम एकरै, गुरु खातर कुरबान ॥१६॥
खरबुजन पर चलै कटारी, आमनकी छाटै लीद ।
प्रत्यक्ष नजरां देखलै, ये मुसलमान करीद ॥१७॥
चोमासामें कांकडी, मतीरान पर हल ।
बादश्याहके राज्यमें, जिम बोली आम कतल ॥१८॥

મુસલમાનો જેમ ગુરૂને નામે કુરબાની કરે છે, તેજ પ્રમાણે આ તેરાપંથી શ્રાવકો સક્કરકંદ, જંભીરી, ખરબુજ, કેરી વગેરે પર ગુરૂને માટે છરી ચલાવે છે, અને તે કાપીકાપીને સાધુઓને વહોરાવે છે. આ દેખાવ જોઇને મને તો મુસલમાનો બકરી ઇદ ઉજવી રહ્યા છે, એમજ લાગે છે!! ચોમાસામાં મતીરાના ફળો અને કાંકડી ખુબ કપાય છે, તે જોઇ બાદશાહી રાજ્યમાં આમ લોકોની જે કતલો થતી હતી, તેનું સ્મરણ થઇ આવે છે. ૧૬-૧૭-૧૮.

मेवा केरी खीचडी, मीरा बडा पकाय ।
भैरुं भवानीकी तरह, ये गुरुकीं करै कढाय ॥१९॥
खीर मिठाई दोबठी, ढेरे सजरा खंत ।
प्रथम पात्र पूरण करी पछै गुरु सीरणीयां बाटंत ॥२०॥

जमाई नूत जिमावता, सगै नै मिजमान ।
पात्र भरणके कारणें, करता है ऐलान ॥२१॥

વામપંથીઓ ભવાનીને ભોગ ચઢાવવા અને ભૈરવનાથને સંતોષવા તથા આપણે જેમ સગાસંબંધીઓને જમવા નોતરીને તેમને જમાડવા, નાનાવિધ પકવાન્નરૂપ રાજસી ખોરાક તૈયાર કરીએ છીએ; તે મુજબ તેરાપંથી સાધુઓને જમાડવા, તેરાપંથીઓ વિવિધ ભોજન બનાવે છે, અને પહેલું ગુરૂનું પાત્ર ભરી, પછી પ્રસાદરૂપે તેઓ, એ આહાર વાપરે છે. ૧૯–૨૦–૨૧.

मिलनी नगद नारेलनै, करता दर्शण लार ।
दर्शण सावजनां कहै, अठै मिलै मिठाई माल ॥२२॥
लडका लडकी देखकैं, करै सगाई सरद ।
बीकानेरके मालियोंकीं, यां देखो छींदड ॥२३॥
त्रियां राखै साथमें, सेवत हैं कुशील ।
जैन धर्म दर्शण नही, छोडी धर्मकी मील ॥२४॥

જિનપ્રતિમાના પૂજનને તેરાપંથી સાધુઓ સાવદ્ય કહે છે, પણ તેરાપંથીસાધુઓ (પોતાના દર્શનકરાવી) સ્ત્રીઓને હાથે નગદ માલમિઠાઈ વહોરે છે. સાધુવંદના નિમિત્તે ગૃહસ્થોના ભેગા થએલા દીકરાદીકરીઓ, એક બીજાને જોઈ, પસંદગી કરી, વિવાહ કરે છે; આ બધામાં તેઓ પાપ માનતા નથી. તેરાપંથી ગુરૂઓના દર્શને આવતા ગૃહસ્થો, સ્ત્રીઓને પણ સાથે લાવે છે, અને બ્રહ્મચર્ય ભંગ આદિ પાપો આદરે છે. આ બધું જૈન દર્શનથી ઉલટું છે. ૨૨–૨૪.

मिश्री घेवर बांटता, मुखसे पाप बताय ।
पाप जाणता क्यो करै, पूज्य दर्शणके माहि ॥२५॥

वैरागण नूत जिमावता, करै आरंम भाई ।
मिश्री घेबर वांटता, वैरागण ताई ॥२६॥

धर्म अर्थ तूजाइ नै, क्यों बांधे पापको पोट ।
उपर सफाई दिखावतो, भीतर थारे खोट ॥२७॥

ખાંડ–ઘેવર બનાવવા વેચવામાં પાપ છે, એમ તેરાપંથી શ્રાવકો કહે છે, પણ તેરાપંથી સાધુઓને માટે એ વાના બનાવીને વહોરાવવામાં તેઓ પાપ માનતા નથી ! તેરાપંથીઓ વૈરાગણો જમાડવા માટે પણ નીત્ય અવનવી રસોઇ બનાવે છે. આમ તેરાપંથીઓ ધર્મના મર્મને તજી દઇને, પાપની પોટલી બાંધે છે અને અંદરખાને (ધર્મની) ભારે ખોટ હોવા છતાં, ઉપરથી જૈનપણાનો ડોળ કરે છે ! ૨૫–૨૭.

इत्यादि दर्शण विषै, कै सावद्य व्यापार ।
अब दशण निर्वद्य छोडियो, सावद्य करो पुकार ॥२८॥

गुरुकी श्रद्धा छोड दी, थै गुरुमें न काढो दोष ।
गुरुजामें दोषण मानता, त्यामें थें मानो निर्दोष ॥२९॥

सावद्य दया थारे गुरु कही, दयामें देखी पाप ।
दर्शणमें पाप देखी करी, अब थै न करो पापकी थाप॥३०॥

આ રીતે તેરાપંથી સાધુઓના દર્શન નિમિત્તે અનેક પાપ વ્યવહારો થાય છે. અર્થાત તેમણે ગુરૂદર્શનને પણ પૂણ્ય ન માનતા, હવે પાપરૂપેજ માનવું જોઇએ. તેરાપંથી ગુરૂઓ જેમાં પાપ બતાવે છે, તે બધા કામો તેરાપંથી સાધુઓ કરે છે. આ ઉપરથી એમ લાગે છે, કે તેરાપંથી શ્રાવકોએ અને સાધુઓએ તેમના ગુરૂમાંની શ્રદ્ધા પણ ખોઈ દીધી છે. હે

તેરાપંથી ગૃહસ્થો ! તમારા ગુરૂ તો દયા બતાવવામાં પણ પાપ કહે છે અને જિનપ્રતિમાદર્શન કરવામાં પણ પાપ માને છે; તો પછી તમે તમારા સાધુઓના દર્શન માટે, એ પાપરૂપ દોડાદોડી કેમ કરો છો ? ૨૮-૩૦.

कहै दर्शण धर्मके खातेमें, हिंस्या खाते है पाप ।
इम खाता दोय लगावता, करै वात वैं छाप ॥३१॥
धर्म अधर्म दोनू कहै, जद मिश्र धर्म वनंत ।
मिश्र धर्मनें निंदियो, भीखणजी तेरहपंथ ॥३२॥

તેરાપંથીઓ કહે છે, કે પાપ અને પૂણ્યના બે ખાતા કલ્પાએલાં છે. તેમાં સાધુ દર્શનથી જે પુણ્ય થાય છે; તે પૂણ્ય, પૂણ્યખાતામાં; અને પાપ થાય, તે પાપખાતામાં જમા થાય છે. આ રીતે તો તેરાપંથીઓનો ધર્મ પાપ પૂણ્યથી મિશ્રિત છે, એમ ઠરે છે. જો કે ભીખમજીએ તો આવા બે ખાતા છે, એવું કોઈ પણ સ્થળે જણાવ્યું નથી. તેણે તો દયાને અને દર્શનને સાવદ્ય કહી, તેનો ત્યાગ કરવાનું જ કહેલું છે. ૩૧. ૩૨.

गुरुको खातो ए कहो, अव चेला कर दीया दोय ।
माल मिठाई खांडनें, गुरुकी श्रद्धा खोय ॥३३॥
श्री महावीरजी विचरिया, भूमंडलकें मांह ।
श्रावक साहमां जायकें, वहराया नहीं जगनाह ॥३४॥
होय तो सूत्रमें दिखाय दें, नहीं तो छोड कुरीत ।
मने दोप मत दीजीयो, कही तेरी देख चाल विपरीत॥३५॥
वा पांप ले वांधके, भायां जेव भरंत ।
खाटो सुपारी चीकनीं, थानक जाय देवंत ॥३६॥
समाईकके कारणें, वायां थानक जात ।
पटडी गाडी भुणिया, लेई सुई कतरणी साथ ॥३७॥

सामाईकमें खोलती, मणिहारी केरी दुकान ।
ग्राहक मिल गई पंथणी, लाभको किसो प्रयाण ॥३८॥
दशवै कालिक सूत्रमें, कह दीनां अणुचार ।
साहमों लायो लेखतां, भ्रष्ट थाय अणगार ॥३९॥

ભગવાન મહાવીર જગતભરમાં વિચર્યા હતા, છતાં તેમને પણ શ્રાવકોએ, આહાર સાથે લઈ, સાસે જઈને, વહોરાવ્યો ન હતો. છતાં તેવી રીત તેરાપંથીઓમાં છે, જે ધર્મથી વિપરીત છે. વળી તેરાપંથી ગૃહસ્થો, તેમના સાધુઓના નિવાસ સ્થાનક ઉપર, સામાયિક કરવા જાય છે, ત્યારે પણ સાથે સોપારી-સુડી વગેરે લઇ જાય છે અને ત્યાં તે બધું ખોલીને બેસે છે, ત્યારે જાણે મણિહારની દુકાન ન મંડાઇ હોય, એમ લાગે છે. દશવૈકાલિકસૂત્રમાં સામે આહાર લઇ જઇને વહોરાવવો, એને અણુચાર (પાપ) કહ્યો છે; અને એથી અણગારવૃત ભ્રષ્ટ થાય છે, એમ જણાવ્યું છે. તે પ્રમાણે તેરાપંથીઓનું વર્તન પાપરૂપ સિદ્ધ થાય છે. ૩૩–૩૯.

इति तेरहपंथी नाटके द्वितिय खंडे साहमालाया अहारादिक लेय खाय नाम्ने चतुर्थ प्रकर्ण समाप्तम् :

---

## ॥ अथ तेरहपंथी नाटके मोललाइ वस्तु जिनविधिसे लेवे ते विधि वर्णन ॥

### : ખરીદેલી વસ્તુ વહોરવી :

॥ दोहा ॥

દોહરા.

पंथी वंदन कारणें, पर गामंतर जाय ।
मोल मिठाई संग लें, जाई पंथी वहराय ॥ १ ॥

पंथी पूछते ग्रहस्थ कहै, करीनें चतुराय ।
टावरियाके कारणें, कटोर दान भरवाय ॥ २ ॥
दोष दोष देय ग्रहस्थनें, आय वनै निर्दोष ।
दोनू डुब्या वापडा, पत्थर नावमें वैष ॥ ३ ॥

તેરાપંથી ગૃહસ્થો, તેરાપંથી ગુરૂઓને વંદન કરવા જાય છે, ત્યારે સાધુઓને વહોરાવવા માટેજ મિઠાઇ વેચાતી લઇ લે છે, સાધુઓ (અંદરખાને જાણ્યા છતાં) ગૃહસ્થોને એ માલ કેવી રીતે લાવ્યા છો, એમ પૂછે છે; ત્યારે ગૃહસ્થો ચતુરાઈ ચલાવીને એમ કહે છે, કે છોકરાઓને માટે મિઠાઇ લીધી હતી, તેમાંથી અમે આપને વહોરાવીએ છીએ. આમ સાધુઓ પોતે પાપ કરે છે અને વળી ગૃહસ્થોને જુઠું બોલવાની ફરજ પાડી, તેને પણ પાપમાં સામેલ કરે છે! આ રીતે તેરાપંથરૂપીનાવમાં બેઠેલા આ ગુરૂચેલા રૂપ પત્થરો બંને ડુબે છે!! ૧-૨-૩.

पंथी मालकों खावता, वर्फ मलाई आय ।
प्रगट दोष सेवी रह्या, छोडी नै मर्याद ॥ ४ ॥
लखेरनघरे वुलायकें, तिणने कहै समझाय ।
रोग न खातिर आवसीं, साधुजी महाराज ॥ ५ ॥
वाहिर हांडी राख कर, रोग न राखो तयाय ।
आवत पाण वहिरावज्यो, म्हे दे स्या दाम चुकाय ॥ ६ ॥
तार कसी चूडो करो, सांचा तार लगाय ।
साथै दाम चुकाय स्यां, रोग न इनके मांहि ॥ ७ ॥
जैतारणमें निपजै. पात्र तणीयां झूठ ।
पात्र तीनकी गर्जमें, भरी मगावै अंट॥८॥
वैरागी अर्थे लावता, एतो पातरा तीन ।
पंथी खातर मगावता, वह रावैत खीण ॥९॥

मोल वस्तु इम भोगतां, ते नहीं साधु सुद्ध ।
दोष वयालीसमें कह्या, शुद्धको होय अशुद्ध ॥१०॥
दशाविकालिकय सूत्रमें, कह दीनो उन चार ।
मोल लायो ते भोगवें ते नाहीं अणगार ॥११॥

વળી તેરાપંથી સાધુઓ ખરીદી યા ખરીદાવી આણેલાં બરફ અને મલાઇ ખાય છે. તેમજ માલ વેચનારી બાઇઓ પાસે, અગાઉ ગોઠવણુ કરી રાખ્યા પ્રમાણે, માલ વહોરાવે છે; અને છુપી રીતે તેના પૈસા શ્રાવકો પોતે ચુકવી આપે છે. વળી તેરાપંથી સાધુઓ જરૂર કરતા પાત્રો ઉપકરણો પણ વધારે રાખે છે. જે સાધુઓ આ રીતે વેચાતી આણેલી ચીજો વહોરે છે, તે સાધુઓ સાચા શુધ્ધ સાધુ નથી. સાધુઓના બેતાલીસ દોષોમાં; વધુ ઉપકરણો રાખવા, એને એક મુખ્ય દોષ ગણેલો છે, એમ દશવૈકાલિકસૂત્રમાં કહ્યું છે. ૪-૧૧.

इती तेरहपंथी नांटके द्वीतीय खंड मोल वस्तु ग्रहण कर्ण नामने पंचम प्रयर्ण समाप्तम् ।

---

(६)

## अथ तेरहपंथी तेडियानूतियां खावै तेह वर्णन.

:આમંત્રિણ ભોજનવિધિ વર્ણન:

॥ दोहा ॥

દોહરા.

पंथी थानक जायकें, तणियों कहै तिणवार ।
अमुकी भांत्रे भावनां, अभी घरके द्वार ॥१॥
सामाइसें उठकें, पंथीकान सुनाय ।
म्हारें आज पधारज्यो, तोडिनो अंतराय ॥२॥

एहवो वचन पंथी सुनी, सावधान हुई जाय ।
तव तउडा के गोचरी, वारवारमां थाय ॥३॥
लेई झोली पातरा, नाठा नाठा जाय ।
में तने पुछू हे सखी, आ तेडियो थयो के नाय ॥४॥

તેરાપંથી ગૃહસ્થો, સ્થાનકે (તેરાપંથી સાધુઓનો ઉતારો) જાય છે, અને સાધુને કહે છે, કે "અમુક જણ તેના બારણામાં ઉભા રહીને, આપની ભાવના ભાવે છે, અથવા સામાયિકમાંથી ઉઠીને શ્રાવકો સાધુને કહે છે, કે "આજે મારે ત્યાં પધારજો!" આવા શબ્દો સાંભળી તેરાપંથી સાધુઓ હાથમાં ઝોળી અને પાત્ર લઇ, દોડતા દોડતા તેમને ઘેર ગોચરી વહોરવા પહોંચી જાય છે. હે મિત્રો! આ રીતે આહાર લેવા જનારો, "તેડિયો નૂતિયો" (જમવા માટે નિમંત્રણ આપી તેડેલો) એમ કહેવાય કે નહિ વારૂં? ૧–૪.

पात्रे दिन त्यारी करै, भोजन विविध वनाय ।
वेला कुवेला कहै, ओ नुतो थयो कै नाय ॥५॥
मित्र जमाइ कारणें, भोजन विविध वनाय ।
वेला कुवेला कहै, ओ नुता थयो कै नाय ॥६॥
साध वंदणा गुणतां थकां, पंचम पदके मांह ।
तेडितो नूतियो वर्जियो, साधु भोगै नाह ॥७॥

તેરાપંથી ગૃહસ્થો આમંત્રણ આપી, સાધુઓને વહોરવા બોલાવે છે, ત્યારે સમય અસમય જોયા વિના, ગૃહસ્થોને ત્યાં આખો દિવસ પકવાન્નો બનાવવામાં પુરો થાય છે. આ રીતે બનાવેલા મિષ્ટાન્નો જઈને વહોરનારો, તે સાધુ કહેવાય કે નોત-

રેલો પરોણો કહેવાય ? સાધુઓને માટે આમંત્રણ આપીને બોલાવે ત્યાં વહોરવા જવું, એ આચરણ વર્જ્ય ગણ્યું છે. છતાં તેરાપંથી સાધુઓ આ રીતે અપાતો આહાર પણ સ્વીકારી, ધર્મભ્રષ્ટ થાય છે. ૫–૬–૭.

इती तेरहपंथी नाटकै द्वितीय खंडे तेडियो नूतियो दोष भोग नाम्ने सप्टय प्रकर्ण समातम्

:અતિથિ આહાર ભક્ષણ પ્રકરણ સમાપ્ત:

---

## अथ तेरहपंथी आधा कर्मी आहार भोगें ते वर्णन

॥ दोहा ॥

દોહરા.

पंथी–पूछ पूछ के लेवता, आहार पाणीमें दोप ।
दोप दोष दियो श्रावगां, म्हानै दोष नहि कोय ॥१॥

॥ दोहा ॥

દોહરા.

उत्तर–पंथी अर्थे श्रावगा, भोजन करै तयार ।
पंथी पूछै तव कहै, वहानां लेई हजार ॥१॥
कई पितर पूज्यो कहै, कई पावडो प्यार ।
जद पंथी लेई खावता, ओ आधाकर्मी अहार ॥२॥

તેરાપંથી સાધુઓને કોઇપણ પ્રકારનું ભોજન વહોરવામાં કોઈ પણ રીતે દોષ લાગતો નથી, કારણ કે તેઓ તો પૂછીપૂછીને આહાર વહોરે છે. એવો બચાવ કેટલાક તેરાપંથીઓ રજૂ કરે છે, એ બચાવનો ઉત્તર એ છે, કે તેરાપંથી ગૃહસ્થો સાધુઓ માટેજ આહાર તૈયાર કરે છે અને જો કોઇ તેમને

આહાર બનાવવાનું કારણ પૂછે છે, તો તેઓ કહે છે; કે અમે સગાવહાલાંઓને જમવા નોતર્યાં હતા, તો કોઈ કહે છે, કે અમે પિતૃઓની પૂજા કરી, તે માટે મિષ્ઠાન્ન બનાવ્યું હતું; આ આહાર તેરાપંથીસાધુઓ આરોગે છે, એ આધાકર્મી આહાર છે. ૧–૨.

एक जनेके कारणें, लगै सेर भर धान ।
पात्रेदिन त्यारी करै, मन भरके अनुमान ॥३॥
पंथी हंस वतरावता, वंदना तुरत सिकार ।
दोड दोड कै जावता, जहां मिले मिठाई माल ॥४॥
सीरा दालको त्यार है, हुई वडाकी देरी ।
वडा खातिर पंथियो, फिरै फकीर जिम फेरी ॥५॥
कईयक ऊभा रह करी, त्यार कराय ले जाय ।
इन रीतिसे पंथिया, आधाकर्मी खाय ॥६॥
आजतो वहरो मती, काल दारको सीरो ।
पंथी साधू है नहीं, ये न्योत जिमाया वीरो ॥७॥

તેરાપંથીસાધુઓ ગૃહસ્થો તરફથી વહોરવા માટે આમંત્રણ મળતા, તેનો હસીહસીને સ્વીકાર કરે છે; અને જ્યાં માલ મિઠાઈ મળે, ત્યાં સૌથી પહેલાં દોડતા દોડતા પહોંચી જાય છે! યજમાનને ત્યાં શીરોપુરી તૈયાર હોય અને વડાં થવાને વાર હોય, તો આ બિચારા સાધુઓ તેટલુંજ વહોરીને ચાલવા માંડતા નથી, પણ વડાંને માટે ફકીરોની માફક ફેરી ફરી, વખત પૂરો કરે છે; અને વડા થયા પછી, તે વહોરીનેજ પાછા જાય છે. કેટલાક તો માથે ઉભા રહીને પણ મનગમતી રસોઈ તૈયાર કરાવીને વહોરે છે. આ રીતે આહાર વહોરનારો; તે સાધુ નથી, પણ જમાવા આવેલો પરોણો, ભાઈ કે ભાઈબંધ છે. ૩-૭.

गरीव ग्रहस्थ वंदनां करै, तिका सिकारै नाह
पंथी माल मिलै नहीं, ते घर जावै नाह ॥८॥

कैयक कठिन स्वभावसें, धन संम्पत्तरो सुख।
पंथी माल घालै नहीं, तिणसों मोडै मुख ॥९॥

पंथी पुहुचावण ग्रहस्थी, ग्राम ग्राम रहै साथ।
आहारादिक निपजायकैं, वहरावै हाथों हाथ ॥१०॥

पंथीआणों सुन करी, साहमा लावण जाय।
रोटा दाल त्यारी करी, तुरत देत वहराय ॥११॥

पंथी विन तू आज कर, कसवै रोटा दाल।
जद निर्दोषण मानस्यां, वहिरायो अहार ॥१२॥

वादोवाद कर घालता, कस वै रोटा दाल।
मान वडाई वास्तैं, चालै चाल कुचाल ॥१३॥

ગરીબો, તેરાપંથી સાધુઓને વહોરવા બોલાવે છે, પણ ત્યાં તેરાપંથી સાધુઓ જતા નથી, કારણ કે ત્યાં માલમિષ્ઠાન્ન મળતાં નથી. જે શ્રીમંતો કૃપણ હોય અને રોજ મિષ્ઠાન્નો ન બનાવતા હોય, ત્યાં પણ આ સાધુઓ વહોરવા જતા નથી. વળી તેરાપંથીસાધુઓ વિહાર કરે છે, ત્યારે ગૃહસ્થો સાથે જાય છે અને રસ્તામાં આહાર તૈયાર કરીને, તેમને વહોરાવે છે. તેરાપંથી સાધુઓ આવે છે, એમ સાંભળી ગૃહસ્થો રસોઈ તૈયાર કરી, તે સાથે લઇ, સાધુઓને લેવા જાય છે અને તેમને આહાર વહોરાવે છે. આ રીતે સાધુઓને વહોરાવવામાં ગૃહસ્થો મોટાઇ માને છે, પરસ્પર હરિફાઇ કરે છે અને તેવું માન મેળવવા, જૈનરીતિથી અન્ય રીતે વર્તે છે. ૮–૧૩.

श्रीनैमनाथ जगवानके, भक्त श्रीकृष्ण गोपाल।
साथ साथ फिरिया नहीं, कियां न रोटा दाल ॥१४॥

भगवंतश्री महावीरके, भक्त घणां महिपाल
साथ साथ फिरिया नहीं, किया न रोटा दाल ॥१५॥

શ્રી. નેમિનાથભગવાનના, ગોપાલક શ્રીકૃષ્ણ મોટા ભક્ત હતા. પણ તેઓ સુદ્ધાં એમની સાથે સાથે ફર્યા ન હતા કે એમને માર્ગમાં આહાર કરી વહોરાવ્યો ન હતો! ૧૪–૧૫.

पंथी साथै गृहस्थी, ग्राम ग्राम रहै लार।
रोटा दाल त्यारी करी, पंथी देत आहार ॥१६॥
इण विधि विहार करावतां, खानपान प्रतिलाभ।
कठिणपणो मुखसैं कहै, सुद्ध बतावै साध ॥१७॥
जनशास्त्र बहु देखियो, देखी न ऐसी रीत।
पंथी मांहि देखि या, जैन शास्त्र विपरीत ॥१८॥
पंथी चाल नहीं जैनकी, होय तो सूत्र दिखाय।
ग्रहस्थ ओर मुनिराजको, एसो कल्प है नाह ॥१९॥

તેરાપંથી ગૃહસ્થો સાથે રહી સાધુઓને વિહાર કરાવે છે અને તેમને ખાનપાન બધુંજ આપે છે, છતાં તેઓ કહે છે, કે અમારા પંથનું સાધુપણું એ તો મહા દોહીલી (અતિ મુશ્કેલ) ચીજ છે. તેરા પંથીસાધુઓની આ રીતભાત જૈનશાસ્ત્રથી વિપરીત છે, આવી રીતે સાધુઓને સાથે રહી અન્ન તૈયાર કરી વહોરાવવું કે સામા જઇને વહોરાવવું, એ શાસ્ત્રમાં ઇષ્ટ કહ્યું નથી, અનેતે કૃત્ય સાધુ અને ગૃહસ્થો બંનેને કલ્પતું નથી; છતાં જો એવા વર્તનનો શાસ્ત્રમાં ઉલ્લેખ હોય, તો તે બતાવવા મારો તેરાપંથીઓને પડકાર છે. ૧૬–૧૯.

इनको भेद वर्णन करुं, श्रोता सुनो चितलाय।
देखी जैसी भाखसूं, कानां सुनिज नाहि ॥२०॥
चार घरांकी टायरी, जहां मिलै नहीं अहार।
आधाकर्मी भोग कर, करता है विहार ॥२१॥

आधाकर्म पुनः वर्णउं, पंथी तणो विरतंत ।
जें विधि पंथी खावता, ते विधि मुनी कहंत ॥२२॥
माल ग्रहणके वास्ते, मोटकी जाल विछाय ।
पोते आप न्यारी रहै, परकुं देत मुडाय ॥२३॥
एक ग्राम नहीं मोटकी, मोटकी ग्रामो ग्राम ।
मालखवावन मोटकी, लेत भावना नांम ॥२४॥
वैरागण वाई हुवै, तिणरो माल एसी विधि खाय ।
नाम लेत महोछवकरां, घरै मोटक्यां मांहि ॥२५॥
नर सलवंक ओर तिजुंरी, वांकी वंक वंगाल ।
अजव वंकवाई मोटकी, ज्यामें जमांगिएगीमाल ॥२६॥
मोटकी कर कर घालती, भोजन विविध प्रकार ।
खाय खाय राजी हुवै आधाकर्मी अहार ॥२७॥

જ્યાં માત્ર ચારપાંચ ઘરોનીજ વસ્તી છે, તેવા ગામોમાં તેરાપંથીઓ આહાર મેળવવા કેવી યુક્તિઓ રચે છે, તે હવે હું વર્ણવું છું. સાધુઓ માલ મિઠાઈ મેળવવા માટે, મોટકી (ભકતોની)ની જાળ બીછાવે છે. આ ભકત સ્ત્રીઓ ભાવનાને નામે ઉત્તમ રસોઈ બનાવીને, તે તેરાપંથી સાધુઓને વહોરાવે છે. જે સ્ત્રીઓ વૈરાગણુ (દીક્ષા લેવા તૈયાર થવું તે) થાય છે, તેની પાસે આ સાધુઓ મહોત્સવ કરાવે છે. આ વૈરાગણો સાધુઓને માટેજ વિવિધ પ્રકારનો આહાર બનાવે છે; અને તે સાધુઓને વહોરાવે છે. ૨૦–૨૭.

वर्फ मलाई के वडा, ठंडाई उष्नो काल ।
सीत सियाले रोकवा, तातीं चायत यार ॥२८॥
सीरो स्वादि दालको, मैदाको कोण खाय ।
केसरवर्णी खीचडी, मेवों मुक्ता माहि ॥२९॥
मेथी मुठरी दालका, लाडु घृदगां सुवाय ।
मेवो छोल्यो सांतरो, करी तयारी आज ॥३०॥

फेंणी खजला खुरखुरा, घेवर जालीदार ।
मोंदकिया मीठा लगै, खावै कोन कसार ॥३१॥
धारे तिलकी रेवडी, तिलीरी मनुहार ।
ओला लड्डू कंदका, मखाना दानेदार ॥३१॥
पिस्तान कुल वदामकी, वर्फ वदामी पाक ।
आम पापड ओर कोकनी, लगडा जभीरी फांक ॥३३॥
मीठा पूडा चीलूडा, ताते तवे वनाय ।
पंथी खावां वृत नीपजै, म्हाखायां पहलोजाय ॥३४॥
वढिया मीठा आमको, अमरस कर्यो तयार ।
झिनवा भात रधावियो, हरे मूंगाकी दाल ॥३५॥
फुलका पोवालवझवा, खीर खांड घृत त्यार ।
मोवण दीनो भाकलो, वालुची नखरेदार ॥३६॥
लापी खावे खांडकी, गुडलापी कुंन खाय ।
मूंगोडी मचका करे, मुखडे केरे मांहि ॥३७॥
को जी कचोरी दालीया, भुजीया कोचर कास ।
खाजा दोवडा खीचीया, पापड तल्या पचास ॥३८॥
दुध मलाइ दहितणीं, तों डांला अंतराय ।
टावरिया रुस्या फिरै, देस्या साध वहिराय ॥३९॥
मीठो खाटो अनारको, मांहि मीश्री दी चिलकाय ।
हिंगासट संचल घणां, चूरणियां भर जाय ॥४०॥
दाख रायतो वूंदिया, चणां साग कढी ।
मोगर मुक्तो माटको, जलेवी तइ चढी ॥४१॥
इत्यादि विविध प्रकारका, भोजन कर्या तयार ।
यथा योग्य लगाय कर, अब भावै भावनां नार ॥४२॥

મલાઇના વડા, ઠંડા પીણા, શિયાળાની શરદી રોકવા ગરમાગરમ રસોઇ, સ્વાદીષ્ટ ડાળનો શીરો, મેવો, મસાલો નાંખેલી કેસરવર્ણી ખીચડી, મેથી, લાડવા, ઢેબરાં છોલેલો

મેંવો: સુતરફેણી, ખાજા, ઘુઘરા, જાળીદાર ઘેવર, મીઠાં મોદક, તલપાપડી, દાણાદાર દરાખવાળા લાડુ, બદામપિસ્તાની પુરી, બદામી હલવો, પાપડ, અથાણાં, કોકણી કેળાં, જંભીરીફળ, માલપુડા, ઝીણા ચોખાનો ભાત, લીલા ચણાની મસાલેદાર ડાળ, ફુલકાં, પુડા, ખાંડની ખુબ મોણ નાંખેલી વાલુચી (એક મિષ્ટાન્ન) ખાંડની ખીર, કચોરી, સેકેલા ડાળીઆ, તળેલા પાપડ, ખાજા, દુધ, મલાઇ, દહીં, ખાટામિઠા અનારફળની ખાંડ નાંખેલી ચીરીઓ, ચણા, શાક, કઢી, રાયતાં, જલેબી, મોગરીની ચટણી, આવાં આવાં પકવાન્નો વેરાગણો અને રાગી સ્ત્રીઓ તેરાપંથી સાધુઓ માટેજ તૈયાર કરે છે. બીચારા ઘરના છોકરાને પણ તેઓ તેમાંથી કાંઇ ચાખવા દેતા નથી, આથી તેઓ મિષ્ટાન્નોને તાકતા, રડતા ખીજાતા, આમતેમ ફર્યા કરે છે. આવાં આવાં પકવાન્નો તૈયાર કરી, વૈરાગણો સાધુઓને વહેરાવે છે, અને સાધુઓના મુખડાનાં સળવળીયા કરતી મૂંગોડી (જીભ)ને શાંત કરે છે! જ્યાં આવા માલમલિદાની છાકમછોળ ઉડે છે, ત્યાં બિચારા કંસારને અને મેંદાનો તો ભાવજ કોણ પૂછે, અને ખાંડની ખીર છોડીને ગોળની ખીર પણ કોણ ખાય? ખરેખર આ બધું જૈનશાસન અને જૈનધર્મથી ઉલટું છે.

આ રીતના મીઠાં મધુરાં ભોજન તૈયાર કરીને, સ્ત્રીઓ મનમાં તેરાપંથી સાધુઓની ભાવના ભાવતી બેસી રહે છે. સાધુઓ ત્યાં જાય છે, અને આ આહાર વહોરે છે. વળી આ જડ અન્ન પચાવવ, હિંગાષ્ટક ચૂર્ણ, સંચળાદિ ચૂર્ણ વગેરે પાચક દવાઓ પણ તેઓ વહોરી જાય છે! ૨૮-૪૨.

इति तेरहपंथी नाटके द्वितियखंडे आधाकर्मी आहार नाम्ने सप्तम प्रकर्ण समाप्तम् ॥

:આધાકર્મી આહાર પ્રકરણ સમાપ્ત:

## अथ तेरहपंथी नाटके थापना दोष वर्णनम् ॥

### :તેરાપંથ થાપના દોષ વર્ણન:

( २ )

भोजन त्यार करी थापना, यथा योग्य लगवाय ।
भीतरसे वाहिर धरे, वाहिर भीतर लेजाय ॥१॥
उंचेसे नीचो धरे, करै उंचसे नीच ।
वखत वहरावण थापना, ग्रहस्थ करै आंगुंच ॥२॥
पूर्वोक्त भोजन चरचरा, विंजन घ्रतसे तर ।
मेला करने एकठा, पंखा साल दे भर ॥३॥

તેરાપંથી શ્રાવકો ભોજન બનાવે છે અને તે પછી તેમાંના પદાર્થો ઘી વગેરેથી તર બનાવીને, સાધુઓને માટે જુદા કાઢી મૂકે છે. આ પદાર્થો ઘરમાં અથવા ઘરની બહાર ગમે ત્યાં, રાખી મુકે છે; અને ત્યાંથી તેરાપંથી સાધુઓ આવીને વહોરી જાય છે. આ રીતે સાધુને માટે પદાર્થો રાખી મૂકવા અન તે પદાર્થો સાધુએ આવીને વહોરવા, એ સ્થાપનાદોષ છે; છતાં તેરાપંથી સાધુઓ એ રીતે ભોજન વહોરે છે; આથી તેઓ સ્થાપનાદોષના ભાગી બને છે. ૧-૨-૩.

इति तेरहपंथी नाटके द्वितिय खंडे पंथी थापना वस्तु ग्रहण नाम्नै अष्टम प्रकर्ण समाप्तम् ।

---

## ॥ आधाकर्मी अहारकी रीती वर्णन ॥

(८)

## : આધાકર્મી આહાર રીતિ વર્ણન :

ढाल-जिंदवाकी चालमें

રાગ-જિંદવાની ચાલ.

मेरे मन वस रह्यो पंथीडो, पंथीडारे मेरी जान मेरे मन वस रह्यो पंथीडो, टेक,

भावना भाऊं भावसेरे, भला भावसैरे, करि करि भोजन सार।
खडी अडीकुं आंगनेरे, खोलीने घरद्वार, मेरें मन वस रह्यो ॥१॥

તેરાપંથી સ્ત્રીઓ રસોઇ તૈયાર કરી, સાધુની ભાવના ભાવતી બેસી રહે છે, ત્યારે તેઓના મનમાં એવા વિચાર ચાલી રહેલા હોય છે, કે હે તેરાપંથી સાધુ! મારા મનમાં તુંજ વસી રહ્યા છે; હે તેરાપંથી સાધુ! તું મારા પ્રાણ છે! હે તેરાપંથી સાધુ! ખરેખર, તુંજ મારા મનમાં વસી રહ્યો છે.

હે તેરાપંથી સાધુ! હું મારા અંતરથી તારી ભાવના ભાવી રહી છું, અને મેં તારે માટે વિવિધ પ્રકારની રસોઇ પણ બનાવી રાખી છે. હું આંગણામાં અડીજડીને તારી વાટ જોતી ઉભી રહી છું. મારા ઘરની ઓરડી (રસોઇઘર)ના દ્વાર મેં તારે કાજે ખુલ્લા મૂકી દીધા છે. હા! મારા મનમાં તુંજ વસી રહ્યો છે. ૧.

एक पग घरमें धरुंरे, एक पग घरके मांय, मनडो वस नहिरे माहरो।
कटन जापडे अणगार, मेरें मन वस रह्यो ॥ २ ॥

તારી તાલાવેલીમાં મારૂં મન વસ રહેતું નથી, તારી વાટ જોતી હું ઘડીમાં ઘરમાં જાઉં છું, તો ઘડીમાં બહાર

આવું છું. આમ મારો એક પગ ઘરમાં છે, તો એક પગ ઘરની બહાર છે; અને તું ક્યારે આવે છે અને અણગાર ક્યારે કપાય છે, તેનીજ હું યાદ કરી રહી છું. ખરેખર! મારા મનમાં તુંજ વસી રહ્યો છે! ૨.

पोल रसोइ खोलीयारे, भला वारी खोली घरद्वार।
कदकी अडीकूं चोकमेंरे, खडी खडी गइ हार, मेरे मन
वस० ॥३॥

મેં રસોઇના પાત્રો ખુલ્લા મૂકી દીધા છે, અને ઘરના બારી-બારણા પણ ખુલ્લાં મૂકી દીધા છે. હું ક્યારથી તારી રાહ જોતી ચોકમાં અડીજડીને ઉભી છું અને ઉભી ઉભી થાકી ગઇ છું. ૩.

तेडियो तुर्त भेजी करीरे, भला जाय कह्या समाचार।
अमुकी भावै भावनांजी, अभी घर केरे बहार, मेरे मन० ॥४॥

આટલું કરવા છતાં તેરાપંથીસાધુઓ વહોરવા નથી આવતા, ત્યારે તેરાપંથી સ્ત્રીઓ તેમને તેડવા માણુસ મોકલે છે અને તેના દ્વારા સમાચાર કહેવડાવે છે, કે અમુક ઘરની બાઇ, ઘરની બહાર ઉભી ઉભી, તમારી ભાવના ભાવી રહી છે; માટે હે સાધુરાજ! તમે જલદી પધારો. ૪,

भावना नाम सुनी करीरे. भला सुभट सजे जिम शस्त्र।
अंग पणाती मारतोरे, लीने झोलीनै पात्र, मेरे मन० ॥५॥
रेलतणी पर चालतारे, भला स्टेशन पर थक जाय,
पंथी एसी चालसैरे, भावनाके घर आय मेरे मन० ॥६॥

જેમ રણહાંક સાંભળી સુભટ શસ્ત્રો સજે છે, તેમ ભાવના નામ સાંભળીને તેરાપંથીસાધુઓ, ઝોળી અને પાત્ર લઇને, તૈયાર થઇ જાય છે. આગગાડી જેમ અપૂર્વ વેગથી

દોડતી આવીને સ્ટેશને થંભી જાય છે, તે પ્રમાણે ખુબ ઝપાટાથી દોડતા તેરાપંથી સાધુઓ, ભાવના ભવાતી હોય, ત્યાં પહોંચી જાય છે. ૫-૬.

भावनाको घर आवीयोरे, भला ठमक ठमक पगमेल ।
चोर तणी परै चालतोरे करतों भावना मेल मेरा मन०॥७॥

તેરાપંથી સાધુ ઠમક ઠમક ચાલ ચાલતો, ભાવના ભવાતી હોય ત્યાં, આવી પહોંચે છે; અને ચોરની માફક ધીમે પગલે ઘરમાં દાખલ થાય છે.

॥ दोहा ॥

: દોહરા :

किन रीतीसे लोक ए, निपजावै बारमो वृत ।
किन रीति पंथी ग्रहे, ते सुनजो वृतंत ॥१॥

આ તેરાપંથી સાધુઓ; શ્રાવકો પાસે કેવી રીતે બારમું વૃત પળાવે છે અને કેવી રીતે અન્ન ગૃહણ કરે છે; તેનું વૃતાંત હું હવે કહું છું, તે સાંભળો. ૧.

प्रथम सरस भोजन ग्रह, कस्यो कस्यो सब त्यार ।
भर भर पात्र पुगावतां, जिम चल्लानीको माल ॥२॥
पापड सीरो कर पटी, निरस भोजके माह ।
लूखो मुहुडो करननै, पंथी झोली भराय ॥३॥
विंजन खाटोसुपारियां, सघलो ही वहरंत ।
लारे तो छोडे नहीं मुखसै नां कहंत ॥४॥
खूम खूम पात्रा भरै, बाकी नहीं छोडंत ।
गऊ गोचरी नाम ल, गधाचरी करंत ॥५॥

આ સાધુઓ આ રીતે નિમંત્રણથી ભોજન લેવા જાય છે, ત્યાં સૌથી પહેલાં સારામાં સારો માલ ઉઠાવે છે! ત્યાર

પછી બીજી ચીજો ઉપાડે છે અને પોતાનું પાત્ર છલાછલ-ભરચક ભરી નાંખે છે. મોઢેથી "બસ બસ; ઘણું થયું; અમને તે કેટલું ખાવાનું જોઇએ;" આવા વિનય વચન બોલતા જાય છે અને મીઠા મધૂરાં પકવાન્નોથી, પાત્રો ઠાંસી ઠાંસીને ભરતાજ જાય છે. આ સાધુઓ પોતે આહાર લેવા જાય છે, તેને "ગોચરી (ગાયની પેઠે ચરી ચરી ખાવું તે, અર્થાત અલ્પાહાર; લેવા જઇએ છીએ," એમ કહે છે; પણ ખરેખરી રીતે તો તેઓ ગોચરીને બદલે ગદ્ધાચરીજ લઈ આવે છે! ૨-૫.

टावा उडी कै मालनै, पंथी माल लै जाय ।
वरतण तो खाडी पडया, टवर उवासी खाय ॥६॥

આ સાધુઓ જેટલાં મિષ્ટાન્નો બનાવાયા હોય, તે બધાજ ઉઠાવી જાય છે; એટલે વાસણો ખાલી પડે છે અને બિચારા છોકરાઓને પણ વાસી રહેલું અન્ન ખાઈને પેટ ભરવું પડે છે! ૬.

ब्राह्मण तो नूतो कहें, वंगाल निमंत्रण बोल ।
पंथी केरी भावनां, ए तीनो सम तोल ।
भट्टारक भवरो कहै, यती खमासण बोल ।
पंथी केरी भावनां, ए तीनो सम तोल ॥८॥

બ્રાહ્મણો જેને નોતરૂં કહે છે, અન્યલોકો જેને નિમંત્રણ કહે છે; અને તેરાપંથીસાધુઓ જેને ભાવના કહે છે; આ ત્રણે વસ્તુઓ એકજ સરખી હોઇ, તે એક પ્રકારનું ચોકખું ભોજન માટેનું નિમંત્રણજ છે. ૭-૮.

जिर्ण भाइ भावनां किनहीं कह्यो न जाय ।
वीर प्रभु आया नहीं, मनका मनोरथ थाय ॥९॥

जिर्ण जैसी भावनां. भावो मनके माहं ।
एतो कहीए भावनां, ओर भावनां नांह ॥१०॥

શ્રી. જીરણ શેઠે, ભગવાન પોતાને ત્યાં વહોરવા આવે, એવી ભાવના ભાવી હતી. પણ તેણે એ બાબતનો શબ્દ કે સંકેતથી, કોઈના આગળ ઉચ્ચાર સરખો પણ કર્યો નહતો. એજ સાચી ભાવના છે. બીજી ભાવનાઓ, એ કોઇપણ રીતે ભાવના નથીજ. ૯–૧૦.

आधाकर्मी अहार ले, तेडियो नूतियो जाय ।
थापनां भावनांको नहीं, होय तो सूत्र दिखाय ॥११॥

કોઇ અગાઉથી બોલાવે ત્યાં, નોતરૂં આપે ત્યાં, કે જ્યાં ઉપર જણાવ્યા પ્રમાણે થાપના થતી હોય કે ભાવના થતી હોય ત્યાં; આહાર લેવા જવું, એ આધાકર્મી આહાર હોઇ, તેવો આહાર લેવાનો કોઇ પણ શાસ્ત્રમાં ઉલ્લેખ હોય, તો તે બતાવવાનું મારૂં તેરાપંથીઓને આવાહન છે. ૧૧.

करता जाय कुरीनकूं, पुछत ही नट जाय ।
पंथी माया केलवै, झूटकी सांच दिखाय ॥१२॥
पंथी ठगता लोकनै, लेई लेईनें खाय ।
में क्यों इनकूं प्रगटया, म्हारो कांइ जाय ॥१३॥
श्रीजिनवल्लभसूरिजी, संघ पट्टकके मांह ।
चैत्यवासी प्रगट किया, इणमें दोषण नांह ॥१४॥
ज्ञातासूत्रमें देखल्यो, धर्मरुचींका शिष्य ।
नागश्री प्रगट करी, चोहट्टामें प्रत्यक्ष ॥१५॥

આમ તેરાપંથીસાધુઓ કુરીતિઓ પ્રમાણે વર્તન કરે છે, અન્નલોભથી ખોટી રીતભાતોને સાચી ઠરાવવા, ખોટા પ્રયત્નો કરે છે અને જો કોઈ જરાક પૂછે, કે તમારૂં આ

વર્તન શું સાધુત્વને અનુકુળ છે; તો તરતજ તેમનો મિજાજ ખસી જાય છે! આમ તેરાપંથી સાધુઓ લોકોને ઠગે છે, અને તેમની પાસે, જૈન રીતથી પ્રતિકૂળ માર્ગે આહાર લઇને, તે ખાય છે. મેં અહીં તેમને જૈન સમાજ આગળ ઉઘાડા પાડયા છે; પણ એ કાર્ય, મેં જૈનત્વની સેવા અર્થે કરેલું હોઈ; તેનો મને દોષ લાગતો નથી. જેમ જિનવલ્લભસૂરીએ, સંઘપટ્ટક નામે ગ્રંથમાં, ચૈત્યવાસી સાધુઓને, સમાજ સામે ઉઘાડા પાડયા હતા; અને જેમ જ્ઞાતાસૂત્રમાં ધર્મરૂચીના શિષ્યે, બજાર વચ્ચે, નાગશ્રીએ કડવી તુંબડી વહોરાવીને મુનિહત્યા કરી હતી, તે વર્તન ઉઘાડું પાડ્યું હતું; તેમ મેં પણ અહીં તેરાપંથી સાધુઓના જૈનસૂત્ર વિરોધી આચારવિચાર ઉઘાડા પાડયા છે. ૧૫.

इती तेरहपंथी नाटके द्वितीय खंडे थापनां भावनां नाम्ने नवम प्रकर्ण समाप्तम् ।

પ્રકરણ નવમું સમાપ્ત:

## अथ तेरहपंथी उच्चिष्ट भजन करे अर्थात ग्रहस्थको झुठो खावे ते वर्णन

તેરાપંથીઓ ઉચ્છિષ્ટ ખાય છે, તેનું વર્ણન.

(૧૦)

॥ दोहा ॥

દોહરા.

लोटो गिलास चढायकै, श्रावक पानी पीवंत ।
वोही डुवावै मांडमें, तिणसें भोजन करंत ॥१॥
झूठा पानी लै करी, निपजावै अहार ।
पंथी तो भोगी रह्या, चालै मातंग चाल ॥२॥

તેરાપંથી શ્રાવકો લોટો કે ગ્લાસ વડે પાણી પીએ છે અને તેજ લોટો કે ગ્લાસ ફરીથી માટલામાં ડુબાવે છે, એ રીતે એ પાણી એઠું (અજીઠું) થાય છે. પછી એજ એઠું પાણી લઈ, તેમાંથી તેરાપંથી શ્રાવકો રસોઈ બનાવે છે. એ એંઠી રસાઇ, તેરાપંથી સાધુઓ વહોરે છે અને એ રસોઈથી હૃષ્ટપુષ્ટ થઈ, તેઓ હાથીના ચાલ ચાલતા ફરે છે. ૧-૨.

मुसलमान सुबरातने, झूठो पाणी नहि खाय ।
जल बरतण सुद्ध भोगवै, अपनो पीर जीमांय ॥३॥
पंथी पीर बाजो तुह्मे, तो तें जूठो खावो कम ।
झूठों खावो छोड द्यो, देखो मुसलमानको नैम ॥४॥
जैनशास्त्रमें वर्जियो, पंथीं नहीं मानंत ।
प्रीतउदै मुनि कहत है, पंथी जुठो खावंत ॥५॥

મુસલમાનો આર્ય નથી, તે છતાં તેઓ તેમના સુબે-રાતના તહેવારને દિવસે, એઠું પાણી પીતા નથી. અને જ્યારે પોતાના પીર જમાડે છે, ત્યારે પાણી અને વાસણ બંને નવા અને શુદ્ધ લઇને વાપરે છે. હે તેરાપંથીઓ! તને મુસલમાન કોમની રીતભાત જોઇને, તે પ્રમાણે એઠું ખાવાનું તો તજી દો. જૈનશાસ્ત્રમાં એઠું ખાવાનું ત્યાગવા કહ્યું છે, પણ તેરાપંથી સાધુઓ, તે વચનને માનતા નથી અને પ્રીતઉદેમુનિ કહે છે, કે તેઓ એઠું અજીઠું પણ ખાય છે. ૩-૫.

इति तेरहपंथी नाटके द्वितिय खंडे उच्छिष्ट भोजन नाम्ने दशम प्रकर्ण समाप्तम् ॥



## अथ तेरहपंथी जीमणवारमें इस रीतीसे वहरैं खावैं ते वर्णन.

## (११)

॥ दोहा ॥

: દોહરા :

अठाइनें उजमणो, देशोटनजे वडार ।
गोरोद्योत ओर खर्चमें, इत्यादि जींमणवार ॥१॥
जे विधि पंथी खावता, ते विधि करु प्रचार ।
श्रोताजनके सामनें, पंथी जीमणवार ॥२॥

તેરાપંથી શ્રાવકો; અઠ્ઠાઇ, ઉજમણુ, દેશાટન પ્રસંગ, ગોરોદ્યાત, ઇત્યાદિ પ્રસંગે મોટા જમણુવાર કરે છે. એ જમણુવાર માટે બનાવેલો આહાર, તેરાપંથીઓ જે રીતે વહોરે છે અને ખાય છે; તે રીતિનો હવે હું વાંચકોની આગળ પ્રકાશ કરૂં છું. ૧–૨.

जिमण अठाई उजमणो, नूतो माने माड ।
दशोटन ओर व्याहमें, ते जीमण दीनो छाड ॥३॥
लिखे विना तू खावतो, इत्यादि जीमण मांह ।
क्यों छोडया धोत ओर ब्रम्हपुरी, एतो पाने नांहि मडाय ॥४॥
नूतो पाने मांडता, क्यो नहीं लेत अहार ।
उद्देशिक तू भोगतो, अब क्यो करै विचांर ॥५॥
नूतो पानें मांडिया, पंथी छोडे जिमनवार ।
पांनां लेखमें दोष है, तो पानां पुस्तक डार ॥६॥

અઠાઈ, ઉજમણું, નોતરૂં દઇને વહોરવા બોલાવવું, દેશાટન પ્રસંગ અને વિવાહ ભોજન; એ બધા જમણુવારના આહારને ત્યાગવાનું જૈનશાસ્ત્રોમાં કહ્યું છે. આ આહાર લેવાનું

શાસ્રોમાં લખ્યું નથી. તે છતાં આવું ભોજન હે તેરાપંથી સાધુઓ! તમે વહોરો છો; તો પછી તમે બારમું અને બ્રહ્મભોજનના જમણો પણ શા માટે જમતા નથી? તમે ઉદ્દેશિક આહાર તો ભોગવોજ છો; તો પછી જમણવારની ન્યાતમાંજ જઈને જમવા પણ કેમ બેસી જતા નથી? એમાં તમને શો વિચાર કરવાનો હોય? જો પુસ્તકમાં કે પાનામાં આવો આહાર લેવાનો નિષેધ હોય, તો એ પાના અને પુસ્તકનેજ ફેંકી દો; એટલે હિસાબ પત્યો! ૩-૬.

पडोसी घर ले घरै, तथा नालके मांह ।
पंथी तुरत आई करी, सीघ्र वहर ले जाय ॥७॥
जीमणवार इम जीमतां; करता है अफंड ।
भोला लोक समझै नहीं, पंथी तणो पाखंड ॥८॥

ઉપર જણાવેલા જમણવારમાં થતા ભોજન, તેરાપંથી સાધુઓ ખુલ્લેખુલ્લા જમતા નથી, પણ આડકતરી રીતે તેજ ખોરાક તેઓ ખાય છે. આવા જમણવાર માટે કરેલા મિષ્ટાન્નો, તેરાપંથી ગૃહસ્થો, પાડોશીના ઘરમાં અથવા તો ઘર બહાર ઓસરી કે શેરીમાં લઇ જાય છે, અને ત્યાંથી આવીને તેરાપંથી સાધુઓ, એ આહાર વહોરી લઈ જાય છે. આ રીતે તેરાપંથી સાધુઓ કપટથી આવો આહાર ખાય છે, પણ ભોળા લોકો તેરાપંથી સાધુઓના આ પાખંડને ઓળખી શકતા નથી. ૮.

जीमणवारको वर्जियो, मुनिवरनें भगवंत ।
पंथी लै कर खावता, प्रीत उदैय कहंत ॥९॥

ભગવંતે જમણવારના આહારને વર્જવાનો કહ્યો છે, છતાં પ્રીતઉદયમુનિ કહે છે, કે એવોજ આહાર તેરાપંથી સાધુઓ વહોરી લાવીને તેનું ભક્ષણ કરે છે. ૯.

**इति तेरहपंथी नाटके द्वितिय खंडे जीमणवारमें वहरण नाम्ने एकादश प्रकर्ण समाप्तम् ।**

# अथ तेरहपंथी किवाडियो खालके तथा ग्रहस्थसे खुलवायके आहारादिक वहरेते वर्णनम.

(१२)

॥ दोहा ॥

દોહરા.

किवाड खोलकें लैवणों, वर्जी सघली वस्तु ।
दशवैकालिक कहत है, मुनिवरनें यथास्तू ॥१॥
वृद्धि द्वारके वृद्ध हैं, लघु कें लघु किवाड ।
लघु वृद्ध अंतर नहीं, ओ किवाड मांहि वखाण ॥२॥
पंथी लेत किवाडियो, रजोहर्ण प्रमाण ।
दोय हाथ ऊपर सही, खोलै ओट खुलाण ॥३॥

દશવૈકાલિક સૂત્ર મુનિમહારાજને માટે એવું ફરમાન કરે છે, કે બારણા ખોલીને કોઈપણ વસ્તુ લેવી, એ જૈન-સાધુઓને કલ્પે નહિ. આ બાબતમાં એવો બચાવ પણ કોઈ કરી શકે નહિ, કે અમુક બારણા નાના છે, માટે તે ઉઘાડીને આહાર લેવામાં દોષ નથી; રજોહરણુંના જેટલી લંબાઈ પહો-ળાઇના કરતા બે હાથ વધુ માપના બારણા ખોલીને તેવા સ્થળેથી તેરાપંથી સાધુઓ આહાર વહોરે છે. ૧–૨–૩.

पंथी खोलै हाथसें, तथा ग्रहस्थसें खुलवाय ।
वृतादिक इणमें रहै, पंथीं तुरत वहिराय ॥४॥
दशवैकालिक सूत्रमें, पलग पंख अनुचार ।
वृद्ध वृद्ध तो छोड द्यो, लघु लघु करो विहार ॥५॥
पंथी मत अनुसार ते, वृद्ध कि वाड वे काम ।
लघु मचली ओर खाटली, इण पर करो आराम ॥६॥

वृद्ध पंखा तो लोड द्यो, लघु पंखा तुम लेख ।
उश्नकाल तो वायरो, मारो रेखमें मेख ॥७॥
वृद्ध किवाड ते छोडियो, लघुमें मान्यो दोष ।
चारपाई पंथी लघु, इनमें कांई दोष ॥८॥
जद कहै माहरा गुरु तणी, में चाल रह्या मर्याद ।
जयादह तो जांणां नहीं, करां नहीं वकवाद ॥९॥

આવા બારણાઓ તેરાપંથી સાધુઓ પોતે ખોલે છે, તેજ પ્રમાણે ગૃહસ્થોને કહી, તેમની પાસે પણ બારણા ખોલાવે છે. ભંડારીઆ વગેરેના આવા બારણા ખોલીને, તેરાપંથી સાધુઓ તેમાંથી ઘી વગેરે વહોરે છે. દશવૈકાલિકસૂત્રમાં જૈન સાધુઓને માટે જેમ દ્વાર ખોલીને આહાર વહોરવો એને અણુચાર કહ્યો છે. તેજ પ્રમાણે પલંગ અને પંખા વાપરવા એને પણ અણુચાર કહ્યો છે. તેરાપંથી સાધુઓમાંના કેટલાક એવી દલિલ કરે છે, કે શાસ્ત્રે તો મોટા દ્વાર ખોલવાની મનાઇ કરી છે; નાના દ્વાર ખોલવા માટે હરકત નથી જો આ દલિલ માન્ય રાખીએ, તો પછી તેરાપંથી સાધુઓ નાના પલંગ અને નાના માચડા ઉપર આરામ કરે અને ઉનાળામાં ગરમીથી બચવા નાના નાના પંખા પણ વાપરે, એમાં શું ખોટું છે? આવા કથનના જવાબમાં તેરાપંથી સાધુઓ પોતાનો મિજાજ ગુમાવી દે છે અને કહે છે, કે હું તો મારા ગુરૂના કહ્યા પ્રમાણે વર્તું છું. આમ તેઓ બિચારા શાસ્ત્રનું કાંઇ વધુ ઓછું જાણતા નથી અને ખોટો બકવાદ કરે છે. ૪--૯.

गुरु नांकह्यो हुवै, तो चेला केम कराय ।
गुरु कूप मांहीं पडै, तो चेला केम पडाय ॥१०॥

હે તેરાપંથી સાધુઓ! તમે આમ અસત્ય ગુરૂવચનને પ્રમાણ માનીને તે પ્રમાણેજ વર્તો છો, એ તમારી કેટલી ગંભીર ભૂલ છે? જો ગુરૂ નાકહ્યો-શાસન વિરોધી થાય, તો પછી તેની આજ્ઞા ચેલાથી પાળી શકાયજ નહિ; તેજ પ્રમાણે જો ગુરૂ કુવામાં પડે, તો કાંઇ તેની પાછળ ચેલાથી કુવામાં પણ પડાય નહિ, એજ ધર્મ છે. આ સત્ય તમે કેમ સમજતા નથી? ૧૦.

इति तेरहपंथी नाटके द्वितिय खंडे किवाडियो खुलवायके विहिरण नाम्ने द्वादश प्रकर्ण समाप्तम्॥

## अथ तेरहपंथा उद्देशिक आहार ग्रहण करै त वर्णनम.

(१३)

॥ दोहा ॥

દોહરા.

साधु निमित्त भोजन करै, ते साधू लेवै नाह।
लेवै त उदेशिका, दशवैकालिका मांह ॥१॥
ग्रहस्थ करै निमित्तसें, भोजन लियो बनाय।
उदेशिक बेठया रहै, पंथी लेई खाय ॥२॥
दोष उद्देशिक ए सही, पंथी लै लै खाय।
श्रोताजन तुण सांभलो, प्रीत उदय कहैवाय ॥३॥

દશવૈકાલિકસૂત્રમાં કહ્યું છે, કે સાધુને નિમિત્તેજ તૈયાર થએલું ભોજન તથા કોઇ ગૃહસ્થને માટે આહાર બનાવ્યો હોય અને તે ગૃહસ્થોને બેઠેલાજ રહેવા દઈ, એ આહાર સાધુ વહોરી લે; એ બંને આહાર ઉદ્દેશિક આહાર કહેવાય છે. ૧-૩.

मित्र जमाई कारणें, भोजन विविधि बनाय ।
मित्रादिक बैठा रहै, प्रथम पंथी लै जाय ॥४॥
प्रथम पात्र पूर्ण करै, पंथी देत वहिराय ।
पीछें उदेशिक तेडिनें, बचतो देय जिमाय ॥५॥
अठाई जीमन करे, करै कुटुम्बके हेत ।
कुटुम्बी बेठा रहै, पंथी पात्र भर लेत ॥६॥

તેરાપંથી ગૃહસ્થો સગાંસ્નેહીઓ જમાડવા, અઠ્ઠાઇના મહોત્સવ માટે કે મિત્રો અને જમાઇઓને માટે રસોઈ બનાવે છે, પછી તે નિમંત્રેલા ગૃહસ્થો બેઠેલાજ રહે છે, અને તેમાંથી તેરાપંથી સાધુઓ અન્ન વહોરી લઈ જાય છે. આમ તેરાપંથી સાધુઓનું પાત્ર ભર્યા પછી, જે અન્ન બચે છે, તે પેલા ગૃહસ્થોને જમાડે છે. ૪–૬.

खीर पचोलो पारणो, करै श्रावणीं हेत ।
पंथी धावो पहली करै, खीर पात्र भर लेत ॥७॥
चीखावै श्रावणी, खीर खांड पंथी ।
प्रत्यक्ष नजरां देखियां, झूठ नहीं रत्ती ॥८॥
शीत शयाले चमकियो, वर्षालो भाद्रवे जाण ।
लाडू भजे मागणे, मथम पंथी देखाण ॥९॥
इत्यादि उद्देशिका, पंथी लेई खाय ।
खवावै श्राणियां जानता, पूछत ही नट जाय ॥१०॥

આ રીતે જ્યાં મિષ્ટાનો થાય છે, ત્યાં તેરાપંથી સાધુઓ પહેલી દોટ મુકે છે અને મિષ્ટાન્નો વહોરી લે છે; આ બધું

મેં મારી આંખોએ જોયું હોઇ, તેમાં એક રતી જેટલું પણ અસત્ય નથી. શીયાળાના શીતકાળમાં કે ભાદરવાની વર્ષામાં, લાડુ વગેરે જે પૌષ્ટિક મિષ્ટાન્ન બનાવવામાં આવે છે, તે તેરાપંથી સાધુઓ, માંગી માંગીને વહોરે છે. આ બધો આહાર ઉદ્દેશિક આહાર છે. આવા આહાર તેરાપંથી સાધુઓ લઇને ખાય છે, તે જોઇને મને તો એમજ થાય છે, કે એમને સાધુ કહેવા કે ખાણીયા (ખાવાનોજ ધંધો કરનારા) કહેવા; એ ખરેખર ગંભીર પ્રશ્ન છે!

**इति तेरहपंथी नाटके द्वितिय खंडे उद्देशिक अहार ग्रहण नाम्ने त्रयोदश प्रकर्ण समाप्तम ॥**

**अथ तेरापंथी नित्य प्रातःकाल घृत खामें पल भर (चार तोला) ते वर्णनम् ॥**

**घृताहार वर्णन.**

**(१४)**

**॥ दोहा ॥**

**દોહરા.**

विगय वर्जी साधुने, सुखे समावे जाण ।
कारण मांहिं भोगवै, जैन शास्त्र परमाण ॥१॥
कारण विन ये पंथिया, नितको खावै घृत ।
पूछत पाछो इम कहै, हमारे गुरांकी शर्त ॥२॥

જૈનશાસ્ત્રે સાધુઓને માટે વિગય પદાર્થો (દુધ, દહીં, ઘી) નો ત્યાગ કરવો કહ્યો છે; આ પદાર્થો માત્ર અમુક કારણેજ

ભોગવવાની શાસ્ત્ર છુટ આપી છે. તેરાપંથી સાધુઓ કાંઇપણ કારણ વિના, હંમેશાં ઘી ખાય છે; અને તેમને પૂછતાં તેઓ એવો નફ્ફટ જવાબ આપે છે, કે એવી અમારા ગુરૂદેવની આજ્ઞા છે. ૧–૨.

पूर्व कालमें पंथिया, कह देता सांची।
निरो घृत खांवां सदा, भीखणजो वांची ॥३॥
वर्तमान अब कालमें, सांच कहत शर्मावे ।
निरा घृत ठोकी रह्या, पूछत ही नट जावै ॥४॥

પહેલાના સમયના તેરાપંથી સાધુઓ આમ આ વાત સાચેસાચી કહી દેતા, અને તેઓ કહેતા હતા કે નીત્ય, ઘી ખાવાની ભીખમજીએ છુટ કહી છે. હવે આજે તો તેરાપંથી સાધુઓને, ભીખમજીની આવી આજ્ઞા છે, એ સાચી વાત કહેતાં, શરમ આવે છે. આથી તેઓ હંમેશાં ઘી ખાય છે, છતાં પૂછતાં તેમનો મિજાજ ગરમ થઈ જાય છે. ૩-૪

टके भर नित्तकी सदा, ढब्बू साई प्रमाण।
चलै जो घांडे राजमें, मासा अडतालीस जाण ॥५॥
पल भर घृत नित्य भोगवै, अहारतणो विक्षोस।
विहाहरतां वहानो लेई, खावै नित्य हमेश ॥६॥
कमल जडे पाडतां, घृत विन्द्र सरस अहार ।
ते अहार निवारीयो, सातमीं वाड मझार ॥७॥
निरो घृत खांगो कठै, जहा वर्ज्यो सरस आहार ।
अध्यन साल्हेमें देखले, उत्तराध्यन मझार ॥८॥

આમ તેરાપંથી સાધુઓ નિત્ય ચાર તોલા ઘી વ્હોરી લાવે છે, અને નિત્ય એટલું ઘી ખાય છે. ઘૃતનો આહાર, એને જૈનશાસ્ત્રે પૌષ્ટિક આહાર કહ્યો છે, અને તેનો ત્યાગ કરવાનું કહ્યું છે. ઉત્તરાધ્યયનસૂત્રમાં સોળમા અધ્યયનમાં પણ સરસ સ્વાદીષ્ટ આહાર અને નિત્યઘી ખાવું, એનો ત્યાગ કરવો, એમજ કહ્યું છે; છતાં તેરાપંથી સાધુઓ તે પ્રમાણે વર્તતા નથી. ૮.

विहार कार्ण मानी करी, तू करै घृत आहार ।
उंट बेल घोणां चढी, क्यो नहीं करै विहार ॥९॥

તેરાપંથી સાધુઓ વિહાર કરવો, એને પણ એક ઘૃત ખાવાનું કારણ ગણે છે, અને તેઓ ઘૃત ખાય છે. જો વિહાર, એ ઘી ખાવા માટેનું યોગ્ય કારણ ગણાતું હોય, તો પછી હે તેરાપંથી સાધુઓ! તમે ઉંટ ઉપર, બળદ ઉપર કે ઘોડા ઉપર બેસીનેજ કેમ વિહાર પણ કરતા નથી? ૯.

कइयक पंथी इम कहैं, या भिखणजीकी मर्याद ।
कइयक पंथी इम कहैं, म्हानै नहीं याद ॥१०॥
प्रात उदयमुनी इम कहे पंथी नित घृत खाय ।
कैई पंथी सांची कहै, कैई पंथी नट जाय ॥११॥

નિત્ય ઘી ખાવા માટે ખુલાસો કરતા કેટલાક તેરાપંથી સાધુઓ એમ કહે છે, કે નિત્ય ઘી ખાવાની ભીખમજીએ છુટ મુકી છે; તો કેટલાક તેરાપંથી સાધુઓ એ બાબતમાં ભીખમજીના કથનનું સ્મરણ નથી, એમ કહે છે. મુનિ પ્રીત-ઉદય કહે છે, કે આમ તેરાપંથી સાધુઓ હંમેશાં ઘૃત ખાય છે અને કોઇ સાધુ એ વાત કબુલ કરે છે, તો કોઇ સાધુ આવો પ્રશ્ન પૂછતા, ખીજવાઇ જાય છે! ૧૦–૧૧

॥इती तेरहपंथी नाटके द्वितीय खंडे नित्य घृत भक्षण नाम्ने चतुर्दश प्रकर्ण समाप्तम् ॥

## तेरहपंथी साधु पंथणीयासें गोचरी मंगवायकर आप खाते ते वर्णन.

### તેરાપંથી સાધુઓ, તેરાપંથી સાધ્વીઓ પાસે, ગોચરી મંગાવે છે; તેનું વર્ણન.

(१८)

॥ दोहा ॥

દોહરા.

विद्याहीन त्रिया कही, अकलहीन है नाम ।
शुद्ध अशुद्ध जानै नहीं, पात्र भरनसे काम ॥१॥
बावन बियालीस दोषका, जानै नांहिं नाम ।
ते दोषण किम टालसी, अहार ग्रैहणके काम ॥२॥

સાધ્વીઓ બિચારી વિદ્યાહીન હોય છે અને તેથી તે અક્કલહીણુ પણ હોય છે. તેઓ શુદ્ધ અશુદ્ધ શું, કે આહારના બાવન કે બેતાલીસ દોષ શું, તે કાંઇ જાણતી નથી! માત્ર ગૃહસ્થોના ઘેરથી પાત્રો ભરીને વહોરી લાવવું, એટલીજ વાત તેઓ સમજે છે. આમ જે સાધ્વીઓ, આ દોષો સમજી શકતીજ નથી, તેમને એ દોષો કેમ ટાળવા, એની તો ખબરજ ક્યાંથી હોય? ૧-૨.

जात जातसे परचवै, त्रिया त्रिया मिल जाय ।
भरणपोषण पंथी करै, इम पंथणियांसो मगवाय ॥३॥
मनसा मूंजिब ले आवती, अशुद्ध एषणी अहार ।
इण खातिर ए पंथीया, पंथणी राखै लार ॥४॥

पंथी भक्ती करै गोचरी, पंथणियांके हाथ।
पानी ओर पणलेहणां, वासी कपडा साथ ॥५॥
नित्यका पंथणियां प्रतै, मगावै अहार।
इन विधिसे मंगावतां, छोडयो सूत्र व्यवहार ॥६॥
ओ कल्प कहांसे काढियो, सूत्र देई बतार्यं।
नहीं तो छोड कुचालनें, सुचाल धर्ममें आय ॥७॥

જાતે જાત મળી જાય છે, તેજ પ્રમાણે તેરાપંથી સાધ્વીઓ, તેરાપંથી શ્રાવક સ્ત્રીઓ સાથે મળી જાય છે, આહાર લઇ આવે છે અને તે આહારમાંથી તેઓ (તેરાપંથી સાધુઓની સૂચનાથી) તેરાપંથી સાધુઓનું પણ પુરૂં કરે છે. તેરાપંથી સાધ્વીઓ ફાવે તેવો અશુદ્ધ એષણી આહાર પણ વહોરી લાવે છે. આમ આહાર મંગાવવાને માટેજ તેરાપંથી સાધુઓ, તેરાપંથી સાધ્વીઓને પોતાની સાથે રાખે છે. તેરાપંથી સાધુઓ; ગોચરી મંગાવવી, પાણી મંગાવવું, પડિલેહણા કરાવવી, વાસી કપડાં ધોવડાવવાં, એ બધું તેરાપંથી સાધ્વીઓની પાસે કરાવે છે, આમ સૂત્રોની આજ્ઞાનું ગોપન કરીને, તેરાપંથી સાધુઓ, તેરાપંથી સાધ્વીઓ પાસેથી, નીત્ય આહાર મંગાવે છે. હું પુછું છું, કે હે તેરાપંથી સાધુઓ! સાધ્વી પાસે આવા કાર્યો કરાવવાનું વિધાન, તમે કયા સૂત્રમાંથી શોધી કાઢયું છે, તે બતાવો! જો તમે તેમ ન કરી શકો, તો હું તમને કહું છું, કે તમારી આ રીતભાત કૂચાલ (જૈન ધર્મ વિરોધી) છે, તેનો ત્યાગ કરો; અને ધર્મની સાચી આજ્ઞાને અનુસરતા બનો. ૩–૭.

॥ इती तेरहपंथी नाटके द्वितीय खंडे साध्वीनसे गोचरी मगवाय कर भोगवे नाम्ने पंचदश प्रकर्ण समाप्तम् ॥

# अथ तेरहपंथी अहार करते हैं ते विधि वर्णनम्.

## :તેરાપંથી આહાર વિધિ વર્ણન.:

(१६)

॥ दोहा ॥

દોહરા.

पूज्यतणी पांती नहीं, चोखो देख खावंत ।
आडा परदा बांधकर, भीतर भोग करंत ॥१॥
पंथी पुज्य पांती विनां नितका भोग करंत ।
मुक्तिमांहि जावै नहीं, दशवैकालिक कहंत ॥२॥
पडदा बांधै पंथणीं, सझावैं पाटा ।
एसो समय देखी करी, पंथी जा नाठा ॥३॥

દશ વૈકાલિક સૂત્ર કહે છે, કે જે સાધુ પોતે ગોચરી વહોરી લાવીને તેમાંથી પોતાના પૂજ્યનો હિસ્સો પાડતો નથી અને રોજ તેનો પોતેજ આહાર કરી જાય છે, તે સાધુ કદી પણ મોક્ષે જઇ શકતો નથી. તે છતાં તેરાપંથી સાધુઓ પોતે વહોરી લાવીને, તેમાંથી પૂજ્યનો ભાગ પાડયા વિના, પોતે એકલાજ ભોગવે છે; અને એ વિધિ તેઓ પડદો બાંધી પડદાની અંદર કરે છે, તેરાપંથી સાધ્વીઓ પડદા બાંધે છે અને પાટ સજાવે છે, એટલે તેરાપંથી પૂજ્ય ત્યાં જાય છે, અને એ પાટ ઉપર બીરાજે છે. ૩.

अहार सजावे पाटपर पाटये पूज्य वसै ।
पंथणीं परसै पूज्य जीमें, ओ साधपणा कैसे ॥४॥
पडदे बाहिर पंथणीं, बन बैठे दरवान ।
भीतरपंथी नहीं जान दे, कर दे तुरत हटान ॥५॥

पडदेमांहिं पंथणी करावै पुज्य अहार ।
जिम ग्रहस्थकी इस्त्री, जिमावै भरतार ॥६॥
पहलो पडदो अहारको, ले वैठ पंथणी साथ ।
पडदे भीतर क्या करै सो जानै जगनाथ ॥७॥
डोरी पडदा लगायकर, करै पुज्य आहार ।
पंथी पास राखै नहीं, रखै पंथणी नार ॥८॥

તેરાપંથી સાધ્વીઓ, પાટ ઉપર બધો આહાર મૂકે છે; તેઓ પોતાના પૂજ્યને પીરસતી જાય છે અને તે પૂજ્ય જમે છે; જે પડદામાં આ જમણનું કાર્ય થાય છે, તે પડદાની બહાર એક સાધ્વી દરવાનની માફક બેસી રહે છે. તે સાધ્વી, એ પડદામાં કોઈને જવા દેતી નથી અને જે અંદર જવા માંગે છે, તેને અંદર જતા અટકાવે છે. જેમ ગૃહસ્થ સ્ત્રી પોતાના પતિને આહાર કરાવે છે, તે પ્રમાણે તેરાપંથી સાધ્વીઓ, પોતાના પૂજ્ય તેરાપંથી ગુરૂને આહાર કરાવે છે. આમ પહેલા પડદામાં તેરાપંથી સાધ્વીઓને સાથે લઇને બેસીને, તેરાપંથી પૂજ્ય આહાર કરે છે. આ પડદાની અંદર બીજો પડદો હોય છે, તેમાં તેરાપંથી સાધુસાધ્વીઓ શું કરતા હશે, તે તો માત્ર ભગવાનજ જાણે છે! આમ દોરીપડદા બાંધીને તેરાપંથી પૂજ્ય આહાર કરે છે વળી તેઓ સાધુઓને પોતાની સાથે રાખતા નથી, પણ સાધ્વીઓનેજ પોતાની સાથે રાખે છે. આ તે કઇ જાતનું સાધુપણું હશે, તે ખરેખર એક પ્રશ્ન છે. ૪-૮

भाग किये विन भोगतो, अपणादिक ए जाण ।
किस सूत्रमें हुकुम दियो, तनै महावीर भगवान ॥९॥
कहै छे वर्ज्या साधुने, आचार्यनै नांहिं ।
वोधानै वहकायके, भाग किये विन खाय ॥१०॥

अनुचार कह्यो साधुका, वर्जे सूत्रके माह ।
आचार्यने भोगणो, थारे कहणे न्याय ॥११॥
दोष वयालीस साधुका, कहता सूत्रके मांह ।
आचार्यने भोगनों, थारे कहणे न्या ॥१२॥

વળી તેરાપંથી સાધુસાધ્વીઓ જે ભોજન વહોરી લાવે છે, તેમાંથી પોતાના શિષ્યોનો ભાગ પાડયા વિના, પૂજ્ય, એ આહાર એકલાજ આરોગે છે. આ પ્રમાણે કરવાની મહાવીર ભગવાને કોઇપણ સૂત્રમાં આજ્ઞા કરી નથી, આમ કરવું, એ અધર્મ છે, એમ જણાવ્યું છે. તેરાપંથી સાધુઓ આ સંબંધી શંકા કરતા એવો ખુલાસો કરે છે, કે "અમે સાધુને વહોરી લાવેલા આહારમાંથી ભાગ આપતા નથી, પણ સાધુનો ભાગ ન પાડવો, એ અધર્મ નથી; આચાર્યનો ભાગ ન કરવો એજ અધર્મ છે. આવી દલીલ કરીને ભોળા લોકોને મૂર્ખ બનાવી, તેરાપંથી સાધુઓનું વહોરી લાવેલું અન્ન, તેમના પૂજ્ય, બીજા સાધુઓને આપ્યા વિના, પોતેજ વાપરે છે. સૂત્રગ્રંથોમાં સાધુઓને વરજીને આ રીતે પોતેજ આહાર લેવો, એ સાધુને કલ્પે નહિ, એમ કહ્યું છે; અને સાધુઓના જે બેતાલીસ દોષો કહ્યા છે, તેમાં સાધુઓને વરજીને, પૂજ્યે પોતેજ આહાર કરવો, એને પણ દોષ માનેલો છે. આ રીતે તેરાપંથી સાધુઓનો ભોજન વ્યવહાર સદોષ સાબીત થાય છે. ૯–૧૨.

**इती तेरहपंथी नाटके पडदाके भीतर पंथणी परसे पूज्य आहार करे ते नामने षोडश प्रकर्ण समाप्तम् ॥**

**તેરાપંથી સાધ્વીઓ તેરાપંથી પૂજ્યને આહાર કરાવે છે, તે પ્રકરણ સમાપ્ત:**

# अथ तेरहपंथी पंथणीनके हाथसे वारी बांधकर पानी ठंडा करवायकर पीवे ते वर्णन.

## :તેરાપંથી સાધ્વીદ્વારા પૂજ્યનું જલપાન વર્ણન:

(१७)

॥ दोहा ॥

:દોહા:

पंथणीकी वारी करी, पाणी पीवै तिण वार ।
भर भर प्याला उदकनां, प्यावै पंथणीं नार ॥१॥
कोरी हांडी मांटली, खांडी कर लेवंत ।
आ कल्प कहांसे काढियो, पानी ठाड ठाड पीवंत ॥२॥

કેટલાક તેરાપંથી સાધુઓ, સાધ્વીઓની વારી બાંધી રાખે છે અને તેમની પાસે પાણી મંગાવે છે. તેરાપંથી સાધ્વીઓ પાણીના પ્યાલા ભરી ભરીને, તે પ્યાલા તેરાપંથી સાધુઓને પીવા આપે છે. આ પાણી ઠંડુ બનાવવા માટે, તેરાપંથી સાધુઓ એક તરકીબ કરે છે. આ તરકીબ એ છે કે: એક કોરી હાંડી (માટલું) લઇ, તેનો કાંઠો ભાંગી, તે ગોળીને ખાંડી કરે છે. પછી તેમાં ઠંડુ થવા માટે પાણી ભરી મૂકે છે. હું તેરાપંથી સાધુઓને પૂછું છું કે હે મિત્રો! તમે સાધુઓને માટે આ આચાર કયા સૂત્રમાંથી શોધી કાઢયો છે, તે બતાવો જોઇએ. ૧-૨.

सियाले नहिं राखतो, वर्तण मृतका कोरी ।
उनालेमें राखतो, नई एक जोडी ॥३॥
काष्टपात्रमें लावता, तथा तूवां में लावंत ।
थानक मांहि लायकर हांडीमें ठाणंत ॥४॥
आलो कपडा लपेट कर, हवामें धर देई हांडी ।
ठाड ठाड जल पीवता, वो प्रत्यक्ष ठगाई मांडी ॥५॥

શિયાળામાં તેરાપંથી સાધુઓ માટીનું કોરૂં માટલું રાખતા નથી અને ઉનાળામાં કોરા માટલાની એક જોડી રાખી મૂકે છે! કાષ્ટપાત્ર કે તુંબડામાં ભરીને તેઓ પાણી લઇ આવે છે, અને પછી આ પાણી, તેઓ માટલામાં રેડી મૂકે છે, આ માટલું દેખાઇ ન જાય, તે માટે તેના ઉપર કપડું વિટાળે છે અને પછી તેવું માટલું ખુલ્લામાં મૂકે છે. ઠંડુ પાણી પીવાને માટે તેરાપંથી સાધુઓ આ એક ખુલ્લી ઠગાઇ માંડી બેઠા છે. ૩-૫.

कई एक मूरख इम कहै, वर्ज्या होय तो बतावो ।
वर्ज्यो नांहि सूत्रमें, जद करते हे मन चावो ॥६॥
इनको उत्तर अब सुनों, झगढो टंटो मेल ।
वर्ज्यो नांहिं सूत्रमें, क्यों नहीं चढता रेल ॥७॥

કેટલાક મૂર્ખ જનો એમ કહે છે, કે માટલામાં પાણી રાખીને તે પીવામાં હરકત નથી; કારણ કે સૂત્ર ગ્રંથોમાં માટલું વાપરવું નહિ, એવું કોઇ જગાએ લખ્યું નથી. આ દલિલ કોઈપણ રીતે યોગ્ય નથી. સૂત્રગ્રંથોમાં તો સાધુઓએ આગગાડીમાં ન બેસવું, એમ પણ કહ્યું નથી; તો પછી તેરાપંથી સાધુઓ આગગાડીમાં શા માટે બેસતા નથી? ૬-૭.

जवाब तो आवै नहीं, जद लोकानें वहकावै ।
लोक कर्म बांधन करी, अपनो तेज दिखावै ॥८॥
निंद्या निंद्या करता फिरै, करै जोरसें हांक ।
कहै पुन्य हीन पर वारसो, ओ इम देत सराफ ॥९॥
सती सराप देवै नही, कुसतीको नहीं लागे ।
गीदड केरे सरापसे, ऊट मोत नही जागे ॥१०॥

આવી દલીલોનો તેરાપંથી સાધુઓ પાસે કાંઈ જવાબ હોતો નથી, ત્યારે તેઓ માત્ર પોતાના ખોટા વાકૂછળથી,

લોકોને ભમાવે છે, અને પોતે શ્રેષ્ઠ છે, એવું બતાવવા પ્રયત્ન કરે છે. આમ પોતે કર્મ બાંધે છે અને લોકોને પણ કર્મ બંધાવે છે. તેઓ જોરશોરથી બીજા સુવિહિત સાધુઓની નિંદા કરતા ફરે છે અને તેઓ પૂણ્યહીન થાઓ–પાપમાં પડો, એવા શ્રાપ આપે છે ! પણ દોસ્તો ! તમારા એ શ્રાપથી તમારો કાંઇ દહાડો થોડોજ વળવાનો છે ! ? સતિ સ્ત્રી શ્રાપ આપતી નથીં અને દુષ્ટાનો શ્રાપ સફળ થતો નથી, એ વાત જગજાહેર છે. તમે ભલે બીજાઓને શ્રાપ આપો, પણ ગીધડાંના શ્રાપથી ઉંટ મરી જવાના નથી ! ! ૮–૧૦.

इति तेरहपंथी नाटके पंथी पंथणीनसें पानी ठंडा करवाय कर पीवे ते नाम्नें सप्तदश प्रकर्ण समाप्तम् ॥

---

## अथ तेरहपंथी कुष्टेका गदी तकियाकी तरह बनाय भोगे ते वर्णनम ॥

### :ગાદી તકીયા ભોગ વર્ણન.:

(१८)

॥ दोहा ॥

:દોહરા:

आछे पाणी निपजै, कीचड मांहि ओ थाय ।
गहरे पानिमें सही, तचा धोय सूखाय ॥१॥
मुठडा मुगद बनां कर, पीछे करत हैं दाम ।
देश बंगाले निपजै, कुष्टो इनको नाम ॥२॥
कुष्टेकी गादी करै, उपर कपडो देट ।
तकिया सीर नीचे धरैः करै जगतकी सैर ॥३॥

કુષ્ટો નામનો પદાર્થ (શણુ અને શણુની જાતનો એક પદાર્થ) ઓછું પાણી હોય છે અને જ્યાં કાદવ પડે છે, ત્યાં પેદા થાય છે. તેને ખુબ પાણી લઇને ધોઇ નાંખે છે અને પછી સુકવે છે. તે પછી તેના ગઠ્ઠા બનાવીને, તેને ઉપયોગમાં લે છે. આ પદાર્થ બંગાળામાં થાય છે. આ શણુની ગાદી કરીને, તેના ઉપર વસ્ત્રનું પડ ચઢાવે છે. એજ રીતે તેનું ઓશીકું બનાવે છે. આ ઓશીકું અને ગાદી તેરાપંથી સાધુઓ વાપરે છે. ૧–૩.

सीठा भोजन खाननै, पीवण सीतल नीर ।
पहरण कपडा रेंशमी, अव कांई करै अमीर ॥४॥
चढवा घोडा पाटलो, ओघकरी तरवार ।
जोधाणे करावजी के जैपुरका सरदार ॥५॥
उरदीकु लिंगो पहरकर, पंथी सुभट लिया लार ।
मृगया खेलन जिकस्यो, करी दयाकी मार ॥६॥

તેરાપંથી સાધુઓને જમવાને મીઠાં ભોજન હોય છે, પીવાને માટે શીતળ પાણી હોય છે, અને પહેરવાને રેશમી કાપડ હોય છે! હવે કહો, કે કોઈ મોટો વૈભવશાળી અમીર પણ એ સિવાય બીજા શું ઉપભોગો ભોગવવાનો હતો? આ તેરાપંથી સાધુઓ પાટરૂપી ઘોડા ઉપર ચઢે છે, અને ઓઘારૂપી તરવાર હાથમાં ધારણ કરે છે, એટલે તેઓ જયપુરી લશ્કરના સરદાર ન હોય, એવાજ દેખાય છે. આ રીતે આ કુલિંગવેશધારી તેરાપંથી સાધુઓ, સુભટ બનીને મૃગયા રમવા નીકળે છે અને ભગવાન મહાવીરે પ્રરૂપેલા દયા અને દાનનો શિકાર કરે છે. ૪–૬.

श्रोताजन तुम सांभलो, तजीनें प्रमाद ।
पंथीरा वर्णन करुं, तकिया नै ओर गाद ॥७॥

कुष्टेरी गादी करै उपर कपडो देत ।
तकिया सिर नीचै धरे, करै जगतकी सैर ॥८॥
गद्दी तकिया अमीरका, पंथी लीनां मोड ।
कुष्टी नटतैं संग्रह्यो, रुई रांगडी छोड ॥९॥
गद्दी तकियो राजका, पंथी लींनां खोस ।
कुष्टो पाट तें संग्रह्यो, रुईमें क्या दोष ॥१०॥

અમીરો ગાદીતકીયો વાપરે છે, તે ચીજો તેરાપંથી સાધુઓએ ખુંચવી લીધી છે. તેમણે સુંવાળા શણને સંગ્રહી લીધો છે અને ગરીબડા કપાસને તગેડી કાઢયો છે. તેરાપંથી સાધુઓ રાજવૈભવ જેવા શણના ગાદીતકીયાને વાપરે છે, તો પછી કપાસમાં એવો કયો દોષ છે, કે તેઓ કપાસ વાપરતા નથી? ૭–૧૦.

कहै कांकडो जीव छे. रुई केरे मांह ।
इण खातर रखां नहिं, कुष्टो जीवछे नांह ॥११॥
कुष्टेरी यहां कल नहीं, नहीं यहां निपजान ।
वहानो लेकर सक्सको, तेरी खातर आन ॥१२॥
अगरवार ओर महेसरी, होय रह्या धनवान ।
कपडो लावे वक्समें, कुष्टो नांही लान ॥१३॥
कुष्टो लावै जिम रुइका, करो कांकडो दूर ।
ग्रहस्थ त्यारी करी रखे, तुम करो भावना पुर ॥१४॥

કોઇ એમ કહે છે, કે કપાસમાં જીવ હોય છે; તેથી તેરાપંથી સાધુઓ કપાસ વાપરતા નથી, અને શણમાં જીવ હોતો નથી, તેથી શણ વાપરે છે; તો એ દલિલ પણ વાસ્તવિક નથી. છતાં એ દલિલ ખરી માનીએ, તો પણ તેરાપંથી સાધુઓને, શણનો ઉપયોગ પણ અનેક પ્રકારે કર્મ બંધાવનારોજ છે, કારણ કે શણ મારવાડ, મેવાડ કે થલી, બિકાનેરમાં

પાકતો નથી; એ શણુ ફક્ત તેરાપંથી સાધુઓ માટેજ બંગ-ભૂમિમાંથી ડબ્બાઓ ભરીને વાહનોમાં લાવવામાં આવે છે. આ રીતે ફક્ત સાધુઓને માટેજ આ આરંભ સમારંભનું કાર્ય કરવું પડે છે. આ શણુના વેપારથી અગરવાલ અને મહેશ્વરી વાણીયાઓ શ્રીમંત થઈ રહ્યા છે. જો તમે આ શણુ વાપરોજ છો, તો પછી તમે એમ શા માટે નથીકરતા કે તેરાપંથી ગૃહસ્થો કાલાં કાઢી નાંખીને, તે રૂના ગાદી તકીયાબનાવે અને તમારી ભાવના ભાવીને; તે તમને વહોરાવી દે!? ૧૧-૧૪.

संघपटकमें वर्जियो, गद्दी नै तकियो ।
पंथी तूं तो भोगतां, काहे सेथ कियो ॥१५॥
गद्दी तकियो भोगवे, ते तो भृष्टाचार ।
श्रीजीनवल्लभसूरि कथ गया, संघपट्टक मांहि विचार ॥ १६ ॥

શ્રી. જીનવલ્લભસૂરિ સંઘપટ્ટકમાં એમ કહી ગયા છે, કે સાધુઓએ ગાદી તકીયો વાપરવો, એ ભ્રષ્ટાચાર છે અને તેથી જૈન સાધુએ ગાદી તકીયાનો ઉપભોગ કરવો નહિ; તે છતાં હે તેરાપંથી સાધુઓ! તમે એ ગાદી તકીયા ઉપર શા માટે શયન કરો છો? ૧૫-૧૬.

देखैं जैसी भाखतां, सांच सराब न होय ।
प्रीतउदय मुनि कहत है, मुझे दोष नहिं कोय ॥१७॥

પ્રીતઉદયમુનિ કહે છે, કે મેં જે જોયું છે; તે ખરેખરૂં અહીં લખ્યું છે; (સત્ય જોવું અને લખવું એ કર્તવ્ય હોવાથી) એમાં મારો કોઇ દોષ નથી. ૧૭.

इति तेरहपंथी नाटके द्वितीय खंडे गद्दी तकीया भोगवे नाम्ने अष्टादश प्रकर्ण समाप्तम् ॥

## अथ तेरहपंथी ग्रहस्थ तथा पंथणियानसे रात्रिकोसेवा करावें ते वर्णनम् ॥

### :સ્ત્રી સેવા ગૃહણ વર્ણન.:

(૧૯)

॥ दोहा ॥

દોહરા.

रवि अस्तसे दसवजे, तीनके चार वजेसे जान ।
पंथी वंदावै ओरतां, दोपण नांहि मान ॥१॥
इन रीतीसे पंथणी, वंदावै श्रावक ।
इनमें दोपण नां गिने, ओर दोपण है प्रत्यक्ष ॥२॥
ओ कल्प कहांसे काढियो, किसे सूत्रके माह ।
सूर्य अस्त हूआ पछे, ओरतां साधू पै जाय ॥३॥
ओ कल्प कहांसे काढियो, किसे सूत्रके मांह ।
सूर्य अस्त हुआ पछै, मरद साध्वी पै जाय ॥४॥

સૂર્ય અસ્ત થયા પછી, દસ વાગ્યા સુધી અને સવારના ત્રણ કે ચાર વાગ્યાથી, તેરાપંથી સાધુઓ, તેરાપંથી સ્ત્રીઓને; અને તેરાપંથી સાધ્વીઓ, શ્રાવકોને; વંદાવે છે; અને તેમાં તેઓ કશો દોષ માનતા નથી. હું પૂછું છું કે સૂર્યાસ્ત પછી સ્ત્રીઓએ સાધુને વાંદવા જવું અને ગૃહસ્થોએ સાધ્વીઓને વાંદવા જવું; એ આચાર હે તેરાપંથી સાધુ સાધ્વીઓ! તમે કયા સૂત્રમાંથી શોધી કાઢયો છે? ૧–૪.

सेवा करती ओरतां, पंथी वैठी पास ।
दस वजे तक रात्रिका, देखी कहता सांच ॥५॥
पूज्य हुकम फरमावियो, सालवासट्टे मांहि ।
पंथणियां थानक विषै, एकल ग्रहस्थ नहि जाय ॥६॥

पूज्यजीके हुकुमकुं, मांथै लियो चढाय ।
इसी हुकमसे लारली, दीनी गोठ गमाय ॥७॥
मिथ्या चाल पंथी तणीं, नहीं जैनखास्त्र मानंत ।
इन कारणसे पंथिया, सूत्र चोरासी छोडंत ॥८॥

તેરાપંથી સ્ત્રીઓ તેરાપંથી સાધુઓની પાસે રાત્રે દસ વાગ્યા સુધી બેસીને તેમની સેવા કરે છે, એ મેં નજરે જોયુ છે. તેરાપંથીઓના શ્રી પૂજ્યે સંવત (૧૮) ૬૨ ના વર્ષમાં એવી આજ્ઞા ફરમાવી છે, કે તેરાપંથી સાધ્વીઓના સ્થાનકે ગૃહસ્થોએ એકલા જવું નહિ; તે છતાં તેનાથી પણ પ્રતિકૂળ વર્તન કરવામાં આવે છે. તેરાપંથીઓની આ રીતભાત જૈન શાસ્ત્રને સંમત નથી. આજ કારણોથી પોતાના સંપ્રદાયના રિવાજોને સાચા ઠરાવવા, તેરાપંથીઓએ ૮૪ સૂત્રોને ખોટા જણાવી તેનો ત્યાગ કરી દીધો છે. ૫-૮.

संघ पट्टकमें वर्जियो, श्रीजीनवल्लभ अणगार ।
साधू केरे थानकें, रात्री न जावै नार ॥९॥
प्रीतउदय मुनिवर कहै, पंथी एम करंत ।
अजानपने नर नारीयां, ढांके कूप पडंत ॥१०॥

શ્રી. જીનવલ્લભ સૂરિએ સંઘપટ્ટકમાં ફરમાવ્યું છે, કે સાધુના સ્થાનકે રાત્રીના સમયે સ્ત્રીઓએ જવું નહિ, છતાં તેરાપંથી સાધુઓ તે પ્રમાણે ચાલતા નથી અને રાત્રીના સમયે સ્ત્રીઓ સાધુઓને સ્થાનકે જાય છે. આમ અજાણપણે આ બિચારા ભોળા સ્ત્રી પુરૂષો ઢાંકયા કુવા રૂપ પાપમાં પડી, પોતાનો જન્મ વ્યર્થ કરે છે. ૯-૧૦.

इति तेरहपंथी नाटके द्वितिय खंडे रात्रीकों पंथीं थानक ग्रहस्थी पंथणीं थानक ग्रहस्थ जाय कर सेवा वंदणां करै ते नाम्ने उंन्नीसमो प्रकर्ण समाप्तम् ॥

## अथ तेरहपंथी ठंडिल भूमी अर्थात दिशा जावै ते वर्णन.

:ઉત્સર્ગ ક્રિયા વર્ણન.:

(२०)

॥ दोहा ॥

:દોહરા:

डांडो हाथ राखे नहीं, ए खुला राखे हाथ ।
पंचमी पूंन्य पधारीयां, लठधारी नोकर साथ ॥१॥
नोकर तो साथै चलै, लठ लिया आगै ।
गायां कुत्ता ऊपरै, पंथी दया जागै ॥२॥
गायां कुता उपरे, साडनै गद्धा ।
लठ मार दुरे करै, करता देख्या सदा ॥३॥

તેરાપંથી પૂજ્ય દિશાએ જાય છે, ત્યારે તેઓ પોતાના હાથમાં દંડ રાખતા નથી; પણ તેમની સાથે લાઠીધારી નોકરો જાય છે. આ નોકર લાઠી લઇને પૂજ્યની આગળ ચાલે છે અને તે ગાય કુતરાં, ગધેડાં આદિ પશુઓ સાથે, લાઠીનો મેળાપ કરાવી, તેરાપંથી દયાને જાગૃત રાખે છે, १–३.

ग्रहस्थ तो साथै चलै, खमां खमां करंत ।
अनदाता प्रथ्वीनाथ ए मुखसे एम कहंत ॥४॥
पंथी एम पुकारतो, करी जोर हल्लो ।
पूज्य पधारें पंचमीं, आवो वेगा चल्लो ॥५॥
खमां खमां कर चालता, ग्रहस्थ तणो समुदाय ।
ठमक ठमक पगला धरै, इम पून्य पंचमी जाय ॥६॥

આ વખતે પણ ગૃહસ્થો ખમા ખમા કરતા તેરાપંથી પૂજ્યની સાથે જાય છે અને "અન્નદાતા: પૃથ્વીનાથ" વગેરે શબ્દોથી, પૂજ્યની સ્તુતિ કરે છે. પૂજ્યની સાથે જતા તેરાપંથી ગૃહસ્થો, જોરથી એવી બુમો મારે છે, કે "પૂજ્ય શ્રી પંચમી (દીશાએ જવું) પધારે છે, જલદી આગળ ચાલો!" આમ તેરાપંથી પૂજ્યની સાથે ગૃહસ્થનો સામુદાય પણ ખમા ખમા પુકારતો ચાલે છે અને તેરાપંથી પૂજ્ય, ઠમક ઠમક પગલાં ભરતા આગળ ધપે છે. આ રીતે તેરાપંથી પૂજ્ય દીશાએ જાય છે. ૪–૬.

मारग चलत वांतां करै, मोड मोड थम जाय ।
अचरज एक सुनियों यहां, पंथी पंचमीं जाय ॥७॥

આવે વખતે પંચમી જતા પણ તેરાપંથી પૂજ્ય પોતાના ભકતોની સાથે વાતો કરતા જાય છે. અને ચાલતા ચાલતા થોભી જઈ, ઉભા રહીને પણ વાતો કરે છે. વળી તેરાપંથી સાધુઓ સંબંધી મેં અહીં એક આશ્ચર્યજનક વાત સાંભળી છે, તે હું આ સ્થળે રજુ કરૂં છું. ૭.

पंथणियां आगें करी, थानक हो कर जाय ।
जब साफ दस्त पंथी लगै, ओ लुकमानीं चूर्ण बनाय॥८॥
पंथी थानक आगें करी, पंथणीं पंचमी जाय ।
रेचक चूर्ण ए है सही, तुरत दस्त हुय जाय ॥९॥
थानक आगें कर नहीं जावतां, तो पेट बंध पडि जाय ।
साफ दस्त लागै नहीं, जद आगें कर जाय ॥१०॥
पंथी केरें चूर्णको, अचरज है मन मांह ।
इनमें झूठ मानो मती, प्रत्यक्ष दैऊं दिखाय ॥११॥

તેરાપંથી સાધુઓ જ્યારે આ રીતે પંચમી જાય છે, ત્યારે તેરાપંથી સાધ્વીઓ, આગળથીજ તેમના સ્થાનકેથી નીકળી, ઇષ્ટ સ્થળે પહોંચી જાય છે અને તેરાપંથી સાધુઓ મળોત્સર્ગ કરે છે, ત્યારે તે મલિનપદાર્થ લઇ, તેરાપંથી સાધ્વીઓ તેનું **લુકમાની ચૂર્ણ** બનાવે છે! એજ પ્રમાણે તેરાપંથી સાધ્વીઓ મળોત્સર્ગ કરે છે, ત્યારે તેનું તેરાપંથી સાધુઓ, એજ રીતે **રેચક ચૂર્ણ** બનાવે છે. તેરાપંથી સાધુઓની આ ચૂર્ણની વાતો મને ખરેખર આશ્ચર્ય ઉપજાવે છે, પણ એ વાતોમાં એક અક્ષર પણ જુઠો નથી, એ વસ્તુ હું પ્રત્યક્ષ બતાવી આપવાને પણ તૈયાર છું. ૮-૧૧.

लज्या हीन हें पंथणी, मारगमें ठले जाय ।
ग्रहस्थ देख लज्या करै, पंथणीकों लज्या नाय ॥१२॥

વળી તેરાપંથી સાધ્વીઓ જાહેર માર્ગો ઉપર પણ લજ્જાહીન થઇને મળોત્સર્ગ ક્રિયા કરે છે, એ જોઇને તો બિચારા ગૃહસ્થો પણ શરમાઇને ત્યાંથી ચાલ્યા જાય છે, છતાં પેલી સાધ્વીઓને શરમ આવતી નથી! ૧૨.

पंचमी अथवा गोचरी, जिण साधु रहंत ।
तिण दिशतो जावै नहीं, साध्वीयां बुधवंत ॥१३॥
एही रीत मुनिराजकी, साध्वी दिश छोडंत ।
पंथी दिश छोडै नहीं, आगें कर मिक्संत ॥१४॥

જે સાધ્વીઓ શીલવતી અને બુદ્ધિશાલિની છે, તે તો સાધુ પંચમીએ જતા હોય અથવા ગોચરી વાપરતા હોય, ત્યારે તે તરફ જતી પણ નથી. એજ રીતે સુસાધુઓ પણ વર્તે છે. પણ આ આચાર તેરાપંથી સાધુસાધ્વીઓ

પાળતા નથી. તેઓ તો મળોત્સર્ગ માટે જનારા સાધુસાધ્વીઓની આગળ એજ દિશાએ અવશ્ય જાય છે. ૧૩–૧૪

जीर्ण वस्त्र लै हाथमें, पंथी पंचमी जाय ।
गुदाछोंपकर नांखतो, खडियो नाम धराय ॥१५॥
खडियो कहांसे लावियो, सूत्रमें देइ बताय ।
वस्त्रसे तीनों छप, वर्ज्यो निसीथके माह ॥१६॥

તેરાપંથી સાધુઓ, પંચમીએ જાય છે, (મળોત્સર્ગ માટે જાય છે.) ત્યાં સાથે જુનું કપડું લઇ જાય છે. મળોત્સર્ગ પછી, પાણી વડે ધોઈને ઉત્સર્ગ અવયવ સાફ ન કરતાં, પેલા જુના કપડાથી એ અવયવ લુંછી નાંખે છે અને પછી તેવાજ ગંદી દેહે સ્થાનકે પાછા ફરે છે. આમ પાણી ન વાપરતા વસ્ત્ર વડે ઉત્સર્ગ અવયવ લુંછી નાંખવાની ક્રિયાને, તેઓ "મેં ખડિયો કર્યો," એમ કહે છે! હું તેમને પૂછું છું કે નિશિથસૂત્રમાં તો વસ્ત્રથી મળ લુછી નાંખવાની મના કરી છે, તો પછી તમે આ ખડિયાની ક્રિયા કયા સૂત્રમાંથી શોધી કાઢી છે? ૧૫–૧૬.

काक कुदाळी ढीकरा, उलू जिम करै केल ।
घोचो हाथ लेई करी, तूं फिर फिर कुचरै मेल ॥१७॥
मिष्टा केरो कुचरनो, पंथी तेरो काम ।
श्रावण मांहिं निपजै, गुड वाणीयो जिसको नाम ॥१८॥
पंखी ओर गुड वांणियेकीं, पंथी नै उपमां दीध ।
ईन तीनोका कृत्य एकसो, कियो देख कर सिद्ध ॥१९॥
विकल्प व्यवहार पंथी तणो, वृहत कल्पकेमांह ।
प्रीत उदय मुनि कहत है, पंथियां मांहिं पाप ॥२०॥

કાગડા, કુહાળી ઢીકરા, ઉલુ વગેરે પક્ષી જેમ મનુષ્ય મળ ચુંથે છે, તેમ તમે પણ (પાણી વડે ઉત્સર્ગ અવયવો સાફ ન કરતા) ત્યાં હાથ નાંખી પુનઃ પુનઃ મલિન પદાર્થને ચુંથો છો! આમ મલીનમળ ચુંથવો, એજ ખરેખર તેરાપંથી સાધુઓ, તમારૂં કામ જણાય છે! તમારા આ વર્તનથી શ્રાવણ માસમાં ગુડ અને વાણીયો નામના જંતુઓ નિપજે છે, તેવાજ તમે પણ ઠરો છો! તેરાપંથી સાધુઓ, પક્ષીઓ અને ગુડ વાણિયો જેવા જંતુઓ, એ ત્રણેના કામો ખરેખર એક સરખાં છે, એમ મેં ઉપર સાબીત કરી આપ્યું છે. બ્રહત કલ્પ પ્રમાણે તેરાપંથી સાધુઓના આ વ્યવહાર, કપોલ કલ્પિત છે. મુનિ પ્રીત ઉદય કહે છે, કે તેરાપંથી સાધુઓ આ રીતે પ્રત્યક્ષ પાપાચરણ કરે છે, એ નિઃસંશય છે. ૧૭–૨૦.

इति तेरहपंथी नाटके द्वितिय खंडे पंथी दिशा जावण विधी नाम्ने वीसमो प्रकर्ण समाप्तम् ॥

---

## अथ तेरहपंथीकी रात्री दिशा जानेकी विधि वर्णनम.

### :રાત્રી દિશા ગમન વિધિ:

### (२१)

॥ दोहा ॥

દોહરા.

सूर्य अंश बांकी रह्या. आयो संध्याकाल ।
देखण चाल्या भूमिका, पंथी वह इकतार ॥१॥
नीचा झुक झुक देखता, लंवी नजर निहाल ।
अजाण लाकतो जानवे, के देखै धन माल ॥२॥

જ્યારે સૂર્ય થોડો ઘણો બાકી રહે છે અને સંધ્યાકાળનો સમય આવે છે, ત્યારે તેરાપંથી સાધુઓ સ્થાનકથી બહાર નીકળીને, રાત્રે મળોત્સર્ગ માટે જઇને બેસવાની જગા શોધવા નીકળી પડે છે; અને લાંબી લાંબી ડોકી કરી, વાંકા થઇ થઇને, યોગ્ય જગાઓ તપાસે છે. કોઈ અજાણ્યો માણસ આ રીતભાત જુએ, તો તેને તો એમજ લાગે, કે અહીં કોઇ ચીજ ખોવાઇ ગઈ હશે, અને તે ચીજ આ સાધુ શોધતા હશે ! ૧-૨.

वासी पाणी राखानो, तैंने पंथी वर्जै कोना ।
रात्री दस्त लागैतदा, तू क्यासै धो वै पुन ॥३॥
कहै मूत्रसै धोयकर, देवै अशुचि टाल ।
निसीथ सूत्र मान्यां नहीं, म्है चलां गुरांकी चाल ॥४॥

તેરાપંથી સાધુઓ પોતાની પાસે રાત્રે પાણી રાખતા નથી અને તેઓ રાત્રે દિશાએ તો જાય છે, તો પછી તેરાપંથી સાધુઓ રાત્રે દિશાએ જઇને, એ ઉત્સર્ગ અવયવ શાથી શુદ્ધ કરતા હશે ? કોઇ કોઇ એમ કહે છે; કે મળત્યાગ કરી રહ્યા પછી, પાણી ન વાપરતા સાધુઓ પોતાના મૂત્ર-થીજ, એ ગંદો અવયવ ધોઈ નાંખીને, સાફ કરે છે. આ ખરૂં હોય, તો પણ તે જૈન માર્ગને અનુકૂળ નથી અને નિશીથ સૂત્રની આજ્ઞાઓનો તેથી ચોકખો ભંગ થાય છે. ૩-૪.

मूत्र शुचि तैं मानियों, भर्मविध्वंशण मांह ।
पृष्ट एकसो वासटे, तैं कूढो लेख लिखाय ॥५॥
मूत्र शुचि किस सूत्रमें, तू देयनें सूत्र दिखाय ।
मन कल्पित तैं लें धरी, भर्म विध्वंशण मांहं ॥६॥
मल मूत्र दोय धावणां, निसीथ सूत्रके मांहि ।
चोथे उदेशो देख ले, मैं तेंनें दियो बताय ॥७॥

मूत्र शुचिओ कहां रह्यो, जद जलसे ती धोय ।
थै कहो निसीथमें मानतां, तो गुरुकी चाल क्यों जोय ॥८॥

તેરાપંથીઓના ભ્રમવિધ્વંશણુ ગ્રંથમાં ૧૬૨ માં પૃષ્ટમાં મૂત્રને પવિત્ર વસ્તુ માનવામાં આવી છે, પણ મૂત્રને પવિત્ર માનવું, એજ જૈન ધર્મ પ્રમાણે પાપ છે, કારણ કે કોઈપણ જૈનસૂત્ર મૂત્રને પવિત્ર ન માનતા, તેને અપવિત્રજ માને છે; અર્થાત ભ્રમવિધ્વંશણુની આ માન્યતા પાપ મૂલક છે. નિશિથસૂત્રમાં ચોથા ઉદ્દેશમાં મળ અને મૂત્ર બંનેને અશુદ્ધ કહ્યા છે અને એ બંને અવયવોને, એ ક્રિયા પછી, ધોઇ નાખવા, એમ કહ્યું છે. જો નિશીથસૂત્ર, મૂત્ર અને મૂત્રોત્સર્ગ અવયવ બંનેને ધોઈ નાખી શુદ્ધ કરો, એમ ફરમાવે છે; તો પછી મૂત્રને પવિત્ર ચીજ માનવી, એ તેરાપંથી સાધુઓની માન્યતા ક્યાં રહી? હે તેરાપંથી સાધુ સાધ્વીઓ! તમે નિશીથસૂત્રો માનો છો, તો પછી તે સૂત્રથી પણ ઉલટી એવી તમારા ગુરૂની આ રીતભાતને તમે શા માટે અનુસરો છો? ૫-૮.

रज लकडीनें थे पडी, वस्त्रनें पाखाण ।
इनसें गुदा जो पोछतां, दंड चोमासी जान ॥९॥
वासी पानी राखनौं, कहता प्रवचन सार ।
दस्त तनें कारण विषै, अंदर चूनो डार ॥१०॥
प्रवचन सार छाडी करी, तू चलै गुरांकी चाल ।
पंथी मत बाधा लगै, तें सुत्र दीना डार ॥११॥

નિશીથ સૂત્રમાં જણાવ્યું છે કે જે સાધુ સાધ્વીઓ, મળોત્સર્ગ પછી પાણી ન લેતા, રજ, ઘાંસ, લાકડાના કટકા, કોઇ પ્રકારનો લોચો, વસ્ત્ર અને પત્થર એના વડે મળોત્સર્ગ અવયવ સાફ કરે છે, તેને ચોમાસી દંડ પ્રાયશ્ચિત લાગે છે.

પ્રવચનસાર મળોત્સર્ગ કર્યા પછી મળ દ્વાર ધોવા માટે, વાસી પાણી રાખવાનું અને તેમાં ચુનો નાંખી મૂકવાનું ફરમાવે છે. આમ પ્રવચન સારની આજ્ઞાને તજી દઇને, તેરાપંથી સાધુઓ તેમના ગુરૂઓની આજ્ઞાથી અયોગ્ય રીતે વર્તે છે, અને જે સૂત્રો તેમના વર્તનને જૈન મત વિરોધી ઠરાવે છે, તે સૂત્રશાસ્ત્રો માનવાનોજ તેઓ ઇન્કાર કરે છે. ૯—૧૧.

**म्लेछपनों तें आदरो, सवेगीको पंथ ।**
**जैन धर्म निंदावतो, तनें कैसें मानें संत ॥१२॥**

આમ મલિનતાને આચરીને હે તેરાપંથી સાધુસાધ્વીઓ તમે મ્લેચ્છ અને યવનપણું લઇ બેઠા છો. તમે આર્ય કે હિંદુ રહયા નથી. તમારા વર્તનથી તો જૈન ધર્મની લોકોમાં નિંદા, હાસ્ય, મશ્કરી અને તિરસ્કાર જ થાય છે. તો પછી તમને કેવી રીતે સાધુ માનવા ઘટે ? ખરેખર ! સાચા જૈન ધર્મ, તો સંવેગી સાધુઓમાંજ રહયો છે, એવી હવે મારી ખાતરી થાય છે. ૧૨.

**गंडक गुदा धोवै नहीं, पंथी जिम रहै लिबाड ।**
**तेने लेखै जास्सी, ओतो गंडक स्वर्ग दुआर ॥१३॥**

મળોત્સર્ગ પછી ગધેડા આદી પશુઓ; મળોત્સર્ગ અવયવ ધોતા નથી અને તેઓ તેરાપંથી સાધુ સાધ્વીઓ જેવાજ ગંદા રહે છે. જો આ રીતે ગંદા રહેવાથીજ તેરાપંથીઓને સ્વર્ગ મળતું હોય, તો તેરાપંથીઓના સ્વર્ગમાં આ ગધેડાઓ તો ઘણીજ સહેલાઇથી જઈ શકે ! ૧૩.

**इती तेरहपंथी नाटके द्वितिय खंडे रात्रिदिशा जावन विधि नाम्ने एकविंशत प्रकर्ण समाप्तम् ।**

# अथ तेरहपंथी मुत्रका परछणां जिन विधिसे करै ते विधि वर्णन.

## : મુત્ર ત્યાગ વર્ણન. :

(१२)

॥ दोहा ॥

દોહરા.

पंथी थानकके निकट कूचा गली वजार ।
मूत मूत कर छिडकवैं, जानें कि योतगार ॥१॥
कूचा गली वजारमें, दुर्गंध देत सिडाय ।
पात्र मूत्र लेई करी, भिस्ती जिम छिड काय ॥२॥
मारग चलतां मानवी, उपर पाय धरंत ।
मन दुर्गंछा उपजैं, झटके नांक मुडंत ॥३॥
मलमूत्र मुनि परछवै, जहां कोई देखैनाह ।
उत्तराध्यनमें देख लै, एकांत जागा जाय ॥४॥

તેરાપંથી સાધુઓ જે સ્થળે ઉતરે છે, ત્યાંજ આસપાસની શેરીઓમાં મૂત્ર એકઠું કરીને, તેઓ નાંખી દે છે. આથી બધે દુર્ગંધી વ્યાપે છે અને રસ્તે જતા લોકો, દુર્ગંધીથી દુખી થાય છે. ઉત્તરાધ્યયન સૂત્રમાં આજ્ઞા છે કે એકાંત સ્થળે, જ્યાં કોઈની અવરજવર ન હોય ત્યાં, જૈનમુનિએ મળમૂત્રનો ત્યાગ કરવો, એ આજ્ઞાનો પણ ઉપલા વર્તનથી, તેરાપંથીઓ અનાદર કરી, પાપભાગી થાય છે. ૧--૪.

इति तेरहपंथी नाटके द्वितिय खंडे पंथी मूत्र छिडकवै नाम्ने द्वाविंशत प्रकर्ण समाप्तम् ॥

---

# अथ तेरहपंथी नाटके वृद्ध हो वा रोगी हो जिसको जिस तरह उठाय चलते है ओर नाम सुखपाल रखा हे सो वर्णन.

## :સુખ પાલ વર્ણન.:

## (२३)

॥ दोहा ॥

:દોહરા:

वांस दोय आडा करी, कांमल वांध वीचाल ।
भीतर पंथी वैठारियो, नाम दियो सुखपाल ॥१॥
पंथी चार उठावतां, न करै दूजो विचार ।
जैसे ढोर मुरदारकों, घीसें जाय चमार ॥२॥

તેરાપંથી સાધુઓમાં કોઈ વૃદ્ધ યા રોગી સાધુ હોય, તો બીજા તેરાપંથી સાધુઓ, બે વાંસ આડા બાંધી, તેની વચ્ચે કામળો બાંધી, અંદર વૃદ્ધ યા રોગી તેરાપંથી સાધુને બેસાડે છે અને બીજા ચાર તેરાપંથી સાધુઓ, જેમ મૃત પશુને ચમાર ઘસડી લઇ જાય છે તેમ, એ ઝોળીને ઉઠાવીને, ઉંચકી જાય છે. ૧-૨.

दिल्ली आगरा देखिया, देख्या वंगाला देश ।
काहर उठावें पालकी, भींतर मुसाफिर बेस ॥३॥
ओ इजी भगयंत्र सही, मानो विश्वावीस ।
पंथी कहार वनी करी, देता है तेतीस ॥४॥
जैन चाल छोडी करी, तू चालै मनकी चाल ।
तैनै जैनी किम कहां, कहते मुरख वाल ॥५॥

દિલ્હી, આગરા, બંગાળા આદી બધા દેશોમાં ભોઇ અથવા કાહાર લોકો પાલખી ઉંચકે છે, ત્યારે અહીં તેરાપંથી સાધુઓ પોતેજ ભોઈ બની જાય છે, આ રીતરિવાજ પણ જૈનશાસનથી વિપરીત છે, છતાં તેને તેરાપંથી સાધુઓ અનુસરે છે. ૩–૪–૫.

जैनी साधु इम करे, ते में देऊं वताय ।
गुरुनें कांधै चाढिंया, जद शिष्यजी केवल पाप ॥६॥
श्री जिनदत्तसूरीजी कह्यो उपदेशमालाके माह ।
सम्वत सठ पैसालमें, चैत्रमासके माह ॥७॥
सुदि पुनम वर्णन कियो, द्धितियो खंड वनाय ।
पंथी नाटक वर्णियो, प्रीत उदय मुनिराज ॥८॥

શ્રી જિનદત્તસૂરિજીએ, ઉપદેશમાલા નામક ગ્રંથમાં કહ્યું છે, કે શિષ્ય ગુરૂના સ્કંધે ચઢીને પ્રવાસ કરે, એ કેવળ પાપ છે, છતાં તેનું આચરણ કરી તેરાપંથી સાધુઓ પાપભાગી થાય છે. સંવત ૧૯૬૫ ના ચૈત્ર માસની સુદ પૂર્ણિમાને દિવસે મુનિરાજ પ્રીત ઉદયે, તેરાપંથી નાટકનો બીજો ખંડ, અહીં સમાપ્ત કર્યો છે. ૬–૮.

इती तेरहपंथी नाटके द्धितीय खंडे पंथी सुखपालमें बेठकर विहार करे ते नाम्ने त्रयोविंशत प्रकर्ण समाप्तम् ॥

**इती तेरहपंथी नाटके सशोष भोग्य नाम्ने द्धितीय खंड समाप्तम् ॥**



# ખંડ : ત્રીજો.

---

## પ્રકરણ : ૧ : લું.

---

# હિંસા, અહિંસા, દયા.

**अथ तेरहपंथी नाटके पापकी दया प्ररुपण तत्र खंडन नाम्ने त्रतीय खांड प्रारभ्यते.**

**अथ अहिंसाका लक्षण हिंसाका लक्षण दया किस तरह होती हे ते वर्णन नाम्ने प्रथम प्रकर्ण प्रारभ्यते.**

(१)

આ પ્રકરણમાં હિંસા અહિંસાનું વર્ણન છે, જૈન અહિંસા એ લૌકિક ઉન્નતિની વિરૂદ્ધ નથી. અહિંસા એટલે હિંસાથી રક્ષણ કરવું, એ છે. અહિંસાનું લક્ષણ આપતાં શ્રી ઉમાસ્વાતિજી તત્વાર્થ સૂત્રમાં જણાવે છે કે "प्रमत्तयोगात्प्राण-व्यपरोपणं हिंसा। અર્થાત્ પ્રમત્તયોગ-(મિથ્યાત્વ-અવિરતિ-કષાયાદિ) ક્રોધ, માન, માયા અને લોભથી પ્રેરાઇને અન્યના આત્માનો ઘાત કરવો એ હિંસા છે. આ કષાયોથી આત્માનો સ્વભાવ જે જ્ઞાન છે, તે નષ્ટ થાય છે. ફક્ત વધ કરવો એનું નામ હિંસા નથી. મનુષ્યનું મન પવિત્ર હોય અને ઉપરોક્ત વિકારોથી રહિત હોઈ, તેનાથી હિંસા થઇ જાય, તો એ હિંસા, હિંસામાં ગણાતી નથી. શ્રી અભયકુમારે ધારિણી રાણીની રક્ષા અર્થે, દેવ પ્રયોગથી, મેઘ વરસાવીને નાળા કુવા

વાવ, સરોવરો, નદી વગેરે ભરી નાંખ્યા હતા, આથી અનેક જલજીવોની હિંસા થઈ હતી; પણ આ કાર્યમાં શ્રી જ્ઞાત્રાસૂત્રે દયા ફરમાવી છે અને તે કાર્યમાં હિંસા જણાવી નથી. દયા ભાવથી પરોપકાર કરતા કોઈનો વધ થઈ જાય, તો એ વધ હિંસા ગણાતી નથી. ઉત્તરાધ્યયન સૂત્રમાં લખ્યું છે કે હરિ-કેશી રૂષીને છાત્રક લોકો મારતા હતા, તે વખતે તંદુક વૃક્ષમાં રહેતા એક યક્ષે (ભૂતે), રૂષીને બચાવવા છાત્રકોને મારીને હાંકી કાઢયા હતા. આ કાર્યને મહાવીર ભગવાને દયાનું કાર્ય કહ્યું છે અને તેમાં પાપ અને હિંસા બતાવી નથી હિંસા, અહિંસા અને દયાના આજ વિચારોને બધા સૂત્રો ટેકો આપે છે. જૈન શાસ્ત્રકારોએ તો સ્પષ્ટ રીતે કહ્યું છે, કે કોઈ શત્રુ દેશ ઉપર ચઢી આવે, અને તે દેશનો રાજા; પ્રજાના રક્ષણાર્થે શત્રુની સામે યુદ્ધ કરે, તો એ કાર્ય દયા છે. અલ-બત્ત, એ યુદ્ધમાં સ્વાર્થ–મમત્વભાવ ન હોવો જોઇએ. જૈન ધર્મની અહિંસા, એવું કદી કહેતી નથી, કે દુશ્મન ચઢી આવે, તે વખતે પણ રાજાએ પ્રજાના રક્ષણાર્થે યુદ્ધ ન કરવું. જૈન શાસ્ત્રમાં હિંસાના બે મુખ્ય ભેદો કહ્યા છે. સંકલ્પિત હિંસા અને આરંભી હિંસા. અર્થાત કષાયોને વશ થઇને, પોતાના સ્વાર્થને માટે બીજા જીવોને હાની પહોંચાડવી, એ સંકલ્પિત હિંસા છે અને કષાયોને વસ ન થતાં, પરોપકાર અને દયાને અર્થે, જે હિંસા થાય છે, તે આરંભી હિંસા છે. આરંભી હિંસાના કાર્ય, હિંસા કે પાપ નથી; પણ દયા અને પૂણ્ય છે, એ જૈન સિદ્ધાંત છે.

इति तेरहपंथी नाटके अहिंसा तथा दया जैन शास्त्रनकूल वर्णन नाम्ने प्रथम प्रकर्ण समाप्तम् ॥

# अथ तेरहपंथी नाटके तेरहपंथी मतोत्पादक भीखणजी दया मध्ये पाप प्ररुपण तत्र सूत्रानुसार खंडन नाम्ने द्वितीय प्रकर्ण प्रारंभ.

## :દયાથી પાપ થાય છે, એ તેરાપંથી સિધ્ધાંત ખંડન.:

(૨)

॥ दोहा ॥

:દોહરા:

प्रकट अक्षर मोय दीजीये, सरस्वति माता आय ।
जैन धर्म निंदावतां, दयामें पाप बताय ॥१॥
भूल्यो अक्षर आपजो, सदगुरु मेरा आय ।
निंदक पंथ वर्गन करु, त्रितीय खंडके मांहिं ॥२॥

હે સરસ્વતી માતા તમે આવો અને મને જ્ઞાન પ્રદાન કરો કે જેથી હું દયામાં પાપ છે; એવું કહીને જૈનધર્મની નિંદા કરાવનારા તેરાપંથી વિચારોનું આ ત્રીજા ખંડમાં ખંડન કરી શકું. હે મારા સદગુરૂ! આ કાર્યમાં કોઈ ઉણપ ન રહે, તે માટે તમે પણ મને સહાયભૂત થજો. ૧-૨.

भगवंतने चूका कहै, दोषण दस लगाय ।
भेख पहर कर बैठ गयो, जैनी नाम धराय ॥३॥
अरिहंत देव तूं छोडियो, छोडयो कथन अरिहंत ।
दया धर्म तें छोडियो, यो ही तेरहपंथ ॥४॥

તેરાપંથીઓએ અરિહંત દેવ છોડી દીધા છે, અરિહંતના કથનને તજી દીધું છે અને દયા ધર્મનો ત્યાગ કરી દીધો છે. ભગવાન ભૂલ્યા છે, એમ કહી તેઓ તેમના દસ

દોષો કાઢે છે. આ પ્રકારનો તેરાપંથ છે આમ તેરાપંથી ધર્મ, જૈનત્વથી સર્વથા ઉલટો હોવા છતાં, તેરાપંથી સાધુઓ, જૈન સાધુનો વેશ પહેરીને, જૈન બનીને બેસી ગયા છે. ૩-૪.

मेरुं देव तें थारियो, गुरुं निगुरो थारंत।
निर्दयपणो धारण कियो, यो ही तेरहपंथ ॥५॥
देव गुरु ओर धर्मको, पंथी नहीं लवलेश।
भोळा जीव ठगता फिरै, मन कल्पित लै भेष ॥६॥

તેરાપંથીઓએ ભૈરવને (भेरुदेव) દેવ તરીકે માની લીધો છે, ગુરૂનો ત્યાગ કરી દીધો છે અને નિર્દયપણું ધારણ કર્યું છે. તેરાપંથીઓ, દેવગુરૂ અને ધર્મને લેશ માત્ર પણ માનતા નથી અને મનકલ્પિત સાધુવેશ પહેરીને તેઓ ભોળા જીવોને ઠગતા ફરે છે. (જૈનધર્મથી વિપરિત ઉપદેશ આપે છે.) ૫-૬.

श्रोताजन तुम सांभलो, जैनकी दया दिखाय।
जैन शास्त्रकी साखसैं, भिन्न भिन्न देउ बताय ॥७॥
दया धर्मकी श्रेष्टता, दसमे अंगके मांहिं
पाप दया कैसें कहै, किसे सूत्रके न्याय ॥८॥

હે શ્રોતાઓ! જૈન દયા શું છે, તે તમને જૈનશાસ્ત્રોની મદદથીજ બતાવું છું, દસમાં અંગમાં દયા ધર્મની શ્રેષ્ટતા વર્ણવી છે, જ્યારે તેરાપંથીઓ દયામાં પાપ બતાવે છે; જે સર્વથા અન્યાય છે. ૭ ૮.

मनसे धडो लगायकर, मुर्ख दिया वहकाय।
दर्शणमें पाप मानें नही, हणीनें छकाय ॥९॥
आवे लें घोडा चढी, लोक हर्णी छकाय।
पूज्य दर्शनके कारणे, लोक दोडता जाय ॥१०॥

इनमें धर्म तु मानतो, ओर दयामें पाप बताय ।
दर्शन दया बरोबरी, बुधवंत न्याय मिलाय ॥११॥

તેરાપંથી સાધુઓએ, મનનીજ વાતો ફેંકીને, મૂર્ખાઓને ચગાવ્યા છે. અને દયામાં પાપ છે, એવું ખોટું અડાવી દીધું છે. તેઓ દયામાં પાપ માને છે, પણ છકાયજીવોને હણીને, તેરાપંથી શ્રાવકો, તેરાપંથી સાધુઓના દર્શન કરવા જાય છે, એમાં તેઓ પાપ માનતા નથી. ૯–૧૧.

दयामें हिंसा देख कर, तू दयामे माने पाप ।
दर्शनमें पाप मानें, नहीं ते करी हिंसाकी थाप ॥१२॥

दयामें खाता एक है, दर्शनमें खाता दोय ।
थारे कथनसे पंथिडा, तें दीनी सर्धा खोय ॥१३॥

गुरुको खातो एक हो, चेला कर दिया दोय ।
माल मिठाई खाइनें, गुरुकी श्रद्धा खोय ॥१४॥

ભીખમજીએ દયામાં હિંસા થતી જોઇને, દયામાં પાપ છે, એમ માન્યું છે. પણ સાધુ દર્શને જતાં, જે પાપ થાય છે, તેને હિંસા માની નથી. એ તેરાપંથી અહિંસાની પણ મશ્કરીજ છે. તેરાપંથીઓ, તેરાપંથી સાધુઓના દર્શને જતાં જે પુણ્ય અને હિંસા (તેમના સિદ્ધાંતથી) થાય છે, તેમાં બે ખાતાઓ બતાવે છે. પણ એ માન્યતા ભીખમજીથી ઉલટી હોવાથી, તેરાપંથીઓએ ભીખમજીમાંની શ્રદ્ધા પણ ખોઇ દીધી છે, એમજ લાગે છે! તેરાપંથના વડા ગુરૂ ભીખમજીએ તો, સાધુદર્શનમાં થતી ક્રિયામાં, પૂણ્ય અને હિંસાના બે ખાતા બતાવ્યા નથી; પણ સાધુદર્શન કરાવવાથી સાધુઓ ઉપરની ભક્તિ કાયમ રહે છે અને એ ભકિતથી અનુયાયીઓના હાથે માલમિઠાઈ ખાવાની મળે છે, એ મિઠાઈ-

થીજ તેરાપંથી સાધુઓની, ભીખમજીમાંની શ્રદ્ધાનો નાશ થયો હોઇ, તેમની પાસે એ ખાતા હોવાની વાતો ઉપદેશાવી હશે! ૧૨-૧૪.

असंयतीको जीवणों, थै कहो वंछां नांहिं ।
मुख वायू मुख ढांककर, क्यों तू रह्या बचाय ॥१५॥
जद कहै पाट टालवा माहरो, मुखपत्ती वंधाय ।
वायूसे मतलब नहीं, जीवो चाहै मर जाय ॥१६॥
इम कपट करीनें बोलता, ते में दउ ओलखाय ।
जीतमलजी कह गया, हितशिक्षावली मांहिं ॥१७॥
रक्षा करनी कह दई, थारे जीतमलजी पूज्य ।
पाप टालवा ना कह्यो, तुम जिम कथन अबुझ ॥१८॥

તેરાપંથી સાધુઓ (જીવ બચાવવા એમાં પાપ છે, એવી પ્રરૂપણા કરતા;) કહે છે, કે અસંયતિ જીવોનું જીવવું, સાધુઓ ઇચ્છી શકે નહિ. પણ તેઓ વાયુકાય જીવોની હિંસા ન થાય તે માટે, મુહપત્તિ બાંધે છે; એ ઉપરથીજ સાબીત થાય છે, કે દયામાં પાપ છે, એ તેમનો સિદ્ધાંત ખોટો છે. જો તેરાપંથી સાધુઓ એમ કહે, કે અમે તો પાપ ટાળવાજ મુહપત્તિ બાંધીએ છીએ, વાયુકાય જીવો જીવે મરે તેની સાથે અમારે લેવા દેવા નથી. તો પણ તેરાપંથી સાધુઓનું આ કથન, તેમના જીતમલજીના કહેવાથીજ ખોટું સાબીત થાય છે. તેરાપંથી સાધુઓના પૂજ્ય જીતમલે હિતશિક્ષાવલીમાં મુહપત્તિ બાંધવાનું કારણ જણાવ્યું છે. તેમાં તેમના પાપ ટાળવા મુહપત્તિ બાંધીએ છીએ, એમ જણાવ્યું નથી; પણ જીવોના સંરક્ષણાર્થેજ મુહપત્તિ બાંધવી, એમજ કહ્યું છે. ૧૫-૧૮.

जीवांकी यतनां भणी, कूप कीच्च पर जाय ।
जीवांकी यत्नां करै, तुरत देत पर ठाय ॥१९॥

कुप कीचपर क्यो गयो, थारे कांई कीचडसुं काम ।
जीवन्त वंछे नहीं, असंयतीके नाम ॥२०॥
जूआं काढे सरीरकी, तू छांयां देत परठाय ।
अथवा चुन मेली करे, ग्रहस्थके देत लगाय ॥२१॥
क्यो तुं छाया पटकतो, क्यो गृहस्थको देत लगाय ।
तथा पीछी चिपावै सरीरकें, ओ जीवो वंछोकै नांह ॥२२॥
मांखी उडती पड गई, तेरे पानी पात्रके मांह ।
तुरत काढ वाहर करै, ओ जीवो वंछो कै नांह ॥२३॥

તેરાપંથી સાધુઓ જલજીવોની રક્ષા અર્થે એવા જીવને કુવા ઉપર જઈને અથવા કાદવવાળી જગાએ જઈને, તે જીવોને કુવામાં કે કાદવમાં નાંખી દે છે. વળી તેરાપંથી સાધુઓ માથામાંની જુ કાઢીને તેને છાંયામાં નાંખી દે છે અથવા તે ચુનામાં નાંખીને તે ગૃહસ્થોને આપી દે છે; અથવા ગૃહસ્થ સ્ત્રી–પુરૂષો ન જાણે એમ તેમના શરીર ઉપર એ જુવો મુકી દે છે. એ ઉપરથી સ્પષ્ટ થાય છે, કે તેરાપંથી સાધુઓની પણ અસંયતી જીવોને બચાવવાનીજ આ એક પ્રવૃત્તિ છે. તેરાપંથી સાધુઓના પાણીના પાત્રમાં માખી ઉડતી પડી જાય છે, તો તે માખીને બહાર કાઢીને સાધુ તરત સુકી જગામાં મૂકી દે છે, આ પણ એક અસંયતિ જીવની રક્ષાજ છે. ૧૯–૨૩.

मोठ वाजरी आदि दै पडियो थानक मांह ।
हाथां से ती ऊठाय कर, धरै अलग ले जाय ॥२४॥
जीतमलजी छोड दी, अपनें गुरुकी चाल ।
दाणो थानक देखकर, अब उपर पात्रो डाल ॥२५॥
असंयतीका जीवनो, थें कहो वछा नांह ।
ये जीवो क्यो वंछियो, के ये असंयती कै नांह ॥२६॥

મઠ, બાજરી, આદી અન્નના દાણા તેરાપંથી સાધુઓના સ્થાનકમાં પડેલા હોય છે, તો તે પગ નીચે છુંદી નાંખવામાં આવતા નથી, પરંતુ તેને ઉંચકી લઈને અન્યત્ર મૂકી દેવામાં આવે છે. તેરાપંથી સાધુઓની આ રીતભાત જીતમલજીએ બદલી નાંખી હતી, અને ત્યારથી સ્થાનકમાં દાણો પડેલો હોય તો હવે તેના ઉપર પાત્ર યા વાસણ ઉંધુ મારી દેવામાં આવે છે. આ જુ માખી આદિ અસંયતિ છે; છતાં તેવા જીવની ભૂલથી પણ તેરાપંથીઓથી રક્ષા થઈજ જાય છે. આથી સ્પષ્ટ થાય છે કે માનવ હૃદયની સ્વાભાવિક પ્રવૃત્તિ જીવની રક્ષાનીજ હોઇ, અસંયતિ જીવની રક્ષા કરવી નહિ, એવો તેરાપંથી જૈન સાધુઓ ઉપદેશ આપે છે, તે ઉપદેશ મિથ્યા છે. ૨૪-૨૬.

इनको ज्वाब आवै नहीं, जद तुरत ही नट जाय ।
पंथी वस नही जीभडी उलट पलट हुय जाय ॥२७॥
तें सिद्धान्त झूठा पाणिया, भोलाया वहु वाल ।
कुतर्क कुहेतु लगाविया, जिम रच्यो मदारी ख्याल ॥२८॥

તેરાપંથી સાધુઓ પાસે આ દલિલોના કાંઇ જવાબ નથી, ત્યારે આવી દલિલો થતાં તેમનો મિજાજ જાય છે; તે પછી જીભ તેમના હાથમાં રહેતી નથી અને તેઓ ફાવે તેવો લવારો કરે છે; પણ તેથી કાંઇ સત્ય છુપાતુ નથી. હે તેરાપંથી સાધુઓ ! તમારા તર્કો અને હેતુઓ ખરાબ છે, તમે સિદ્ધાંતો રૂપી મદારીની જાળ પાથરી છે; તમારા સિદ્ધાંત જુઠા છે અને તેથી બાળક જીવો (અજ્ઞાન મનુષ્યો) ભોળવાયા છે; એ ખરેખર બાળ જીવોનું કમનસીબ છે. ૨૭-૨૮.

# अब सवाल जवाब पंथो तथा जैनी

## ॥ दोहा ॥

## દોહરા.

## : પ્રશ્નોત્તર :

पंथी-गोशालानें बचावियामें, धर्म जानता स्वामि ।
दोय साध बचाता आपणां, बला करता ओहिज
काम ॥१॥

તેરાપંથી-મહાવીર ભગવાને ગોશાળાને બચાવ્યો હતો, એ ખરૂં છે; પણ જો ગોશાળાને બચાવવામાં ભગવાને ધર્મ માન્યો હોત, તો તેમણે ત્યાંજ ઉપસ્થિત હતા એવા, બીજા બે સાધુઓને; શા માટે બચાવી લીધા નહિ ?

जैनी-भावी भाव तो जानता, भगवंत केवलज्ञान ।
मृत्यू इनकी इन विधे, भगवंत लीनी जान ॥२॥
निरर्थक उपाय करै नही, भगवंत केवलज्ञानीं ।
होनहार प्रभू जानता, अरे पथी अज्ञानी ॥३॥

જૈની-ભગવાન ભાવી ભાવ જાણુનારા હતા અને તેથી ભગવાને જાણી લીધું હતું, કે એ બે સાધુઓનું ભાવી એજ રીતે નિર્માયું છે. કેવળ જ્ઞાની ભગવાન શું થવાનું છે, એ જાણુતા હતા; તેથીજ તેમણે પેલા સાધુઓને બચાવવાને કોઇ નિરર્થક માર્ગ લીધા નહતા. ૧-૨-૩.

पंथी-छद्मस्त साध हता घणां, समोसरणके मांह ।
लब्ध दयाके योगसे, लिया क्यो न बचाय ॥४॥

પંથી-સમોસરણમાં ઘણા છદ્મસ્થ સાધુઓ હતા, જો ભગવાન લબ્ધજ્ઞાનથી, તેમના ભાવી ભાવને પણ જાણુતા હતા,

તો દયાથી પ્રેરાઇ ભગવાને, તેમને પણ શા માટે બચાવી લીધા ન હતા ?

जैनी-दिक्षा शिक्षा देशनां, इत्यादिक दे स्वामी ।
समोसरणके वीचमें, नहीं औरको काम ॥५॥

જૈન-સમોસરણમાં તો દિક્ષા, શિક્ષા અને દેશના ઇત્યાદિ કામોજ કરવાના હોય છે, એટલે એ વખતે ભગવાને બીજાં કામો કેમ ન કર્યાં, એવો પ્રશ્નજ ઉઠતો નથી. ૫.

पंथी-सरागपणें वचावियो, वीतरागमें नांह ।
टीकाकारक कहदियो, भगवती सुत्रके मांह ॥६॥

પંથી-મહાવીર ભગવાને ગોશાળાને બચાવ્યો હતો, તેના સંબંધમાં ભગવતી સૂત્રના ટીકાકાર તરફથી સ્પષ્ટ કહેવામાં આવ્યું છે, કે ભગવાને એને સરાગપણામાંજ બચાવ્યો હતો, વિતરાગપણામાં બચાવ્યો નહતો.

जैनी-टीकाको आश्रय लियो, तू टीका मानै नाह ।
तोभी गर्ज सरी नहीं, तेरी टीका माने माह ॥७॥
टीकाकार उलखावियो, सराग अनै वीतराग ।
दोय कल्प जिनराजका, तू जानै नांहि अभाग ॥८॥
छठो सराग गुण ठाण है, पामें स्वार्थकी सुद्ध ।
तेरे लेखे नांहुवै, ए काम वतारी सिद्ध ॥९।
अप्रमत्त चारित्रपालतां, छठ्ठे गुणठांणे ।
विपेस चारित्र पहनें कहें, पर पंथी नहीं जानें ॥१०॥

જૈન-તેરાપંથીઓ ટીકાને માનતા નથી, છતાં અહીં તમે તમારો પક્ષ સિદ્ધ કરવા ટીકાનો આશ્રય કેમ લો છો ? ઠીક. હવે ટીકાનો આશ્રય લો છો, તો પણ તેથી તમારો અર્થ સરતો નથી. ટીકાકારે, ભગવાનનું જીવન બે ભાગે

જણાવ્યું છે. એક સરાગપણાનું જીવન, અને બીજું વિતરાગપણાનું જીવન. સરાગપણું એ છઠ્ઠું ગુણસ્થાનક છે, જેમાં સ્વાર્થબુદ્ધિ અભિપ્રેત છે. પણ છઠ્ઠે ગુણસ્થાને ભગવાન, અપ્રમત્ત ચારિત્ર પાળતા હતા; અને તેને વિશેષ ચારિત્ર કહેવામાં આવતું હતું. અર્થાત્ એ વિશેષ ચારિત્રની અવસ્થામાંજ ભગવાને ગોશાળાને બચાવ્યો હતો. ૯–૧૦.

पंथी–द्रव्य दे जीव बचाविया, करता दया दलील ।
दोनोंमें दया कोनसी, इन वेश्यां सेव्यों कुशील ॥११॥

પં૦–દ્રવ્ય આપીને જીવો બચાવવા, એ જો દયા હોય, તો પછી દ્રવ્ય આપીને; વેશ્યા સેવાનાદિ, પાપો કરવામાં પણ વેશ્યા વગેરેને દ્રવ્ય મળે છે; તો તેવા પાપોને પણ દયા કેમ ન કહી શકાય?

जैनी–द्रव्य दे जीव बचाविया, पाप नहीं कहनां ।
पशु जीव बचावियामें, दिया नेमनाथ गहनां ॥१२॥
मांथै जो राखियो, बाकी सार्थनि दीयो ।
उत्तराध्यनमें देखले; दया अर्थ कीयो ॥१३॥
वेश्या नित प्रति सेवती, कारण लोभ कुशील ।
दया अर्थ सेवेतरा, किसी भंगी शीलकी मोल ॥१४॥

જૈન–દ્રવ્ય આપીને જીવ બચાવવા, એ પાપ નથીજ, પણ ધર્મ છે અને તે નેમિનાથજીના પોતાનાજ દ્રષ્ટાંતથી સાબીત થએલું છે. ઉત્તરાધ્યયન સુત્રમાં પણ દયાનો અર્થ એજ કર્યો છે, કે બીજાને તેની હિતબુદ્ધિએ આપવું એ દયા છે. વેશ્યા સેવન કે કુકર્મ, કરવામાં દયા નથી,

કારણ કે એ કાર્યો શીલની ભૂમિકાનોજ ભંગ કરનારાં છે. ૧૧-૧૪.

पंथी-पंथी कहनो ओर सुनो, श्रोता राख विवेक।
आक थोर ओर गायको, दूध दुध नहीं एक ॥१५॥

પંથી-બધીજ જાતની દયાનો બચાવ કરવો અને તેને અનુસરવું અથવા તેનું પાલન કરવું, એ તો ઇષ્ટજ નથી. એક દયા ઇષ્ટ છે, તો બીજી દયા અનિષ્ટ પણ હોઇ શકે. આંકડો, થોર અને ગાય એ બધાના સત્વને દૂધ કહે છે, પણ તે બધુંજ દુધ, કાંઇ દુધ તરીકે ખાઇ શકાતું નથી. જેમ એક દુધ ખાઈ શકાય; પણ દુધ માત્ર ખાઇ શકાય નહિ, તેજ પ્રમાણે અમુક દયા આદરણીય હોય, તો બીજી ન પણ હોઇ શકે.

जैनी-त्रिया त्रिया सव एक हे, जिम दया दया सव एक।
वर्जो स्त्रीको संगटो, साधूनें सुविवेक ॥१६॥
त्रिया जातने पंथिडा, दुधतणी परमान।
वाल त्रियाको संगटो, छोडो नार सुजान ॥१७॥
वाल त्रियाको संगटो, पंथी तुं करले।
जद तो तेरो साच है, दुध दृष्टांत धर ले ॥१८॥
नहि तो झूटो होगयो, तेरो दूधतणो दृष्टांत।
लोहो काटे लोहकूं, जिम कुहेतुने दृष्टांत ॥१९॥

જૈન—આ દૃષ્ટાંત ઘટતું નથી, "દૂધ બધા એક છે, પણ બધાજ દૂધ ખાઇ શકાતા નથી, તેજ પ્રમાણે દયા બધી એકજ છે, પણ તેમાંથી અમુક આદરણીય છે અને અમુક આદરણીય નથી," એમ તેરાપંથીઓ કહેતા હોય; તો એ દલિલ તેમનાજ ઉપર આવી પડશે. જેમ બધા દુધ એકજ છે,

તે ન્યાયે તો સ્ત્રીઓ પણ બધી એકજ છે, અને જૈનશાસ્ત્રે સાધુઓને સ્ત્રીઓનો સંગ ન રાખવાનું કહ્યું છે; તો પછી તેરાપંથીઓએ બાળાઓનો સંગ રાખવા માંડવો જોઇએ! પણ તેમ તમે નથી કરતા, એટલે માલમ પડે છે, કે તમારી આ દલિલ મલિન હેતુઓવાળી છે. ૧૫–૧૯.

पंथी–वधक भील वचावतां, दया तो जावै भाग।
वधक भील हिंसा करै, ते वचावणियांने लाग॥२०॥

પંથી–તમે બધી વખતે બધેજ સ્થળે દયા બતાવવી એને ધર્મ કહો છો, પણ ધારો કે ભીલ, કોળી આદિ કોઈ જાતિનો વધક, તમને મારવા આવે, તો તમારી દયા પણ તરત ભાગી જાય! એવા માણસો મરતા હોય, તો શું તેને બચાવવામાં પણ ધર્મ છે?

जैनी–पंथी कुहेतु लगावतो, करतो नांहि विचार।
गुरुसे दिक्षा ले करी, पहोंचो स्वर्ग मझार॥२१॥
देवांगनां चंगी मिली, भोगै भोग अपार।
इनको पाप गुरुनें लगे, पंथी कथन अनुसार॥२२॥
शुद्ध भावसे जाणियो, मुनिराजनै दान।
पेट दुखकै मर गयो, ये पाप के दानी जुमै जान॥२३॥
पंथी शिष्य बनाविंयो, जाणिने उपगार।
पंथी छोड न्यारो भयो, के गुरु डुबैं इनांके लार॥॥२४॥
पंथ्यांमें रहतां थकां, ग्रहस्थ चरावै माल।
पंथी छोड शिष्य निकल्यो, के ग्रहस्थ डूबै इनांके लार॥२५॥

शुद्ध घर देखी करी, ऋषी उतरिया जाय।
पग फिसल्यो ओर मर गयो, के ले ये पाप घरवालानें
आय ॥२६॥
इतनी ठोर इन्कार है, गुरु ग्रहस्थ नहीं पाप।
तो वधिक भीलके पापको, दया कराणियेनें किम पाप
॥२७॥

**જૈન**–તમે જે દલિલો અને તર્કો કરો છો, તે પણ કુહેતુઓથી પ્રેરાઇનેજ કરો છો અને કશોજ વિચાર કરતા નથી. (૧) તમે તેરાપંથી સાધુઓ તમારા ગુરૂ (આચાર્ય) પાસે દીક્ષા લો છો, તેમાંના જે કોઈ પૂણ્ય કર્મથી સ્વર્ગે જાય; અને ત્યાં દેવાંગના સાથે વિહાર કરે; (૨) કોઇ તેરાપંથી ગૃહસ્થ, શુદ્ધ ભાવથી તેરાપંથી સાધુને દાન આપે, છતાં તે સાધુ; વધુ ખાઇને, રોગ થવાથી મરણ પામે; (૩) તેરાપંથી સાધુ કોઇ તેરાપંથીને, દીક્ષા આપી સાધુ બનાવે; અને તેજ નવદીક્ષિત સાધુ પાછળથી અધર્માચાર કરે; તો આ બધા પાપોને માટે તેરાપંથી સાધુ કે આચાર્ય પણ પાપ ભાગી થાય ખરા કે? (૪) ધારો કે એક ગૃહસ્થે એક ઋષિને પોતાનું ઘર ઉતરવા આપ્યું અને તે ઋષિ ઘરમાં ફરતા પગ સરીને મરી ગયો, (૫) કોઇ ગૃહસ્થ, સાધુને માલ મિઠાઇ ધર્મભાવે વહોરાવતો હોય અને તેથી એ મિઠાઇ ખાઇ મસ્ત થઇ, તે સાધુ, સાધુપણું તજી દઇને, અધર્મ સેવતો થાય; તો એ બધાનું પાપ શું પેલા ગૃહસ્થને પણ લાગે ખરૂં? તમે કહેશો કે આ બાબ-

તમાં તેરાપંથી સાધુને અથવા ગૃહસ્થને પાપ લાગતું નથી, તો એજ ન્યાયે વધક, ભીલો કે ધાડપાડુ અને હિંસાખોરીનો ધંધો કરનારાઓને, કોઇવાર તેઓ મરણના મુખમાં પડેલા હોય, તો તેમાંથી બચાવી લેવા, એમાં પણ પાપ નથીજ. ૨૭.

पंथी—वधिक भीलने मारतां, जीव घणां बच जाय ।
जैनी तुम ऐसी करो, नितकी दया पलाय ॥२८॥

પંથી—જો તમે આટલી હદે દયાને માનો છો, તો તમારે હિંસાખોરીનો ધંધો કરનારા વધકને (કસાઇને) મારીજ નાંખવો ઘટે છે; કારણ કે તમે એક વધકને મારી નાંખો, એટલે ભવિષ્યમાં તે જે સેંકડો જીવોને મારે, એ જીવોની રક્ષા થાય, અને એ પૂણ્ય પણ તમને લાગે!

जैनी—वधिक अवध कारण नहीं, जो जिस्की दया जु आनैं ।
दया भाव ए जाणजो, निन्दक तू नहि जानैं ॥२९॥

જૈન—તમે ભગવાન મહાવીર કથીત દયાને નિંદી રહ્યા છો, એટલે આ બાબતનો મર્મ તમે સમજી શકો એમજ નથી. વધક જે જીવોનો વધ કરે છે, તેના મૃત્યુનું કારણ વધક નથી; એટલે તેને મારવાથીજ પેલા જીવો જેનું મરણ સરજાયુ છે; તેમની રક્ષા થવી, એ શકય નથી. ૨૯.

पंथी—असंयती नै देवना, कर दीनो है त्याग ।
महावीरजी कह दीया, आणंदनीं महाभाग ॥३०॥

પંથી—અસંયતીને દાન આપવાનો ત્યાગ કરવો, એવો ઉપદેશ તો ખુદ મહાવીર ભગવાનેજ આણંદ શ્રાવકને આપ્યો છે, છતાં તે તમે શા માટે માનતા નથી?

जैनी—भाव धरीं अन्य तीर्थने, श्रमण पाण आहार।
ते पिण पडिलाभू नहीं, एकवार बहुवार ॥३१॥
साधु भाव त्याग न कियो, दया भाव नहि त्याग।
भाव विनां अन्य तीर्थने दैनो राख्यो भाग ॥३२॥
निचे सूत्र निहार लै, भाव धरी देउ साधु
श्रमणादि ओर पाटलां, वस्त्र पांत्र पडिलाभ ॥३३॥
इणसेतो साबित हुवै, भाव विनां देवंत।
घर आई अन्य तीर्थने, भोजन मुझ मांगत ॥३४॥

જૈન—પોતાને મોક્ષ મળશે, એવો ભાવ ધરીને, અન્ય તીર્થીઓને, સુપાત્ર કે સુસાધુ માનીને; એક વાર કે અનેકવાર પણ દાન આપવું નહી, એમ ભગવાને કહ્યું છે. પણ અન્યતીર્થીઓને દયાભાવથી દાન આપવામાં ભગવાને, ધર્મ કહ્યો છે. આમ ભગવાને દયાદાનનો નિષેધ કર્યો નથી. સુપાત્ર સાધુ માન્યા વિના અન્ય તીર્થીને દાન આપવામાં ભગવાને સ્પષ્ટપણે ધર્મ કહ્યો છે. જૈનશાસન એમ ફરમાવે છે, કે જૈન સાધુઓને ધર્મભાવથી અને અન્ય તીર્થીને દયાભાવથી દાન આપવું, એ કલ્પે છે. ૩૪.

पंथी--एकणरे देय चपेटी, एकणरो उपद्रव दव मेटी ॥३५॥
ए तो राग द्वेष तणा चाला, जीव माया छैयों मन बाल
॥३६॥

પંથી—એનો અર્થ તો એ છે, કે દ્વારે બે જણા આવે, તો એકને ગોળ આપવો અને બીજાને ખોળ આપવો; અને બંનેને દાન આપ્યું છે, એવું ઢોંગ કરવું. આ કાંઇ

ધર્મ ન હોઇ શકે, એ તો બાળજીવોના ચાળાજ છે. અને આવા કાર્ય રાગદ્વેશથીજ સંભવિત છે.

जैनी—माहण मार हटाविया, बचाया हरि केशी ।
यक्ष तंदुक वृक्ष वासियो इणमें दया प्रकाशी ॥३७॥
भगवंत दया बताय दी, गणधर गूंथी आप ।
ते दोमोने दई जलांजली, कहन लाग गयो पाप ॥३८॥
पाप के काम तू देख कर, दया बतावै पाप ।
झूठी करै प्ररुपणां, श्री जिन वचन उत्थाप ॥३९॥
गुरुकी आज्ञा पाय कर, गया पर ठणो काज ।
कीडयांकी करुणां करी, धर्म रुचीं मुनीराज ॥४०॥
विष खाय अकालै पर गया, गुरु आज्ञा करी रद्य ।
तेरे लेखै पाप है, तू कैसें कहै निर्वद्य ॥४१॥
तेरो कथन तू देख लै. कह्यो हमारो मान ।
तेरीं पाप दया साबित नहीं, तू ही करत प्रमाण ॥४२॥
धर्मको भेद अभेद बताय कर, यहां गयो तू चूक ।
पाप दया साबित नहीं, पापको कहनो मूक ॥४३॥
मनमांनी निर्वद्य करी, पापमें दीनी जोड ।
पाप दया साबित नहीं, अब पापको कहना छोड ॥४४॥
सूत्र कथन उत्थाप कर मनसे घडो लगाय ।
सूत्र विपक्षीं बन गयो, मूर्ख जीये बहकाय ॥४५॥
अज्ञानपन कायम करी, झूठी बात बनाय ।
झूठने पगां चलावतो, पापकी दया बताय ॥४६॥

भीखणकी अज्ञानता, कहता है जीतमल ।
तियासी धर्म विध्वंशणे, चोरासीमें गल ॥४७॥
जीतू तो होती कही, अन होती कही नांह ।
भीखणजीकी रीतकुं, छोडी कैसे जाय ॥४८॥
भीखण अपनै गुरुनैं, कहे अज्ञान अबोध ।
भीखणकुं कहे जीतमल, तो इनमें कहा विरोध ॥४९॥
भगवंत दया फरमावता, ये मंहां बतावै पाप ।
ओरनकू मुर्ख कहे, ये मूरख बन गयो आप ॥५०॥
दया एक धर्मकी, कहदी धर्म दुआर ॥
दया जो होती पापकी, तो कहता पापदुआर ॥५१॥
दोनो भाव दया तणां तो कहता दोनु द्वार ।
दया एक सम्वर सही, कह दीनी निरधार ॥५२॥
जगह जगह सूत्रन विशे, दया तणां अधिकार ।
निंदक पाप कैसे कहै, किसे सूत्र अनुसार ॥५३॥
पीछो जवाब आवै नहिं, जद मुख लेवै मोड ।
अपढ पंडित यहका पकर, जंग मचावै दौड ॥५४॥
वर्तमान कलीकालमें, नहीं कोइ केवलज्ञानी ।
गणधर पूर्वधर को नहिं, है सूत्र प्रमांणी ॥५५॥
सूत्रोंमे कही है नहीं, पापकी दया अणुकंपा ।
सूत्र विनां बकता फिरे, तु आगे खावैधका ॥५६॥
समगित नहीं भगवानकी, ज्याके दया नहीं घट मांय ।
गति प्राप्ति कैसे हुवै, पडै ये यमघर जाय ॥५७॥
प्रीतउदय मुनि कहत है, सुनियों भाइ सुजान ।
दया धर्मके काममें, झूठी पक्ष मत तान ॥५८॥

જૈન—આ દલિલો ખોટી છે. હરિકેશી રૂષીને મારતા માહણોને (બ્રાહ્મણોને) તંદુક વૃક્ષવાસી યક્ષે, માર મારીને હાંકી કાઢ્યા હતા; ભગવાને આવા કાર્યોમાં દયા બતાવી છે; અને એ દયાને ગણધર મહારાજે સૂત્રમાં ગુંથી છે; તે

બંનેને તિલાંજલી આપીને, તેમાં તમે પાપ બતાવો છો, એ સ્પષ્ટ અનાચાર છે; અને જિન વચનનો ભંગ છે. ધર્મરૂચી મુનિ, ગુરૂ મહારાજની આજ્ઞા લઇને, કડવી તુંબડીનું વહોરી આણેલું વિષમય શાક પરઠવવા (નાખી દેવા) ગયા હતા, ત્યાં એ શાક ખાઇને કીડીઓ મરી જશે એવી શંકા આવવાથી, કીડીઓની કરૂણા લાવી, ગુરૂ આજ્ઞાનો લોપ કરી, તેઓ વિષમય શાક ખાઇને મરી ગયા હતા. એ કાર્ય પણ તમારા હિસાબે તો જીવો બચાવ્યાથી સાવદ્ય (પાપ) ઠરે છે, પણ તેને તમે નિર્વદ્ય (ધર્મ) કહો છો ! આથી જણાય છે, કે તમારો દયાનો સિધ્ધાંત એટલો બધો ખોટો છે, કે જેનું તમારાથીજ પાલન થઇ શકતું નથી. તેરાપંથી સાધુઓ ધર્મના બે ભેદો બતાવે છે અને અમુક દયા, ધર્મ છે; અને અમુક દયા પાપ છે; એમ કહે છે. એ લેખે તો ધર્મરૂચીનો આત્મોત્સર્ગ પણપાપ ઠરે છે, પણ તેને તમે ધર્મ માન્યો છે; આથી જણાય છે, કે તમારો સિદ્ધાંત તમારાજ પ્રમાણોથી ખોટો છે. કેટલાક પ્રસંગોની ટીકા કરતાં જીતમલે ભીખમજીને અજ્ઞાની કહ્યો છે, એ પણ તમારા તેરાપંથીઓનો કૂળાચાર છે; એટલે તે જીતમલજી કેવી રીતે તજી શકે ? ભીખમજીએ પોતાના ગુરૂને અજ્ઞાન અને મૂર્ખ કહ્યા છે, તો એનોજ શિષ્ય જીતમલ, ભીખમજીને પગલે ચાલી, ભીખમજીને અજ્ઞાની કહે છે! ભગવાને તો એકજ (ધર્મની) દયા કહી છે, જો ધર્મ દયા અને પાપ દયા; એવી બે પ્રકારની દયા હોત, તો તો ભગવાનેજ તેમ કહી દીધું હોત; વળી સૂત્રોમાં પણ

સ્થળે સ્થળે હરકોઈ દયાને, ધર્મ દયાજ કહી છે. તો પછી એ દયાને તમે પાપદયા કયા સૂત્રના આધારે કહો છો? તમે તેરાપંથી સાધુઓ, જ્યારે દલિલોનો જવાબ આપી શકતા નથી, ત્યારે શાસ્ત્રાર્થ છોડીને, ઝઘડો મચાવો છો; એ પણ નીચતા છે. આ કળીકાળમાં કોઇપણ કેવળ જ્ઞાની નથી, તેમજ કોઇ ગણધર કે પૂર્વધર પણ ન હોઇ; સૂત્રોનેજ પ્રમાણ માનવાના છે. એ સૂત્રોમાં તો કોઈ પણ સ્થળે દયાને, પાપની દયા અથવા સાવધ અનુકંપા કહીજ નથી. સૂત્રાધાર વિનાજ તમે, દયામાં પાપ છે; એવો વિપરીત સિધ્ધાંત લઇ દોડયા છો.

તેરાપંથી સાધુઓ! જેના આત્મામાં દયા નથી, અને જે દયામાં પાપ માને છે, તેનામાં ભગવાને કહેલું સમ્યકત્વ પણ નથીજ. એવા તેરાપંથીઓને સદગતિ પણ મળવાની નથી, અને તેમનો નિવાસ યમદેવના દરબારમાંજ થવાનો છે. હે સુજાણ ગૃહસ્થો અને સાધુઓ! આ ગ્રંથમાં અમે, લેખક મુનિ પ્રીતઉદય કહીએ છીએ, કે દયામાં પાપ છેજ નહિ, માટે દયાને પાપની દયા કહેવી અથવા દયાના સાવદ્ય અને નિરવદ્ય એવા બે ભાગો પાડવા, એવો કુમત તજી દો; અને દયામાં ધર્મ છે, એ મહાવીર ભગવાનના સત્ય સનાતન આર્ય સિદ્ધાંતને માનનારા બનો. ૩૭-૫૮.

## : પ્રશ્નોત્તર :

પંથી-જુઓ, ભગવાનની વાણીમાં કોઇ સ્થળે હિંસા કરવી, એ ધર્મ છે; એમ કહ્યું નથી. તેજ પ્રમાણે હિંસાથી ધર્મ થતો પણ નથી. આથી સિધ્ધ થાય છે, કે મનુષ્યો કે પશુઓ

તરસથી પીડાઇને મરતા હોય, તો તેમને પાણી પાઇને મરતા બચાવવા, એમાં દયા તથા ધર્મ નથી. એક તરસથી મરતા માણસને, પાણી પાઇને બચાવી લઇશું, તો એથી અનંત જલકાય જીવોની હાની થશે; ત્યારે એક જીવ બચવા પામશે. અર્થાત્ એક જીવને બચાવવા માટે, અનંત જીવોનો ઘાત કરવો, એ પ્રથમ આશ્રવ છે; અર્થાત્ પાપ છે.

જૈની—વાહજી, એવો ધર્મ કયા ઝાડ ઉપરથી ઉતારી લાવ્યા છો ? જૈનશાસ્ત્રોથી તો તમારૂં આ ધર્મ મંતવ્ય સર્વથા વિરૂધ્ધ છે. જુઓ: શ્રી. જ્ઞાતાસૂત્રના પ્રથમ અધ્યયનમાં લખ્યું છે, કે રાજગ્રહી નગરીના શ્રેણિક રાજાના રાજપુત્ર અભયકુમાર જૈનીએ, ધારણી રાણીની દયા કરી હતી. દયાને અર્થે દેવ-પ્રયોગથી મેઘ વરસાવ્યો હતો. નદી, તળાવો, સરોવરો, બધું ભરી નાંખ્યું હતું અને રાણીનું સ્વપ્ન પૂર્ણ કરીને, તેને સંતોષ ઉપજાવ્યો હતો. આ કાર્યમાં અનંત જલકાય જીવોની હિંસા થઇ હતી; પણ તે છતાં એ કાર્યમાં શ્રી. મહાવીર ભગવાને દયા ફરમાવી છે. જેનો સૂત્રપાઠ આ પ્રમાણે છે : સૂત્રપાઠ:— " अभयकुमारअणुकंपमाणो देवो" ઇત્યાદિ સૂત્રમ્ ॥ એનો અર્થ એવો છે, કે અભયકુમારે અણુકંપા નામે દયા કરી છે. આ સ્થળે ભગવાને જલના જીવોની હિંસા ન ગણીને, દયા ફરમાવી છે. અમે જે સૂત્રના અનુસાર ઉપલું કથન કહ્યું છે, તે કથનનો મુખ્ય ભાવ એ છે, કે દયાને અર્થે આરંભી હિંસાનું પાપ નથી; તો પછી તમે દયામાં પાપ છે, એ કયા સૂત્ર પ્રમાણે ઉપદેશો છો ? એમ માલમ પડે છે, કે હે ભાઇઓ ! તમે તમારો પંથ સ્થાપવા માટેજ આવી આવી કુયુકિતઓ ચલાવી છે, અગર જો તમારા કથનને પુરવાર કરનારૂં શાસ્ત્ર પ્રમાણે હોય, તો તે બતાવો.

પંથી–નર અથવા પશુને ભૂખની શાંતિને માટે, ભોજન કે ઘાસચારો આપવો, એમાં દયા નહિ, પણ પાપ છે.

જૈન–અરે ભાઈઓ! તમે જરા ફરી જ્ઞાતાસૂત્ર તો જુઓ: એના પ્રથમ અધ્યયનમાં લખ્યું છે, કે ધારણી રાણીએ પોતાના ગર્ભની દયા ચિંતવીને, પથ્ય સુપથ્ય ભોજન કર્યું હતું. આ કાર્યમાં શ્રી મહાવીર ભગવાને દયા ફરમાવી છે. જુઓ સૂત્રપાઠ: **धारिणी राणी...तस्स गब्भस्स अणुकंपणठाए**, इत्यादि. જુઓ: ભગવાને અહીં પણ ધારિણી રાણીનું સુપથ્ય ભોજન કરવાનું કાર્ય, દયાને અર્થે છે; એમજ કહ્યું છે; પણ તેથી પાપ થયું છે, કે હિંસા થઇ છે; એવું ફરમાવ્યું નથી. હવે કહો કે તમે બતાવો છો, તેવો સિધ્ધાંત કયા સૂત્રમાં છે?

પંથી–દયાર્થે અસત્ય બોલીને મનુષ્ય કે પશુની રક્ષા કરવામાં પાપ છે, દયા નથી; કારણ કે અસત્ય ભાષણ એ, આશ્રવદ્વાર છે.

જૈની–ભાઇઓ! કંઇ પ્રમાણો આપીને તમારૂં કહેવું સાબિત કરશો, કે માત્ર મોઢે બોલીજ જશો? ઠીક, હવે જુઓ: આચારાંગ સૂત્રમાં કહ્યું છે, કે "મૃગપૃચ્છામાં મુનિરાજ અસત્ય બોલે, એ દયા છે. સૂત્ર પાઠ છેકે: **तुसिणीओ उवे हेज्जा जाणवा णोजाणंति वएज्जा**, इत्यादि. અર્થાત્ સાધુ કે સાધ્વીની આગળથી એક મૃગલું દોડતું નીકળી જાય, તે મૃગને મુનિએ જોઈ લીધું હોય અને પાછળથી શિકારી દોડતો આવીને મુનિરાજને પૂછે, કે મૃગ કઇ દિશાએ ગયું છે? તો એ પ્રસંગે મુનિરાજ શિકારીને ઉત્તરજ ન આપે. '**तूसणीं**'

અર્થાત્ મૌનપણું ધારણ કરે, જો મૌન રહેવાથી પણ કામ ન ચાલે, તો "जाणं वा णोज्जाणंतिव पज्जा" અર્થાત્ પોતે જાણતો હોવા છતાં, હું જાણતો નથી; એમ કહી દે, અને દયાર્થે જુઠું બોલીને પણ મનુષ્ય કિંવા પશુની રક્ષા કરી લે. આજ પ્રણાલિકા સંસારમાં ચાલી આવે છે, પછી તમે તેનો કયા સૂત્ર પ્રમાણે નિષેધ કરો છો ?

૫૦–દયાને અર્થે ચોરી કરીને જીવ બચાવી લે, તો એ દયા પાપની દયા છે; કારણ કે ચોરી કરવી, એ ત્રીજો આશ્રવ છે.

જૈની-સૂત્રાનુસાર તો દયાને અર્થે, ચોરી કરવામાં દયા તથા ધર્મ છે. માલ ધણીનો જીવ દુખાય નહિ, એ રીતે ચોરી કરીને પણ, દુખી પ્રાણીઓનું દુખ ટાળવું, અને દુખીને સંતોષ ઉપજાવવો, એમાં દયા છે અને તેમ કરવામાં ચોરી કર્યાનું પાપ લાગતું નથી. જુઓ: અંતગડ દશા સૂત્રમાં લખ્યું છે, કે 'સુલસા શેઠાણી અપુત્રવસ્થાથી, બહુ પીડા પામી રહી હતી. એનું દુ:ખ જોઇને હરિણગમેષી દેવતાએ, દયાને અર્થે, વસુદેવજીની સ્ત્રી દેવકીજીના છ પુત્રો ગુપ્તપણે લાવીને સુલસાને આપ્યા હતા; અને તેનું દુ:ખ દૂર કરી; તેને સંતોષ ઉપજાવ્યો હતો. આ પ્રસંગમાં પણ ભગવાને દેવતાના કાર્યમાં દયા ફરમાવી છે. સૂત્ર પાઠ જુઓ; **ततेण स हरिणे गमेसी देवे सुलसाएगाहावइणीए अणुकंपणठाए इत्यादि सूत्रम.** આમ પ્રત્યક્ષ દેવતાએ ચોરી કરી હતી અને શેઠાણીને સંતોષ ઉપજાવ્યો હતો, એ કાર્યમાં ભગવાને દયા ફરમાવી છે; હવે એમાં તમે શું કુયુકિતઓ લગાવશો ? વળી જુઓ; કોઇ વાડામાં ગાયો બાંધી હોય, વાડો અગ્નિથી બળવા માંડે અને

ગાયો અગ્નિના ભયથી બરાડવા લાગે; તથા વાડામાંથી બહાર નીકળવા આમતેમ દોડાદોડી કરી મૂકે, પણ તેમને બહાર નીકળવાનો માર્ગ નહિ જડતો હોય; અથવા કોઇ ઘરમાં માણસો પુરાયા હોય, ઘરનો દરવાજો કોઇ બહારથી બંધ કરી ગયું હોય, એ ઘરમાં આગ લાગે, અને તેથી ઘરમાં પુરાએલા માણસો બુમાબુમ કરી મૂકે; એવે પ્રસંગે ત્યાં જૈન મુનિ આવી પહોંચે, તો વખત વિચારીને મુનિરાજે, પશુ તથા મનુષ્યોની દયાને અર્થે, રક્ષા કરવા માટે, વાડાનું બારણું કે ઘરનો દરવાજો ખોલી નાખીને, પશુ તથા મનુષ્યોની રક્ષા કરવી; એવું કથન મહાનિસીથ સૂત્રમાં જૈનાચાર્ય કહી ગયા છે. આમ વાડાનું બારણું ખોલીને, ગાયોને નસાડી મુકવી, એ મુનિરાજને માટે ચોરીનું લક્ષણ છે, પરંતુ તે છતાં આ કાર્ય આ સ્થળે ચોરી નથી; કારણ કે એ કાર્ય કરવામાં તેના કર્તાના મનમાં ચોરીનો ભાવ રહેલો નથી, તેમજ ચોરીને કોઈ વસ્તુ પણ આ પ્રસંગમાં લઇ લેવામાં આવી નથી. ફકત આ કૃત્યમાં દયાનોજ ભાવ છે. આથીજ એ કૃત્યને ન્યાયાસન પણ દોષપાત્ર ઠરાવી શકતું નથી. લોક વ્યવહારમાં પણ એવોજ રિવાજ છે, કે કોઇના ઘરમાં અગ્નિ લાગે; તો એ પ્રસંગે હરકોઇ માણસ ઘરના તાળાં કે બારણા તથા દિવાલ તોડી નાંખીને, ઘર માલિકની રક્ષા માટે, ઉદ્યોગ કરે છે; અને ઘર માલિક તથા રાજસત્તા બંને એ કાર્યમાં ઉપકારવૃત્તિજ માને છે; તેમાં કોઈ ચોરી માનતુંજ નથી. સિંહ, વ્યાઘ્રાદિકના ભયથી, મુનિરાજ પશુઓને કોઇ યોગ્ય સ્થાનમાં સૂકી આવે, એ પણ કલ્પે છે. આમ જે કાર્યો મુનિરાજને માટે ઉચિત છે, તે મુનિરાજ કરે છે; અને અનુચિત કાર્ય છે, તે તેઓ કરતા નથી.

૫૦--કદાચ કોઈ વ્યકતી દયાભાવથી પ્રેરાઇને, કસાઇના હાથમાંથી શીલદોષ વહોરીને પણ બકરો બચાવી લે, તો એ કાર્ય દયાનું નથી, પણ પાપનુંજ છે, કારણ કે શીલદોષ એ ચોથો આશ્રવ છે.

જૈન–તત્વાર્થ સૂત્રમાં લખ્યુ છે, કે જેઓ ક્રોધ, માન, માયા, લોભ વગેરેથી પ્રેરાઇને હિંસા કરે છે; તે હિંસા છે. અન્ય રીતે હિંસા થઈ જાય, તો પણ તે હિંસા નથી. એજ ન્યાયે દયા ભાવથી દયાર્થે, કોઇ વ્યક્તિ, ઘટિત શીલદોષ વહોરીને પણ, જીવની રક્ષા કરે, તો તે કાર્ય પૂન્ય અને ધર્મ છે. સામાન્ય શીલદોષ, એ પાપ નથી. આ અર્થનુ વિધાન તત્વાર્થસૂત્રના કર્તા જૈન પૂર્વાચાર્ય શ્રી. ઉમાસ્વાતિજી વાચક, એમણે કર્યું છે. એ ઉમાસ્વાતિ મહારાજને નંદીસૂત્રમાં દેવર્ધિ ગણી ક્ષમા શ્રમણજી મહારાજે પણ નમસ્કાર કર્યો છે; અને નંદીસૂત્ર તો તેરાપંથીઓ પણ માન્ય રાખે છે; એટલે ઉપલો સિદ્ધાંત તેરાપંથીઓને પણ માન્ય હોવોજ જોઇએ. વિષયાંધ સ્ત્રી વિષય સેવન માટે જૈનમુનિ પાસે યાચના કરે, તો જૈન મુનિ વિષય સેવન અનુચિત છે, એમ માનીને, તેનું સેવન તો નજ કરે, પણ જૈનમુનિ દુરાચારના પરિણામો સમજાવીને, તે વિષયાંધ સ્ત્રીને બોધ આપી, તેનું વિષય નિવર્તન (વિકાર મૂકત) કરી શકે છે; કે જે રીતે સ્થુલ ભદ્રજીએ કોષા નામની વેશ્યાને બોધ આપી, વિષયોથી વિરકત કરી હતી. સાધ્વીનો સ્પર્શ, એ વસ્તુ જૈનમુનિને માટે પાપ-દાયિની છે. પણ જો કોઈ સાધ્વી, નદીમાં ડુબતી હોય, તો જૈનમુનિ, એના શરીરનો જે અવયવ હાથમાં આવે, તે પકડીને તેને બહાર ખેંચી કાઢી શકે છે. જો કે દેખીતી રીતે આ કામ કુશીલનું છે, પરંતુ તે કાર્ય ભાવદયાનું પરિણામ છે.

એથીજ એ કાર્ય આચરનારા મુનિરાજને કુશીલ આચરણનો દોષ લાગતો નથી અને તે કાર્ય દયાનુંજ પરિણામ ગણાય છે. આમ જૈન મુનિ અને જૈન ગૃહસ્થો જે કાર્ય ઉચિત છે, તે કરે છે. દેખીતી રીતેજ જે કાર્ય અનુચિત છે, તે કરવાનો તો પ્રશ્નજ રહેતો નથી. શિષ્યો બનાવવા, એ શિષ્યોના આત્મકલ્યાણને અર્થે જૈન સાધુનો ધર્મ છે; પણ કોઇ પુરૂષ જૈન સાધુને આવીને એમ કહે, કે આપ માથે પાઘડી પહેરી લેશો, તો અમે સો ગૃહસ્થો આપના શિષ્ય બની જઇશું; તો શું એ અનુચિત કાર્ય સાધુ કરે ખરા ? કદીપણ ન કરે. એજ ન્યાયે આ પ્રશ્ન પણ સમજવાનો છે.

પંથી–દ્રવ્ય આપીને કોઇ આત્મા, કોઈ જીવોને, કોઈ વધકના હાથમાંથી બચાવી લે; તો એ કાર્યમાં દયા નથી. એ તો પાંચમો આશ્રવ (પાપ) છે.

જૈ૦–જુઓ; ઉત્તરાધ્યયન સૂત્રમાં ઉલ્લેખ છે, કે શ્રી. નેમીનાથ ભગવાને, પોતાના માથા ઉપરનો મુગટ રહેવા દઇને, શરીર ઉપરના બીજા બધા ઘરેણાં ઉતારીને સારથીને આપી દીધા હતા, અને એ ઘરેણાથી વાડામાં પુરાએલા બધા દુઃખી જીવોનો છુટકારો કરાવ્યો હતો. એ વસ્તુ, દ્રવ્ય આપીને પણ જીવ રક્ષા કરવી જોઇએ, એ સિદ્ધાંતનો પુરાવો છે. શ્રી નેમી-નાથજીના આ કૃત્યને તો તમે જૈન કલંકીઓ પણ ઉત્તમ કૃત્ય માનો છો, તો પછી દ્રવ્ય આપીને જીવોને છોડાવવા એમાં પાપ છે, એમ કેમ કહો છો ? તમે (નેમીનાથ ભગવા-નના કાર્યને ઉત્તમ માન્યા છતાં) દ્રવ્ય આપીને જીવોની રક્ષા કરવામાં પાપ છે, એમ કહો છો; એ તમારૂં કથન, ભારે મૂર્ખાઈ ભરેલું છે.

(૧) નિશીથ સૂત્રમાં ઉલ્લેખ છે, કે સ્યાદવાદ માર્ગમાં તીર્થંકરોએ જૈન મુનિઓને કાચું પાણી પીવાની મનાઇ કરી છે, તથા કાચા પાણીના સ્પર્શનો પણ નિષેધ કર્યો છે. તે છતાં માર્ગમાં નદી આવે, તો નદી ઉતરી જવી; તથા વર્ષાકાળમાં દિશાએ જવું, એ ભગવાને ફરમાવ્યું છે. કાચા પાણીનો સ્પર્શ એ પહેલો આશ્રવ છે, પરંતુ અહીં નદીના પાણીનો સ્પર્શ અને દિશાએ જતાં થતો કાચા પાણીનો સ્પર્શ; એને આશ્રવ કે પાપ ગણવામાં આવતું નથી; એ તીર્થંકર મહારાજની દયા છે. મળમૂત્રના રોકવાથી શરીરમાં અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે અને એવા દુઃખોથી સાધુઓને ભારે સંકટો વેઠવા પડે છે. આથીજ ભગવાને નદી ઉતરવું અને ઉત્સર્ગ કાર્ય, એ બંનેમાં કાચા પાણીને સ્પર્શ કરવાનું ફરમાન કર્યું છે.

(૨) સ્યાદવાદ માર્ગમાં અસત્ય ભાષણનો સાધુએ સર્વથા ત્યાગ કરવો, એમ કહ્યું છે; પણ છતાં માર્ગમાં, મુનિને દયાને અર્થે, મૃગપૃચ્છામાં અસત્ય ભાષણ કરવાની શ્રી આચારાંગ સૂત્રમાં છૂટ આપવામાં આવી છે.

(૩) સ્યાદવાદ માર્ગમાં ચોરી કરવાનું કાર્ય, મુનિએ સર્વથા તજી દેવું, એવું ફરમાન છે; પણ છતાં મુનિ, વિહાર કરતા હોય, તે માર્ગમાં વાડો આવતો હોય અને તેમાં આગ લાગી હોય, તો મુનિએ દયાને અર્થે આગમાંથી પશુઓને બહાર કાઢી મૂકવા, તથા બળતા ઘરમાંથી દરવાજો ખોલી નાંખીને કે તાળાં ઉઘાડી નાંખીને માણસોને બહાર કાઢવા; એમ કહ્યું છે. દરવાજો ખોલીને પશુઓ કે માણસોને નસાડી મૂકવા, એ ચોરીનોજ એક પ્રકાર છે, છતાં તેમ કરવાનું

મહાનિશીથ સૂત્રની ટીકામાં ફરમાવ્યું છે; અને ગણધરોએ રચેલા સૂત્રોમાં પણ આ માન્યતાને ટેકો આપવામાં આવ્યો છે.

(૪) સ્યાદ્વાદ માર્ગમાં સાધુને માટે સ્ત્રીનો સ્પર્શ, એ સર્વથા તજી દેવા યોગ્ય વસ્તુ છે. છતાં માર્ગમાં આવતી નદીમાં ડુબતી સાધ્વીને, તેના શરીરનો જે કોઇ અવયવ હાથમાં આવે, તે પકડીને બહાર કાઢવાનું ફરમાવ્યું છે.

(૫) સ્યાદ્વાદ માર્ગમાં પરિગ્રહ રાખવાનો સર્વથા ત્યાગ કરવાનું કહ્યું છે, છતાં. મુનિ; વસ્ત્ર, પાત્ર તથા જીવ દયાને અર્થે ઓઘો, મુહપત્તિ વગેરે રાખે છે. વળી હજારો રૂપીઆની કિંમતના પુસ્તકો પણ રાખવામાં આવે છે. શું આ પરિગ્રહ નથી ? આ પ્રશ્નના જવાબમાં કહેવું તો પડશેજ, કે એ પરિગ્રહ છે. પણ જૈન શાસને ઠરાવેલી મર્યાદામાં દયા અને ધર્મને અર્થે, આ ચીજો રાખવામાં આવે છે, તેથી તે પરિગ્રહ ગણાતો નથી. મૂર્ચ્છા તેજ પરિગ્રહ છે. તેરાપંથી સાધુ સાધ્વીઓ બહારનો આડંબર બતાવવા, પુસ્તકો આદિ ચીજો રાખે છે, તે પ્રમાણે કરવું, એ ખરેખર પરિગ્રહ છે; જુઓ; આ રીતે સ્યાદવાદ માર્ગમાં જેને આશ્રવ કહેવામાં આવ્યા છે, એવા પાંચે આશ્રવો ભોગવવાનું, દયા તથા ધર્મને અર્થે, ભગવાને ફરમાન કર્યું છે.

પં૦ અમારા જીતમલજી તો ભ્રમવિધ્વંશણ નામક ગ્રંથમાં પૃષ્ઠ ૬૫ પંક્તિ ૧૩ તથા ૧૪ માં લખે છે, કે દયાના આચરણ સાથે પાપ તથા હિંસા થાય છે, તેથી એવી દયાને પાપની દયા કહેવામાં આવે છે.

જૈ૦—જ્ઞાનસૂત્રના ૧૬ માં અધ્યયનમાં ઉલ્લેખ છે કે ધર્મરુચી મુનિ દયાથી પ્રેરાઇને, ગુરૂ આજ્ઞાનો ભંગ કરીને, વિષમય

तुंबडीनुं शाक खाईने अकाल मृत्यु पाम्या हता. आम तेमना कार्यथी हिंसा थई हती; पण छतां ए कार्यमां भगवाने दया फरमावी छे. एने लगतो सूत्रपाठ "धम्मरुइ अणगारं एवं वयासी जइ णं तुमं देवाणुप्पिया एयं सालइयं जाव नेहा गाढ आहारेसि ता णं तुम्मं अकाले चेवे जीविया उवरो-विज्जसि तं माण तुम्मं देवाणुप्पिया इमं सालइयं जाव आहारेसि मांणं तुमं अकाले चेव जीविया ओ ववरोविज्जसि तं गच्छ इणं तुमं देवाणुप्पिया इमं सालइयं तम्मणा वाए अचित्ते थंडिल्ले परट्ठवेहि, इत्यादि सूत्रम्, सूत्रार्थ"—आ प्रमाणे छेः— धर्मरुची मुनिने, गुरुदेवे कह्युं; के "हे धर्मरुची! कडवी तुंबीनु शाक विष तुल्य छे. जो तुं ते खाई जशे, तो तुं अकाल मृत्यु पामीने, मरी जईशि. एटला माटे हे धर्मरुची! एकांत स्थळ अने अचित भूमि जोईने, ए शाकने परठी आवो." जुओ; गुरुदेवे तो शाक नांखी देवानीज आज्ञा आपी हती, परंतु धर्मरुची मुनिए, ए शाक गमे त्यां नांखी देतां, ते कीडीओ खाई जशे अने परिणामे कीडीओ मरण पामशे, ए भयथी कीडीनी दयाने चिंतवीने, गुरु आज्ञानो भंग करीने, ते शाक पोतेज खाई लीधुं हतुं; अने तेथी तेनुं मरण निपज्युं हतुं. भगवाने आ कार्यमां दया फरमावी छे. धर्मरुचीना आ कार्यमां भगवाने गुरु आज्ञाना भंगनो दोष तथा प्राणघातनो दोष बताव्यो नथी; पण दयाना परि-णामथी तेनी सर्वार्थसिद्धि विमानमां उत्पत्ति बतावी छे; अने धर्मरुचीना साधुत्वने, गुरुनो अलंकार कह्यो छे. भीखमजीए पण धर्मरुचीनी दयाने 'अनुकंपानी रास' नामक पुस्तकमां सर्व श्रेष्ठ दया कही छे. आथीज साबीत थाय छे, के भीखमजीए दयाने पापनी दया कही छे, ए भीखमजीना अज्ञाननुंज परिणाम

છે. તમે જો આ કથનને માન્ય ન કરતા હો, તો દયાને "પાપની દયા" માનવી, એ કયા સૂત્રમાં લખ્યું છે; તે બતાવો.

પં૦—દયાને અર્થે ગૃહસ્થો સાધુની વૈયાવચ્ચ કરે, તો ગૃહસ્થોની એ દયા પણ, પાપની દયા છે.

જૈ૦—જીતમલજીએ ભ્રમવિધ્વંશણના પૃષ્ટ ૩૫ તથા પૃષ્ઠ ૩૭ માં, પાપની દયા, એ પોતાનું કથન સાબીત કરવા, જે ઉદાહરણો આપ્યા છે; એ બધા ઉદાહરણો અને તેના ઉપરથી તારવેલા સિદ્ધાંતો મિથ્યા છે. જૈન શાસ્ત્રોમાં લખ્યું છે, કે સતી સુભદ્રાએ પોતાની જીભ, મુનિરાજની આંખમાં ફેરવીને, મુનિરાજની આંખમાંથી તૃણ કાઢી લીધું હતું. મુનિરાજને આ કાર્ય જો ધર્મ વિરોધી લાગ્યું હોત, તો મુનિરાજ પોતાનું માથું ફેરવી લેત અને સુભદ્રાને તેની જીભ ફેરવવા ન દેત, પરંતુ મુનિરાજે તેમ કર્યું નથી, આથી સ્પષ્ટ થાય છે, કે સુભદ્રાએ મુનિરાજની આંખમાં તૃણ કાઢી નાંખવા માટે પોતાની જીભ ફેરવી હતી; એમાં મુનિરાજે દોષ માન્યો ન હતો અને તે કાર્ય ઉચિત સમજીને કરવા દીધું હતું. વ્યવહાર સૂત્રમાં લખ્યું છે, કે સાધુને સર્પડંશ થાય, તો સાધુએ વિષના ઉતારને માટે ગૃહસ્થ પાસેથી ઝાડાપીંછી મંત્ર આદિ ઉપચાર કરાવવા, વળી ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના જાણકાર હરિકેશીજી મહારાજે ઉત્તરાધ્યયન સૂત્રમાં ફરમાવ્યું છે, કે બ્રાહ્મણોના છાત્રકો મને મારતા હતા, ત્યારે યક્ષ દેવતાએ મને બચાવી લીધો હતો. એ યક્ષ દેવતાએ કરેલી મારી વૈયાવચ્ચ હતી. ભગવાને પણ સૂત્રમાં ફરમાવ્યું છે કે; जक्खा हु वेयावडियं करेंति, तुम्हा हु पत्ते णिहता कुमारा ॥ જુઓઃ ભગવાને

પણ આ કાર્યમાં પાપ બતાવ્યું નથી, તો પછી સાધુની વૈયાવચ્ચ કરવામાં તમે પાપ કયા સૂત્રાનુસાર બતાવો છો ? જૈન શાસ્ત્રોમાં તો સાધુઓની અનેક પ્રકારે વૈયાવચ્ચ કરવી કહી છે. સાધુઓની દયાથી તેમની સેવા કરવી, તેમને આહાર આપવો, વિશ્રામ કરાવવો, સાતા ઉપજાવવી અને બીજી પણ અનેક રીતે સાધુઓની સેવા કરવી, એમ કહ્યું છે. આ માન્યતાને ટેકો આપતો પ્રશ્નવ્યાકરણસૂત્રમાં સંવરદ્વારમાં પંદરમાં વૈયાવચ્ચમાં चेइयट्ठे એવો પાઠ છે. મુનિ જિનદ્રવ્યની રક્ષા કરાવે, એને પણ વૈયાવચ્ચ કહી છે. દયાને અર્થે ગૃહસ્થ, માંદા સાધુઓની સેવા કરે, એને પણ વૈયાવચ્ચ કહી છે. સાધુના ગળામાં કોઈ અધર્મી ફાંસી નાંખે અને કોઇ દયાળુ ગૃહસ્થ, દયાને અર્થે એ ફાંસી ખોલી નાંખે, એને પણ વૈયાવચ્ચ કહી છે; અને તેને પાપ કહ્યું નથી. અલબત્ત; મુનિ પોતે, ગૃહસ્થ પાસે પોતાની સેવા કરાવવાનું ઇચ્છે નહિ, એ યોગ્ય છે. ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૩૫ ગાથા ૧૮ પ્રમાણે મુનિ; ગૃહસ્થો પોતાની વંદના કરે એમ પણ નજ ઇચ્છે; પણ તે છતાં ગૃહસ્થ પોતાની ઇચ્છાથી જ ગુરૂ વંદના કરીને ધર્મલાભ ઉઠાવે છે. એથી પણ સાધુના ગળામાં પડેલી ફાંસી ગૃહસ્થો દયાર્થે છોડી નાંખે, એ સાધુની વૈયાવચ્ચ છે; એમ સાબીત થાય છે. વળી એક પુરાવો બીજો પણ આપું છું. વિ૦ સ૦ ૧૯૨૯ માં સોજત પ્રાંતના વીદાસર ગામના કાયસ્થોએ, તેરહપંથી પૂજ્ય જીતમલજીએ "નેત્રો કા જાલા ઉતારવા" નામની વિધિ કરી હતી; અને તે પ્રસંગે ગૃહસ્થોએ થાળીમાં નગદ પંદરસો રૂપીઆ નાંખ્યા હતા. આમ તેરાપંથી સાધુઓ ખુદ પોતે તો ગૃહસ્થો પાસે સેવા કરાવે છે અને

છતાં ભગવાનના વચનને ઉથાપે છે શું આ જૈન કલંકીઓની દગાખોરી ( **ચાલબાજી** ) નથી ?

પં૦—કોઇ એક જીવ બીજા જીવને મારતો હોય, અને તે પ્રથમ જીવના હાથમાંથી બીજા જીવને બળાત્કારે છોડાવીએ, તો એ કાર્ય દયા નથી, પણ પાપ છે. બિલાડી, ઉંદરને મારી નાંખતી હોય, તો બિલાડીના હાથમાંથી ઉંદર છોડાવવો, એ ભારે અન્યાય છે. કારણ કે ઉંદર એ બિલાડીનું ભક્ષ છે. એક માણસ જમવા બેસતો હોય અને તેના મોઢા આગળથી પીરસેલી થાળી કોઇ ઉઠાવી જાય, તો જમવા બેસનાર માણસના જીવને ભારે દુઃખ થાય છે. તેવો જ સંબંધ ઉંદર બિલાડીના પ્રશ્નમાં પણ રહેલો છે. મહારાજા ચેડા અને મહારાજા કોણીક બંને મહાવીર ભગવાનના અનુયાયી હતા. એ બંનેના યુદ્ધમાં એક કરોડ એંસી લાખ માણસો મરણ પામ્યા હતા. જો એ લડનારાની વચમાં પડીને, તેમને છોડાવવામાં દયા હોત, તો પોતાના જ બે ભકત શ્રાવકો લડતા હતા; તેમને સમજાવીને મહાવીર ભગવાને તેમને લડતા અટકાવ્યા હોત; અને એક કરોડ એંસી લાખ મનુષ્યોને મોતના મોઢામાંથી ઉગારી લેત. પણ ભગવાને તેમ કર્યું નથી, એ ઉપરથી સાબિત થાય છે, કે બળાત્કારે જીવ બચાવી લેવા, એમાં ધર્મ નથી.

જૈ૦—બિલાડીના હાથમાંથી ઉંદરને છોડાવવો એટલે બિલાડીનો ભક્ષ અને બિલાડી વચ્ચે અંતરાય પડાવવો, એમ સમજીને તમે ઉંદરને નહિ છોડાવતા હો; તો એક સુવાવડી કુતરીના બચ્ચાંને, બીજી કુતરી ખાઇ ન જતાં,

મારી નાંખતી હોય; તો એ બીજી કુતરીના હાથમાંથી, સુવાવડી કુતરીના બચ્ચાને, ઉગારી લેવામાં, તમે ધર્મ માનશો કે નહિ? જો તમે સુવાવડી કુતરીના બચ્ચાંઓને છોડાવી લેવામાં, ધર્મ નહિ માનશો; તો ભક્ષક અને ભક્ષ વચ્ચે અંતરાય પડાવવો; અને પીરસેલી થાળી ખેંચી લેવાનું; તમે જે દૃષ્ટાંત આપો છો; તે દૃષ્ટાંત નિરર્થક છે, એમ સાબીત થાય છે. ભેંસો ઘોડાન મારી નાંખે છે, ખાઈ જતી નથી. તો તમે ભેંસોના હાથમાંથી ઘોડાઓને છોડાવી લેવામાં તો ધર્મ થાય છે, એમ માનશો ખરા કે નહિ? જો તેમાં પણ દયા ધર્મ રહેલા હોવાની ના પાડશો, તો તમારા ઉપલાં બંને દૃષ્ટાંતો, મિથ્યાજ સાબીત થશે; અને તમે માત્ર તમારો સંપ્રદાય સાબીત કરવાજ આવી કુયુક્તિઓ ચલાવો છો, એ પણ સિદ્ધ થશે. હવે સૂત્ર જુઓ. જ્ઞાતા-સૂત્રના પ્રથમ અધ્યયનમાં ઉલ્લેખ છે, કે રાજગ્રહી નગરીના શ્રેણિક રાજાએ, પોતાની નગરીમાં અમોઘએ પડહા-અમારી પડહ-વગડાવ્યો હતો અને કોઈએ જીવહિંસા કરવી નહિ, એવી ઘોષણા કરી હતી; જેનો સૂત્રપાઠ આ પ્રમાણે છે: **अमोघए पड वज्जए.** અમોઘએ શબ્દથી દયાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, અર્થાત્ દયાના કારણથી રાજાએ નગરીમાં અમારી ઘોષણા પ્રવર્તાવી, એમ જણાવ્યું છે. પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં સંવર દ્વારામાં દયાના ૬૦ પર્યાય આપ્યા છે. જેમાં ચોંસઠમો શબ્દ 'અમોઘએ' એ છે. જૈન કલંકીઓ આ સંબંધમાં એવી દલિલ કરે છે, કે રાજાએ નગરીમાં અમારી ઘોષણા પ્રવર્તાવી હતી; એ દયાના કારણથી નહિ, પણ રાજદ્વારી કારણનું પરીણામ હતું. પણ આ દલિલ સૂત્રના શબ્દોથીજ ખોટી છે,

એમ સાબીત થાય છે. સૂત્રમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે, કે અમોઘએ અર્થાત્ દયાને અર્થે (રાજાએ) અમારી ઘોષણા પ્રવર્તાવી હતી. જંબુદ્વીપપન્નત્તીમાં રાજનીતિનું વર્ણન છે એ વર્ણનમાં 'અમોઘએ' એવો શબ્દ પ્રયોગ નથી. શ્રેણિક રાજાએ અમારી પડહ દયાર્થેજ ફેરવ્યો હતો અને ભગવાને પણ દયાર્થેજ રાજાએ અમારી ઘોષણા પ્રવર્તાવી હતી, એમ જણાવ્યું છે. આથી સિદ્ધ થાય છે, કે દયાને અર્થે બળાત્કારે જીવો મરતા બચાવવા, અથવા જીવોને છોડાવવા, એમાં પણ દયા ધર્મ છે. હવે ચેડા-કોણકનો પ્રશ્ન તપાસો. ચેડા કોણકના સંગ્રામમાં ભગવાન વચ્ચે ન પડ્યા, તેનું કારણ એ હતું, કે ભગવાન કેવળજ્ઞાની હતા; અને તેઓ સંગ્રામમાં પ્રવૃત્ત થનારા માણસોના, ભાવીભાવને જાણનારા હતા. તેઓ એમ પણ જાણતા હતા, કે જે મનુષ્યો સંગ્રામમાં પ્રવૃત્ત થવા તત્પર બનીને ઉભા છે; તેમનું મૃત્યુ એજ સંગ્રામમાં નિર્માયું છે. એટલે તેઓ એ સંગ્રામમાં વચ્ચે ન પડે, એ સ્વાભાવિકજ છે. તમારી દ્રષ્ટિએ ઉપદેશ આપવો એ તો યોગ્ય છે; છતાં ભગવાને વચ્ચે પડીને ઉપદેશ શા માટે આપ્યો નહિ; તથા તેમણે લડતા સૈનિકોને છોડાવ્યા પણ શા માટે નહિ; એવા પ્રશ્નો તમે પૂછશો; એ બધા પ્રશ્નોનો ઉત્તર એ છે, કે ભગવાન થવાનું ન થવાનું બધું જાણતા હતા; માટેજ તેમણે એ સંબંધમાં કશી પ્રવૃત્તિ કરી ન હતી. ઉત્તરાધ્યયન સૂત્રમાં અધ્યયન ૧૨ ગાથા ૮ માં જણાવ્યું છે, કે યક્ષદેવતાએ દયાને અર્થે હરિકેશીજી મુનિને છોડાવ્યા હતા. આ કાર્યમાં પણ ભગવાને યક્ષદેવતાએ દયા કરી હતી, એમજ ફરમાવ્યું છે. અમે જે પ્રમાણે જૈનસૂત્રોના પ્રમાણો આપીને અમારા સિદ્ધાંતો સાબીત કરી બતાવ્યા

છે, તેજ પ્રમાણે તમારે પણ જૈનસૂત્રોના પ્રમાણો આપીનેજ તમારી વાત સાબીત કરવી જોઈએ. અથવા તો તમારી ગણના જૈન કલંકીઓ તરીકે થઈ રહી છે, એ કલંકમાંથી બચવા, તમારે તમારો પંથ તજી દઈને, સત્ય સનાતન મહાવીર કથિત જૈનશાસનમાં આવી જવું જોઈએ. વારૂ; એક ઉદાહરણ વધારે આપું છું, તે સાંભળો : તમે તેરાપંથીઓ મુખના વાયુને સચિત માનો છો, તેથી મોઢા ઉપર નિરંતર પાટો બાંધી રાખો છો; અને વાયુકાયને મુખમાં પ્રવેશતા બળાત્કારે અટકાવો છો એ રીતે તમે પણ વાયુકાયની બળાત્કારે રક્ષા કરો છો; તો તમે એવું આચરણ શા માટે કરો છો? જો તમારે તમારૂં કથન ખરૂં કરી બતાવવું હોય, તો તો તમારે મોઢેથી મુહપત્તિ ઉતારી નાંખવી જોઈએ. જો તમે મુહપત્તિનો ત્યાગ ન કરો, તો તમે પણ બળાત્કારે જીવોની રક્ષા કરોજ છો, એ સિદ્ધ થાય છે. તમે કદાચ એમ કહો, કે "અમે કાંઇ જીવોને બચાવવા માટે મુહપત્તિ બાંધતા નથી, અમે તો અમારૂં પાપ ટાળવાજ મુહપત્તિ બાંધીએ છીએ;" તો તમારૂં એ કથન પણ ચાલી શકે એમ નથી; કારણ કે જીતમલે તેના હિત-શિક્ષાવલી ગ્રંથમાં, મુખવસ્ત્રિકાઅધિકારમાં સ્પષ્ટ કહ્યું છે, કે વાયુકાય જીવોની રક્ષા માટે મુહપત્તિ બાંધવામાં આવે છે. આથી તમારી ઉપલી દલિલ મિથ્યા સાબીત થાય છે. હે મિત્રો! તમે તમારો પંથ સાબીત કરવા, વૃથા કુતર્કો શા માટે કરો છો? અને જૈન ધર્મના વૃથા કલંકરૂપ શા માટે બનો છો?

પં૦—સાધુ, અસંયતિના જીવનને વાંછે, તો તેને પાપ લાગે છે; તો પછી અસંયતી જીવને બચાવવો, એ ધર્મ કેવી રીતે હોઇ શકે?

જૈન-સુયગડાંગજી સૂત્રમાં લખ્યું છે, કે જૈન સાધુ પોતાનું સાધુત્વ છોડી દઇને, અસંયતી એટલે ગૃહસ્થ બનવાની (અસંયમી જીવનની) ઈચ્છા કરી શકે નહિ. સૂત્રમાં આ પ્રમાણે કહ્યું છે. સૂત્રોના ટીકાકારોએ પણ એવોજ અર્થ કર્યો છે. તેરાપંથીઓ સૂત્રોના શબ્દોના એવો અર્થ કરે છે, કે "સાધુ, અસંયતિ જીવોની જીંદગી ઇચ્છી શકે નહિ અર્થાત્ અસંયતી જીવતો રહે, એવું જૈન સાધુ ઇચ્છી શકે નહિ." આ અર્થ મન કલ્પિત અને ખોટો છે. તેરાપંથીઓ સૂત્રોના આવા ખોટા અર્થો કરે છે, તે ઉપરથી તેઓ સંસ્કૃત પ્રાકૃત ભણેલા છે કે વગર ભણેજ ખોટા અર્થો લઇ દોડે છે, એવો સ્વાભાવિક જ પ્રશ્ન ઉઠે છે. વગર ભણે ખોટા અર્થો કરવા, એ તેરાપંથીઓની સરાસર અજ્ઞાનતા છે. અસ્તુ. અસંયતીના સંરક્ષણના પ્રશ્નમાં તમે કેવળ ખોટો હઠાગ્રહ પકડી બેઠા છો, અને અસંયતીની પ્રાણરક્ષામાં પાપ બતાવો છે. હરિકેશીજી તો સંયતી આત્મા હતા. બ્રાહ્મણોના છાત્રકો તેમને મારતા હતા ત્યારે યક્ષે છાત્રકોને મારીને હાંકી કાઢયા હતા અને હરિકેશીને બચાવ્યા હતા. છતાં ભીખમજીએ अणुकंपा की रास માં હરિકેશીજીને બચાવવાના કાર્યને પાપનું કાર્ય કહ્યું છે. જો આમ છે, તો પછી તમે ફકત એમ ન કહો, કે "અસંયતીને બચાવવામાં પાપ છે," પણ તેને બદલે ખુલ્લે ખુલ્લું એમજ કહી દો, કે અસંયતી કે સંયતિ ગમે તેવો જીવ હોય તો પણ જીવ માત્રને બચાવવામાં પાપ જ છે! તમારા કથન ઉપરથી તો એમજ લાગે છે, કે તમારા ભીખમજીએ શું કહ્યું છે, તે પણ તમે હજી પુરૂં જાણુતા નથી. અમને મોટો અફસોસ તો એ વાતનો થાય છે, કે કાંઇ પણ સમજ્યા

વિના ભોળા લોકો તમારા કથનથી ભોળવાયા છે અને તેરા-પંથી બની બેઠા છે! હજી વધુ પ્રમાણો જુઓ: જ્ઞાતાજી-સુત્રમાં પ્રથમ અધ્યયનમાં એવો ઉલ્લેખ છે, કે સસલો એ અસંયતી જીવ હતો. તેને દયાને અર્થે બચાવી લેવામાં આવ્યો હતો. ભગવાને પણ એ કાર્યમાં દયાજ ફરમાવી છે. એનો સૂત્ર પાઠ જુઓ: "तं ससयं मणुपविट्टं ससि पाणा-णुकंपयाए भूयाणुकंपयाए जीवाणु कंपयाए सत्ताणुकंपयाए सेपाए अंतराचेव संधारिए णो चेव णं णिक्खित्ते. इत्यादि" એનો અર્થ એ છે, કે હાથીએ જોયું કે સસલાએ તેના પગ નીચેની ભૂમિ ઉપર પ્રવેશ કર્યો છે આ જોઇને સસલાના પ્રાણભૂત સત્ય જીવની હાથીને દયા આવી; અને તેથી હાથીએ પોતાનો પગ અદ્ધરજ રાખ્યો, તેને નીચે મૂકયો નહિ. હવે કહો, સસલો એ અસંયતી જીવ ખરો કે નહિ? હાથીએ અસંયતી જીવની દયા કરી, છતાં એ કાર્યમાં ભગવાને પણ દયા ફરમાવી છે; એવું સૂત્રમાં લખ્યું છે. ભીખમજીએ પણ હાથીની દયાને સારી દયા માની છે, તો પછી એનાજ શિષ્યો તમે અસંયતી જીવોને બચાવવામા પાપ છે, એમ કેમ કહો છો? હાથીએ યોજન પ્રમાણનો માંડલો રચ્યો હતો. તેણે એ માંડલો પોતાના સ્વાર્થને માટે રચ્યો હતો, દયાને અર્થે રચ્યો ન હતો. અન્ય જીવો તો પોતાની મેળેજ માંડલામાં આવીને દાખલ થઇ ગયા હતા. હાથીની દયા ફકત સસલા ઉપરજ હતી. સૂત્રમાં પણ હાથીએ સસલા ઉપર જ દયા કરી હતી એમ લખ્યું છે. આથી સાબીત થાય છે, કે દયાને અર્થે અસંયતિ જીવ હો કિંવા સંયતી જીવ હો; પણ એ બધાનેજ બચાવી લેવામાં

દયા ધર્મ છે. મારૂં આ કથન જૈનસૂત્રાનુસાર છે. તમારૂં કથન જૈનશાસનથી વિરૂધ્ધ છે. કારણ કે તમારા કથનને કોઇ સૂત્ર પ્રમાણભૂત ઠરાવતું નથી, કે તમારા કથન સાથે કોઈ સૂત્રને કશો સંબંધ નથી. બીજું પ્રમાણ જુઓ: ઉત્તરાધ્યયન સૂત્રમાં ઉલ્લેખ છે, કે નેમીનાથજી ભગવાને અસંયતિ જીવોની દયા કરી હતી અને જીવોને છોડાવ્યા હતા. જેનો સુત્રપાઠ આ પ્રમાણે છે: **सोउणं तस्स वयणं बहुपाणिसिणासणं चिंतेइ से महा पण्णे साणुक्कोसे जीवेहिउ,** એનો ભાવાર્થ એ છે કે: નેમીનાથ ભગવાને સારથીના મુખથી વાડામાં બાંધેલા ઘણા જીવોનો વિનાશ થવાનો છે, એ જાણ્યું હતું અને દયાને અર્થે જીવોને બંધનથી છોડાવ્યા હતા, જીવોને બંધનથી છોડાવ્યા હતા, એ ઉકિત જણાવવા માટે **जीवेहीइ** એ પદસમુચ્ચય વાપરેલો છે. **हीउ** અર્થાંત હિતાર્થે, જીવોના હિતાર્થે તેમને બંધનમાંથી છોડવવાનું કાર્ય ભગવાન નેમીનાથે કર્યું હતું. આજ ભાવ ઘોષિત કરવા સુત્રકારે સુત્રમાં **जीवेहीउ** એ પાઠ રાખ્યો છે. છેલ્લો ઉકાર પાદપૂર્તિ પૂર્ણ કરવાને અર્થ લખવામાં આવ્યો છે. ભીખમજી પણ "અનુકંપાની રાસ"માં નેમીનાથજીની દયાને સારી દયા માને છે. તો પછી તમે એમ શા માટે કહો છો કે અસંયતીને બચાવવામાં દયા ધર્મ નથી? અહીં પશુઓ, એ જીવદયાનું કારણ છે. નેમીનાથ ભગવાન દયા કરનાર કાર્ય છે. કારણ વિના કાર્યની સિદ્ધિ થઇ શકતી નથી, દ્વારકા નગરીને બાળી નાંખવાનું કાર્ય વિચારો. દ્વારકાને સળગાવી દેવાના કારણભૂત દ્વિપાયણ રૂષી હતા. જે દ્વારકા નગરી બળી ગઇ હતી, તે કાર્યભૂત હતી. ત્રીજું ઉદાહરણ જુઓ: તમારા પાણીના વાસણમાં માખી પડે છે, તો તમે એ માખીને કાઢીને

તેને દૂર મૂકી દો છો. તમે માખીના જીવની રક્ષા કરી. હવે કહો, માખી એ અસંયતી જીવ ખરો કે નહિ? વળી જુઓ: તેરાપંથી સાધુઓ પોતાના શરીરમાંની જુઓ એકઠી કરીને તે ગૃહસ્થ સ્ત્રી–પુરૂષોના શરીર ઉપર ગુપ્ત રીતે મૂકી દે છે, તથા તે જુઓને છાંયડે મૂકી દે છે. એ જુ અસંયતી છે, પણ છતાં તમે તેની જીંદગી ઇચ્છી અને તેને બચાવી લીધી. પાણીની જીવાતને તમે કુવામાં કે કાદવમાં નાંખી આવો છો એ જીવાત પણ અસંયતી છે. છતાં તમે તેની રક્ષા કરો છો. મુખના વાયુથી અસંયતી જીવો મરી જાય છે, તેની રક્ષાને માટે તો તેરાપંથી સાધુઓ નિરંતર મુહપત્તિ બાંધી રાખે છે. જેનું વર્ણન તો હું આગળ કરીજ ચુકયો છું. પણ હવે હુંજ તમને એવો પ્રશ્ન કરૂં છું, કે તમે તો અસંયતી જીવોની રક્ષા કરવાની ના પાડો છો અને છતાં ખુદ તમે પોતે પણ અસંયતી જીવોને બચાવો છો: તો પછી કહો વારૂં, તમારૂંજ સાધુપણું કેવી રીતે રહી શકે છે?

પં૦–માંસ ભક્ષી મુસલમાનો અને તત્સસ જાતિઓને તથા સિંહ વ્યાઘ્રાદિ હિંસક પશુઓ જો ભૂખે મરતા હોય તો તેમને, માંસ ખવાડીને જીવાડવા એ ધર્મ નથી.

જૈની–શું ભૂખે મરતાને ઉગારી લેવા માટે માંસ સિવાય અન્ય કોઈ ચીજ ખવાડવા યોગ્ય છે જ નહિ? જુઓ: દૂધ છે, શીરો છે; ઇત્યાદિ અનેક ખાદ્ય પદાર્થ છે. તે ખવાડીને એ ક્ષુધાર્તોના પ્રાણની સંરક્ષા કરવી જોઇએ. તમે એમ કહો કે સિહ વ્યાઘ્રાદિ કેવી રીતે માંસ વિના અન્ય પદાર્થો ખાઇ શકે? તો તમારો આ પ્રશ્ન મિથ્યા છે. જુઓ: પ્રાચીનકાળમાં દેશની રક્ષાને માટે તથા પ્રજાની રક્ષાને માટે સિંહ

વ્યાઘ્રાદિને રાજાઓ પાળતા હતા. ત્યારે દૂધ પીવાડીને અને શીરો ખવાડીને જ તેમને ઉછેરવામાં આવતા હતા. સિંહનું ઉત્કૃષ્ટ આયુષ્ય સો વર્ષનું છે. જો સિંહ દરરોજ એક પશુને મારી ખાય અથવા તેને માટે પાળકને રોજ એક પશુનો વધ કરવો પડે, તો એ હિસાબે એક સિંહને અર્થે, તેની જીંદગીમાં ૩૬૦૦૦ જીવોનો વધ થાય. ત્યારે એક સિંહને ઉપર કહ્યો તે ખોરાક આપીને પાળવો, એટલે ૩૬ હજાર જીવોનું રક્ષણ કર્યા બરાબર થાય છે. આજકાલ પણ રાજા લોકોમાં સિંહ વ્યાઘ્રાદિ પાળવાનો રિવાજ પ્રચલિત છે, પરંતુ તેમને દૂધ શીરો વગેરે ખવાડવાની અને માંસ નજ ખવડાવવાની પ્રણાલિ હાલમાં નાશ પામી ગઇ છે. કોઈ પ્રસંગે એવોજ મામલો ઉત્પન્ન થાય, કે માંસ વિના કોઇ પશુનું ગુજરાનજ ન થઇ શકે અને કોઇ દાતાના અંતરમાં પૂર્ણરૂપથી દયા જાગૃત થાય અને તે દુઃખીનું દુઃખ ન જોઇ શકે, તો એવે વખતે જૈન તરીકે શું કરવું, તે માટે શાંતિનાથચરિત્રમાં શું લખ્યું છે, તે જુઓ: શ્રી. શાંતિનાથજીનો આત્મા પૂર્વભવમાં મેઘરથ નામે રાજા હતો. તે પણ જૈનધર્મી હોઇ, ભારે દયાવાન હતો. એની દયાની પ્રસંશા ખુદ ઇન્દ્રદેવતાએ પણ વારંવાર ઈન્દ્રલોકમાં કરી હતી. એકવાર ઇન્દ્રે મેઘરથની દયાશીલતાની પ્રસંશા કરી. તે બે દેવતાઓએ સાંભળી અને તેમણે મૃત્યુલોકમાં આવીને, મેઘરથ રાજાની પરીક્ષા લેવાનો વિચાર કર્યો. આ બે દેવતાઓ મૃત્યુલોકમાં આવી મેઘરથરાજાને દયાથી ભ્રષ્ટ કરવાનો પ્રયોગ રચવા લાગ્યા. એક દેવતાએ બાજનું રૂપ લીધું અને બીજા દેવતાએ કબુતરનું રૂપ લીધું. એક વખત મેઘરથરાજા ધર્મકાર્ય કરતો બેઠો હતો. એવામાં એ કબુતર ભયભીત બનીને, રાજાના ખોળામાં આવીને

પડયું. તેને મનુષ્ય વાણી પ્રાપ્ત થઇ અને તે બોલ્યું. હે રાજન! મારો શત્રુ બાજપક્ષી, મને મારીને ખાઈ જવાને માટે મારી પાછળ આવી રહ્યો છે. હે રાજન! મેં તારૂં શરણુ લીધું છે. તો મારા ઉપર દયા કરીને, મારૂં રક્ષણુ કરો. એટલામાં બાજ પક્ષી રાજાની પાસે આવી પહોંચ્યું અને દીનતાથી તેને કહેવા લાગ્યું, કે હે રાજન! હું કેટલાએ દિવસનો ભૂખ્યો છું, મારો પ્રાણુ જવાની અણી ઉપર છે. :મારો ભક્ષ જે આ કબુતર, તમારે આશ્રયે આવીને પડયું છે; તેને તમે મને સોંપી દો અને મારા પ્રાણુની રક્ષા કરો. રાજા મેઘરથે, બાજ કબુતરની આ સ્થિતિ જોઈ અને તેમની વાણી સાંભળી, રાજા વિચાર કરવા લાગ્યો, કે જો હું આ કબુતરને બાજના હાથમાં સોંપી દઇશ તો મારી દયાનો નાશ થઈ જશે; અને જો હું બાજને કબુતર નહિ આપીશ અને બાજ ભૂખથી વ્યાકુળ થઇને મરી જશે, તો પણુ મારી દયાનો નાશ થઈ જશે. આમ વિચારી રાજાએ બાજ પક્ષીને કહ્યું, "હે બાજપક્ષી! આ કબુતરના બદલામાં કબુતરના વજન જેટલું માંસ મારા શરીરમાંથી લઇ લે અને તે ખાઇને તું તારા પ્રાણુની રક્ષા કર. બાજપક્ષીએ એ વાત માન્ય રાખી. તેજ વખતે રાજાએ કાંટો મંગાવ્યો. કાંટામાં એક બાજુએ કબુતરને મૂકયું અને બીજી બાજુએ મૂકવાને માટે પોતાની જાંગનું માંસ મેઘરથરાજા કાપવા લાગ્યો. એજ વખતે બાજ અને કબુતર બંને પોતાના સાચા રૂપમાં ફેરવાઇ ગયા, અને તેમણે રાજાનો હાથ પકડી લીધો. તેમણે કહ્યું, "હે રાજા! ઇન્દ્ર મહારાજે આપની દયાની જેવી પ્રસંશા કરી હતી, તેવીજ તમારી દયા કીર્તિવાન છે. તમને ધન્યવાદ હો!" એમ કહીને તે બંને દેવતાઓ પોતપોતાને સ્થાનકે ચાલ્યા ગયા. આ સૂત્રના

ન્યાયથી (પોતાનાજ) માંસનું ભોજન કરાવવું ધર્મ અને પૂણ્ય છે, એ પણ સિદ્ધ થઇ ચુકયું છે. હવે વર્તમાન કાળમાં શું બને છે, તે જુઓ: દાકતરી દવાઓમાં મોટે ભાગે માંસ, માંસરસ કે ચરબી હોય છે. પણ છતાં દયાને અર્થે દાકતરો, દરદીઓને એ દવાઓ પાય છે; અને વૈદિક હિંદુઓ, જૈનહિંદુઓ, મુસલમાનો વગેરે બધીજ કોમો, એ દવાઓ પી રહ્યા છે. જો તમને પણ સિંહ વ્યાઘ્રાદિ ઉપર દયા આવે, તો તેમને દૂધ પાઓ; ગોળખાંડનું પાણી પાઓ, શીરો કે ખીચડી ખવડાવો, એટલે બસ છે; તેને માસ ભક્ષણની જરૂર નથી. બીજું ઉદાહરણ જુઓ: ચોર ચોરી કરે છે. પરાયો માલ હરણ કરી લે છે અને તેથી પારકા જીવને પણ દુઃખ ઉપજાવે છે. પોતે પણ એ કર્મોથી દુઃખી થાય છે. આ કાર્યના બદલામાં રાજા તેને દંડ આપે છે અને કારાવાસ ભોગવવાનું ફરમાન કરે છે. આમ કરવામાં રાજાનો હેતુ, એ હોય છે કે એ માણુસ પુનઃ આવું કાર્ય ન કરે. આ રાજનીતિ છે અને તે ધર્મશાસ્ત્રને પણ અનુકુળ છે, પ્રતિકુળ નથી. રાજા ચોરને શિક્ષા કરે છે. તેમાં હેતુ ચોરને સુધારવાનો હોય છે. તેથી એ શિક્ષામાં પણ રાજાની ચોર ઉપરની દયાજ કારણભૂત છે.

પં૦—આંકડાનું દૂધ (રસ), થોરનું દૂધ (રસ) અને ગાયનું દૂધ, (સત્વ) એ બધાંજ દુધ કહેવાય છે, પણ બધાંજ દુધ કાંઇ એક સરખા નથી. તેજ પ્રમાણે બધીજ દયા પણ એક સરખી હોઇ શકેજ નહિ.

જૈ૦—તમારી આ દલિલને ખરી માનીએ, તો સાધુ મોટી ઉંમરની સ્ત્રીનો સ્પર્શ ન કરી શકે. પણ તે નાની સ્ત્રી અર્થાત બાળાને સ્પર્શ કરે, તો તેમાં કાંઇ દોષ નથી. કારણ કે સ્રી

અને બાળા એ [તમારાજ ઉદાહરણ પ્રમાણે બંને એકજ જાતના ઠરતા નથી, તેઓ જુદી જુદી જાતના ઠરે છે. જો તમે સ્ત્રી માત્રને સ્ત્રી માનીને તેને સમાન માનો, તો તેજ ન્યાયે બધાજ પ્રકારની દયા પણ એક સરખીજ છે. નાની ગાયનો વધ કરો કે મોટી ગાયનો વધ કરો, પણ એ બંને વધ, ગૌવધ છે. અને સમાન પાપને આપનારા છે. તેજ પ્રમાણે બધી દયા સમાન છે. સંગ્રહણી સન્નીપાતમાં ગૌદુધ વિષતુલ્ય છે. ઉદારવિકારમાં થોરનું દુધ અમૃતતુલ્ય છે. કહો હવે તમારૂ દુધ સંબંધી દ્રષ્ટાંત ક્યાં ટકી શકે છે ? હા! તમારા આ દ્રષ્ટાંતને કોઇ ભીલ કે મુર્ખાઓ માની લે, તો તેને ભલે એવા દ્રષ્ટાંતોથી ચગાવ્યા કરો! તમે જેવો કુહેતુ મનમાં કલ્પીને આ પ્રશ્ન કર્યો છે, તેજ પ્રમાણે પ્રશ્નને અનુરૂપ મેં ઉત્તર પણ આપ્યો છે.

પં૦–એક જૈન દયાને અર્થે કબુતરને મુઠી દાણા નાંખે, બીજો જૈન મુઠીના દાણાના એકેન્દ્રીય જીવોની દયા આણીને, એ દાણા ન ખાવા દેતા, કબુતરોને ઉડાવી મૂકે અને ત્રીજો જૈન, માત્ર ઉભો ઉભો જોયા કરે; અથવા એક જૈન ગાય વગેરે પશુઓની દયા લાવીને, તેમને પાણી પીવાને માટે છોડી મૂકે. બીજો જૈન, જલના જીવો અને પાણીમાંના માછલાં આદિની દયાથી ગાયોને પાણી પીવા ન દેતાં પાછા હાંકી કાઢે, ત્રીજો જૈન તટસ્થ ઉભો રહીને, જોયા કરે, તો આ બંન્નેની અપેક્ષાએ જે જૈન તટસ્થ ઉભો રહીને જોયા કરે; તેજ ખરેખરો દયા કરનારો છે. બીજા બંને દયા કરનારા ઠરતા નથી.

જૈ૦–જુઓ : અનાજની મુઠીમાં જે અન્નના દાણા છે, તેના જીવો એકેન્દ્રીય, અમન, અચેતન, અવીકાર્ય અને

અવ્યક્ત છે. કબુતર; પંચેન્દ્રિય, મન ચેતન, વીર્યથી યુક્ત અને વ્યક્ત છે. એકેન્દ્રિય અને પંચેન્દ્રિયની હિંસા વચ્ચે ભારે તફાવત રહેલો છે. બંને હિંસાઓ એકજ કક્ષાની નથી. જો તમે એકેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોની હિંસા એક સરખી છે, એમ માનતા હો; તો સાંભળો. એકેન્દ્રિય જીવોનું માંસ અર્થાત રોટલી, શાક વગેરે મુનિને આપવાથી આપનારો મોક્ષે જાય છે, એમ જૈન શાસ્ત્રોમાં લખ્યું છે. તેજ પ્રમાણે પંચેન્દ્રિયનું માંસ સાધુને આપવાવાળો તથા ખાવાવાળો બંને દુર્ગતિમાં જશે એમ લખ્યું છે. દયા વિના જે મુનિને આપે છે, તેની પણ દુર્ગતિ થાય છે એમ કહ્યું છે. દયાને અર્થે જે મુનિને આપે છે તેની દુર્ગતિ થતી નથી. જો એકેન્દ્રિય પંચેન્દ્રિયનું માસ એક સરખું નથી. તો પછી તેમની હિંસા પણ એક સરખી હોઇ શકેજ નહિ, જુઓ : પહેલા સવાલના જવાબમાં અમે ધારણીરાણીનું જે દ્રષ્ટાંત આપ્યું છે, તે ઉપરથી પણ આ વાત સાબીત થાય છે. બીજી વાત એ છે, કે જળમાંના જીવો માછલા, દેડકાં ઇત્યાદિ પાણીમાં પેસી જઈને પણ પોતાનું રક્ષણ કરી લે છે. બંગાળા દેશમાં ચાસિયા લોકો (મચ્છીમારો) ભારે કાદવમાં પેસી જઇને પણ કાદવમાંથી માછલાં પકડે છે. જેણે મુઠી ખાવા આવેલા કબુતરોને ખાવા ન દેતા ઉડાડી મૂક્યા, જેણે પાણી પીવા આવેલી ગાયોને પાણી પીવા ન દેતાં પાછી હાંકી કાઢી, તે મનુષ્યો પાપી છે. જે માણસ માત્ર ઉભો ઉભો આ બધું જોયા કરે છે, તે પણ દયાહીન છે અને તેથી પાપી છે. જો તટસ્થ ઉભો રહેનારોજ દયાવાળો લેખાય, તો તો આખા શહેરના લોકો કે જેઓ આ કબુતરો કે ગાયોની બાબતમાં વચ્ચે પડયાજ નથી, તેમની

તટસ્થતામાં પણ દયા માનવી જોઇએ. પરંતુ એ વાત દેખીતી રીતેજ ઉલટી છે, એટલે તેમાં દયા સંભવી શકતીજ નથી. જેણે કબુતરોને મુઠી નાંખી હતી અને જેણે પશુઓને પાણી પાવાનું કાર્ય કર્યું હતું, તેમનાજ કાર્યથી દયા થઇ હતી. અમે તમને જૈન શાસ્ત્રોથી આ બાબત સમજાવી છે. જ્યારે તમારૂં કથન જૈન શાસ્ત્રથી ઉલટું છે.

પં૦—ધાન્યનો ઢગલો પડેલો હોય, એમાં કીડા, ઇયલ, ધનેરા વગેરે પડયા હોય, એટલામાં ભૂખે મરતા પશુઓ આવીને તે ખાવા માંડે, તો પશુઓને અનાજ ખાતા હાંકી કાઢવાથી, પશુઓ અને તેમના ભક્ષ વચ્ચે અંતરાય પડે છે અને પશુપક્ષીઓને ખાવા દેવાથી કીડા, ઇયલ વગેરે જીવોની હિંસા થાય છે. અર્થાત આમ બંને રીતે દયા થતી નથી; તો કહો કે આવા પ્રસંગે દયા કેવી રીતે કરવી? પશુઓને અન્ન ખાવા દેવું અને કીડાઓને મરવા દેવા એ દયા છે કે પશુઓને ખાતા અટકાવી હાંકી કાઢી, કીડાઓને બચાવી લેવા એ દયા છે?

જૈ૦—પશુઓના અધિકારમાં દયા એ છે, કે પશુઓને ધાન્ય ખવડાવવું. કીડાઓના અધિકારમાં દયા એ છે કે તેમને છાંયડે નાંખવા. આ પ્રમાણે કરવાથી દયા ધર્મ થાય છે. જે મનુષ્ય ખરેખરો દયાવાળો હશે, તે તો અનેક ઉપાયો કરીને જીવરક્ષા કરશેજ. વળી સાંભળો : એક પક્ષે જીવની ઇરાદાપૂર્વક રક્ષા કરે અને તે રક્ષા અર્થે બીજે પક્ષે ઇરાદા વગર જીવોની હિંસા થાય, તો એ રીતે થતી જીવની રક્ષા એ પણ દયા અને ધર્મ છે. અભયકુમાર અને યક્ષદેવતાના દ્રષ્ટાંતો એને માટે મોજુદ છે.

પં૦—કુવા, તળાવ, જલાશય, આદિ બંધાવવા એમાં પાપ છે, દયાધર્મ નથી. નંદનમનિહારના દ્રષ્ટાંતાધિકારે આ વાત સાબીત થાય છે.

જૈ૦—અરે દયાના નિંદકો! જરા સમજીને તો બોલો! આ સંબંધમાં સુયગડાંગસૂત્ર જે કહે છે, તે કથન દયાના આશયમાં નથી. એ તો મોઘમ પૂછાએલા પ્રશ્નનો અપાએલો સામાન્ય ઉત્તર છે. એટલેજ એમાં ભગવાને આજ્ઞા આપી નથી. ભગવાને આજ્ઞા આપી નથી તેનું કારણ એ છે, કે કુવા, વાવ બંધવનારો એ જળાશયો પોતાના ઘરબાર કે વાડીવજીફાને માટે બંધાવે છે કે કેમ, એ વસ્તુ પૂછાએલા પ્રશ્નમાં પણ અવ્યહાર છે. જો દયાને અર્થે કોઈ દયાવાન જળાશયો બંધાવે, તો તે બંધાવવા માટે તો ભગવાનની આજ્ઞા છેજ. ભગવાને વખાણેલી અભયકુમારની દયાનું ઉદાહરણ અહીં પણ લેવું યોગ્ય છે. અભયકુમારના પ્રસંગમાં ત્રસ સ્થાવર જીવોની હિંસા થઇ હતી, પરંતુ એ કાર્યમાં ભગવાને અભયકુમારની દયા ફરમાવી છે. હવે નંદન મનિહારની વાત સાંભળો. નંદનમનિહાર પોતાની બનાવેલી વાવડીમાં દેડકો બની ગયો હતો. જ્ઞાતાસૂત્રમાં તેણે સમ્યકત્વ તજી દીધાનો ઉલ્લેખ છે. ત્યાં એવું કથન નથીજ કે વાવ દયાને અર્થે બનાવવામાં આવી હતી અને તેમાં નંદનમનિહાર દેડકો થઇને દાખલ થયો હતો. જો તમે એમ કહો કેજલાશય બનાવવાને કારણેજ નંદનમનિહારનું સમ્યકત્વ નાશ પામ્યું હતું, તો એજ ન્યાયે તમારા તેરાપંથી જૈન ગૃહસ્થોનું સમ્યકત્વ પણ નાશ પામેલુંજ લેખાવું જોઇએ, કારણ કે તમારા તેરાપંથી ગૃહસ્થો પણ જળાશયો બંધાવે છે. સરદાર શહેર, લાડનુ, સુજાણગઢ, વીદાસર, રાજનોર, છાપર વગેરે

શહેરોમાં તેરાંપંથી ગૃહસ્થોએ પોતપોતાની જુદીજુદી વાવ, કુવા કે કુંડો બંધાવ્યા છે. તો શું એ ગૃહસ્થોની તમારા સંપ્રદાય ઉપરની શ્રદ્ધાનો નાશ થઈ ગયો છે ? અથવા તો શું વાવકુવા બનાવનારા એ તેરાપંથી શ્રાવકો મરણ પામ્યા પછી, એ તેમનાજ વાવ, કુવા ઈત્યાદિમાં દેડકા બની ગયા છે અને બાકી રહેલાંઓ શું હવે પછી દેડકાં બની જવાના છે ? તમારા સિદ્ધાંત પ્રમાણે તો તમારા જે તેરાપંથી ગૃહસ્થોએ; વાવ, કુવા ઈત્યાદિ બંધાવ્યા છે તેઓ તમારી શ્રદ્ધામાંજ નથી રહ્યા કારણ કે તમારા સંપ્રદાયના ગૃહસ્થોએ, પોતપોતાની કીર્તિને તથા સ્વાર્થને માટે કુવા ઈત્યાદિ બંધાવ્યા છે, એ કાંઇ તેમણે દયાને અર્થે બંધાવ્યા નથી ! સાધુઓ અને મુનિમહારાજો કેવળ સ્વાર્થને માટે આવા વાવ, તળાવો કે કુવા બાંધવાની તો કદીજ આજ્ઞા આપતા નથી.

પં૦–દાનશાળા, ધર્મશાળા, ગૌશાળા બનાવવામાં પાપ છે, પૂણ્ય નથી.

જૈ૦–રાયપ્રશ્રેણી સૂત્રમાં ઉલ્લેખ છે, કે જૈનધર્મી પ્રદેશી રાજાએ દાનશાળા ખોલી હતી, કે જેમાં સાધુ, ભિખારીઓ, બ્રાહ્મણો વગેરેને માટે ખાવાપીવાનો પુરતો બંદોબસ્ત રાખવામાં આવતો હતો. જેને લગતો સૂત્રપાઠ આ પ્રમાણે છે : **अहणं सेयंविया पामुक्खाइं सत्तगामसहस्साइं चत्तारि भागे करिस्सामि, एगं भागं बलवाहणस्स दलइस्सामि, एगं भागं कोठागारे छोस्सामि, एगं भागं अंतउरं दलइस्सामि, एगेणं भागं महइ महालियं कुडागारसाल करिस्सामि, तत्थ णं बहुपुरिसेहिं दिणभत्त भत्त वयणेहिं विउलं असण ४ उवक्खडावेत्ता बहुणं सयणमाहण भिक्खुयाणं पंथिए पहि**

पाणय पारभाण माणे २ वहुहिं सील वय पचक्खाण पो सहववासेहिं जाव विहरिस्सामिति कट्टु जामेव दिसमाउ भुएतामेवंदिसिंपडिगए तत्तेणं पणासि राया कल्लं पाउ जाव त्तेयस्सा जलं ते सेयंविया पामोक्खाइं सत्तगामसस्साइं चत्तारि भाए करेह एगं भागं वलवाहणस्स दलयइ जाव कूडागार सालं करेई तच्छणं वहुहिं पुरसेहिं जाव उवक्ख डावेत्ता वहुण समणं माहणाए जाव परिभायमाणे विहरई, इत्यादि सूत्रम्, એનો અર્થ એ છે, કે : કેશી મુનિ આગળ પ્રદેશી રાજાએ એવી પ્રતિજ્ઞા કરી હતી, કે મારા રાજ્યમાં સાત હજાર ગામો છે. એના હું ચાર ભાગ પાડીશ. એમાંનો એક ભાગ બળદો, હાથી, ઘોડા અને વાહનોના નિર્વાહને માટે વાપરીશ, એક ભાગ ખજાના ખાતા માટે વાપરીશ, એક ભાગ રાણીજી અને રાજકુમારના ખર્ચ માટે વાપરીશ, અને એક ભાગ દાનશાળાઓ બનાવવા માટે વાપરીશ. એ દાનશાળાઓમાંથી શ્રમણો, બ્રાહ્મણો, ભિખારીઓ વગેરેને અન્નજલ આદિ મળતા રહે, એવો પ્રબંધ કરીશ. આ પ્રમાણે પ્રદેશી રાજાએ દયાને અર્થે રાજ્યની આવકના ચાર ભાગ કરી, તેમાંનો એક ભાગ હાથીઘોડાઓને માટે, અને એક ભાગ રાણી અને રાજપુત્રોને માટે વાપરવાનું નક્કી કર્યું હતું. રાજ્યની દયાને અર્થે એકભાગ ખજાનામાં લઈ જવાનું નક્કી કર્યું હતુ અને ગરીબોની દયાને અર્થે ચોથા ભાગ દાન-શાળાઓને માટે નિર્માણ કર્યો હતો કે જેમાંથી ગરીબોને અન્ન-પાણી અને ખાદિમ સ્વાદિમ (મધુર; પદાર્થો મળતા રહે. પ્રદેશી રાજાએ આ પ્રતિજ્ઞા ઋષિરાજ કેશીમુનિની સામે, તેમને સંબોધીને કરી હતી. જે ઉપર સૂત્રપાઠમાં જણાવ્યું છે; જો તમારા જેવોજ અભિપ્રાય કેશીઋષીનો હોત, તો તે

અવશ્ય પ્રદેશી રાજાને, તેણે કરવા ધારેલા કાર્યો કરતા, રોક્યો હોત, અથવા દાનશાળા ખોલતા તો જરૂર રોકત. પણ ઋષીએ રાજાને દાનશાળા ખોલવાની મના પણ નહોતી કરી, તેજ પ્રમાણે દાનશાળા ખોલતા રાજાને રોક્યો પણ નહિ. આથી સાબીત થાય છે, કે પ્રદેશી રાજાની વર્તણુંક યોગ્ય હતી અને તે જૈન ધર્મને અનુકૂળ પણ હતી, આથી સ્પષ્ટ થાય છે કે તમારી માન્યતા જૈન ધર્મથી વિરૂદ્ધ છે.

જો તમારો સિદ્ધાંત, જૈનધર્મથી વિરૂદ્ધ ન હોત, તો તમે જે પ્રરૂપણા કરો છો, તે જૈનધર્મથી વિરૂદ્ધ ન હોત, અને તમે દયાદાનની નિંદા પણ ન કરત; કેમકે જૈનધર્મમાં તો દયા અને દાન, એ બે તત્વો, મુખ્યતાએ રહેલા છે. એક કવિએ લખ્યું છે કે :-

॥ दोहा ॥

विश्नु भक्ति जैनी :दया, मुसलमान इकतार
ए तीनो पामें एक घर, जब उतरे बेडा पार ॥१॥

પં૦-સૂયડાંગસૂત્રમા લખ્યું છે, કે ધર્મને અર્થે જે હિંસા કરે છે; તે મનુષ્ય બુદ્ધિહીન અને અનાર્ય છે.

જૈની-તમારૂં કથન બુદ્ધિ વિનાના અનાર્યોને લાગુ પડે છે; તે કથન જૈનોને લાગુ પડતું નથી. તમે એમ કહેશો, કે આ કથન જૈનોને લાગુ પડે છે, તો તમારી દલીલ વજ્રપાતની માફક, તમારા ઉપરજ તુટી પડશે. જુઓ: તમારા પૂજ્યના દર્શનાર્થે, તેમના સ્થાનકે તેરાપંથી ગૃહસ્થો આવે જાય છે; એ આવવા જવાના કાર્યમાં, છ કાય જીવોની હિંસા થાય છે. તે છતાં પણ તમે, દર્શનને ધર્મરૂપ માનો છો. વળી, તમારા

સંપ્રદાયમાં જે લોકો દીક્ષા ગ્રહણ કરે છે; તેમને તમે વૈરાગી કહો છો એ વૈરાગીઓ સ્નાન કરે છે, વસ્ત્ર અને આભુષણો પહેરે છે, રથ ઉપર સ્વારી કરે છે; ઘોડા પર બેસે છે, શહેર, બજાર, શેરીઓ વગેરેમાં ફરે છે. સારા સારા મિષ્ટાન્નો જમે છે. વાજતાગાજતા વરનોલા નામનું જમણ જમવા ફરે છે. આ વૈરાગીઓ ધર્મને માટે, છ કાય જીવોની હિંસા કરે છે; અને છતાં તમે તેને વૈરાગી કહો છો. તમારા સિધ્ધાંત પ્રમાણે તો છ કાયની હિંસા કરનારાને વૈરાગી કહી શકાયજ નહિ; અર્થાત તમારા વૈરાગીઓને, વૈરાગી કહેવા પણ નિરર્થક છે. વળી વરનોલા જમાડવા માટે, તેરાપંથી ગૃહસ્થો મિષ્ટાન્નો બનાવે છે, તેમાંથી તેરાપંથી સાધુઓ પાત્ર ભરીભરીને મિષ્ટાન્ન વહોરી લઇ જાય છે. આ રીતે પૂજ્યના દર્શનને અર્થે અને વૈરાગ્ય ધર્મને અર્થે, હિંસા કરવી, એમાં તમે ધર્મ માનો છો, એટલે તમે પણ મૂર્ખ અને અનાર્ય સાબીત થાઓ છો. વળી તમારા ગૃહસ્થો વરસાદમાં તેરાપંથી સાધુઓના દર્શન કરવાને સ્થાનકમાં આવે છે; એ દર્શનને પણ તમે ધર્મ માનો છો. આથી તેરાપંથી સાધુઓ પણ મુર્ખ અને અનાર્ય સાબીત થાય છે.

પં૦–નિશીથસૂત્રમાં, દયાને પાપની દયા કહી છે.

જૈ૦–નિશીથસૂત્રના બારમા ઉદ્દેશમાં દયાને પાપની દયા કહી નથી. જેનો સૂત્રપાઠ આ પ્રમાણે છે. जे भिखु कोलुणपडियाए કોલુણ શબ્દનો કોઇ પણ પ્રકારે "દયા" એવો અર્થ થતો નથી. કલુણ શબ્દનો પર્યાયવાચી શબ્દ, કોલુણ છે, અને કોલુણનો અર્થ શોકજનક થાય છે. દિનતાની સાથે, રૂદન કરતો કોઇ મુનિ, પશુબંધન ખોલવાનું ગૃહસ્થનું કાર્ય, ફક્ત ભિક્ષા

મેળવવાને માટેજ કરે; તો તે મુનિને, ચોમાસી પ્રાયાશ્ચત કહ્યું છે. અહીં અનુકંપાનું કે દયાનું, નામનિશાન પણ નથી.

પં૦-વંદિતુસૂત્રમાં એકત્રીસમી ગાથામાં, દયાની નિંદા કરી છે, એથી સાબીત થાય છે, કે દયાને, "પાપની દયા" કહેવામાં આવી છે.

જૈની૦-વંદીતુસુત્રની એકત્રીસમી ગાથામાં, દયાની નિંદા કરી નથી. પણ રાગદ્વેષની નિંદા કરી છે. જેનો સુત્રપાઠ આ પ્રમાણે છે: **सुहिएसु अ दुहिएसु अ, जामे असंजएसु अणुकम्पा रागणेव दोसेणव, तंनिंदे तंच गरिहामि** દયામાં જે રાગદ્વેષ છે, તેનીજ નિંદા ઉપલા સૂત્રપાઠમાં કરવામાં આવી છે. એ નિંદા, તે કાંઇ દયાની નિંદા નથી; અર્થાત્ આ દલીલ પણ તમારો પક્ષ સાબીત કરે એવી નથી.

પં૦-દયા કરવામાં સાધુ અને ગૃહસ્થનો ધર્મ, એકસરખો છે.

જૈની૦-કોઈપણ કાર્યમાં સાધુ અને ગૃહસ્થની રીત કે ધર્મ એકસરખાં હોતાં નથી. સાધુ અણગારધર્મી છે. અને ગૃહસ્થ સાગારધર્મી છે. સાધુનું ગુણસ્થાનક છ઼ છે, અને ગૃહસ્થનું ગુણસ્થાનક પાંચમું છે. સાધુને સ્ત્રીનો સર્વથા ત્યાગ કરવાનું કહ્યું છે, જ્યારે ગૃહસ્થને સ્ત્રીનો સર્વથા ત્યાગ કરવાનું કહ્યું નથી. જો સાધુ અને ગૃહસ્થની રીત એકસરખી હોય, તો પછી સાધુ અને ગૃહસ્થમાં તફાવત શું રહેત? ગૃહસ્થો સંસાર ભોગવે છે, અને તે દ્વારા બાળક-બાળાઓને જન્મ આપે છે, હવે જો તેરાપંથી સાધુઓ પણ સંસાર ભોગવવા અને પુત્રપુત્રીઓ પ્રસવાવવા મંડી પડે, તોજ ગૃહસ્થ

અને સાધુની રીતભાત અથવા ધર્મ એક સરખો છે, એમ કહી શકાય. કદાચ તમે એવી દલિલ કરશો; કે દયાના સંબંધમાં સાધુ અને ગૃહસ્થની રીત એક સરખી છે; તો પણ તમારી દલીલ સફળ થવાની નથી. સાધુના ગળામાં પડેલી ફાંસી, ગૃહસ્થ છોડી નાંખે; તો તે કાર્યમા તમે પાપ બતાવો છો; પણ સાધુના ગળામાં પડેલી ફાંસી, સાધુ છોડી નાંખે; તેમાં તમે ધર્મ બતાવો છો. આ ઉપરથી સાબીત થાય છે, કે તમારા સિદ્ધાંત પ્રમાણે, સાધુ અને ગૃહસ્થોનો ધર્મ; દયાના અધિકારમાં પણ એક સરખો નથી. વળી જુઓ : "અનુકંપાની રાસ"માં ચોથી ઢાલમાં તમારા ભીખમજીએ સાધુ અને શ્રાવકની રીતભાત, જુદીજુદી બતાવી છે. તે ગાથા આ પ્રમાણે છે. साधू तो साधूने जीव वतावै ते पो तारो पाप टालणरे कांजै; श्रावक श्रावकने जीव नहीं पतावै तो किसो पाप लागे किसो व्रत भांगे આ ઉપરથી સાબીત થાય છે, કે દયાના અધિકારમાં શ્રાવક અને સાધુની રીતભાત એકસરખી છે, એ વાત તમારાજ ધર્મવચનોથી, ખોટી પુરવાર થાય છે.

પંથી—અમે તો અસંયતી જીવનું જીવન અને મરણ કંઇએ ઇચ્છતાજ નથી; પણ ફક્ત અમારૂં તારણ થાય, એવું ઇચ્છીએ છીએ.

જૈની-જૈન ગૃહસ્થો તો પંચેન્દ્રિય જીવો છો. તેઓ માંસ મદિરાના ત્યાગી છે. જૈન ધર્મના પ્રભાવથી, નૌકાર-મંત્રના પ્રબળથી અને અરીહંત ભગવાનના સ્મરણથી, તેઓ સ્વયં મોક્ષે જવાનાજ છે. હવે બાકી રહી પંચસ્થાવર જીવોની વાત. પંચસ્થાવર જીવોમાં, જેને કાન નથી; તેઓ તમારો

ઉપદેશ કેવી રીતે સંભાળશે? જેમને આંખો નથી; તે તેરાપંથી પૂજ્યના દર્શન કેવી રીતે કરી શકશે? અને જેમને જીભ નથી, તેઓ તમારા ગુણ-કીર્તન કેવી રીતે ગાઇ શકશે? હવે તમે એ જીવોને, કેવી રીતે તારી શકશો, તે બતાવો જોઇએ! તમારા મતના ઉત્પાદક ભીખમજી; જૈન સિધ્ધાંત, સંસ્કૃત, પ્રાકૃત, ગદ્ય, પદ્ય, ટીકા, ભાષ્ય, ચુર્ણિ દિપીકા, નિર્યુક્તિ વગેરેના જાણકાર તો કયાંથીજ હોય, પરંતુ તેમનામાં ટબ્બા (કવિતાની કડી) સમજવાની પણ શક્તિ ન હતી. જો તેઓ એટલું પણ સમજતા હોત, તો તેમણે જૈન સિદ્ધાંતની ટીપણી બનાવી છે, તેમાં જેવો ગોટાળો કર્યો છે, તેવું કરત નહિ. મજકુર ગ્રંથમાં વગર સમજે, દયાથી પાપ થાય છે; એવું જે નવું તોફાન, ભીખમજીએ અડાવી દીધું છે; તેવું તેઓ કદિ ન કરત. જો તેમનામાં ખરેખર કંઇ જ્ઞાન હોત, તો તેઓ ઉંદર, બિલાડા, કુતરા, બકરા, મરઘાં, સિંહ, વરૂ, છછુંદર, ભેંસ, પાણી, માછલાં, દાણા, કબુતર, માખી, વેશ્યા, ઇત્યાદિનાજ દ્રષ્ટાંતો ન આપતાં, તેમણે ધર્મશાસ્ત્રોની વાતો લખી હોત, કે જેથી ખરેખરૂં તમારૂં કલ્યાણ થાત. હે મિત્રો! હવે તમે કંઇ વિદ્યા શીખો, જરા સમજો; અને આત્માનું કલ્યાણ કરો. ગધેડાનું જે પૂછડું પકડ્યું છે; તે પકડીનેજ બેસી ન રહો, અને મહાવીરભગવાનના સમ્યકત્વમાં પ્રવેશ કરો.

इती तेरहपंथी नाटके तेरहपंथी मतोत्पादक भीखमजी दया मध्ये पाप प्ररुपण:तत्र सूत्रानुसार खंडन नाम्ने तृतीय खंड समाप्तम्॥

---

॥अथ तेरहपंथी नाटके तेरहपंथी मतोत्पादक भीखमजी जिनप्रतिमा खंडन तस्य सूत्रानुसार युक्ति सहित खंडन जिनप्रतिमा मंडन नाम्ने चतुर्थ खंड प्रारंभ्यते॥

# ખંડ : ૪ : થો

---

# જિનપ્રતિમાં મંડન

---

પં૦-ભગવાન તો મોક્ષે ગયા છે, એટલે હવે મંદિરોમાં કે મુર્તિઓમાં ભગવાન કયાંથી હોઈ શકે?

જૈની૦-શ્રી. જ્ઞાતાજીસૂત્રમાં દ્રોપદીના અધિકારમાં, મંદિરને જીનઘર કહ્યું છે, જેનો સુત્રપાઠ નીચે પ્રમાણે છે. दोवई रायवरकन्ना मज्जण घरं निगच्छइ निगच्छइत्ता, जिणघर पविसइ पविसइत्ता इत्यादि सूत्रम्. વળી રાયપ્રશ્રેણી સુત્રમાં तथा रायश्रेकसूत्रमें सूर्याभदेवके अधिकारमें जिणपडिमा એવો સુત્રપાઠ છે. 'જિનપડિ'માનો અર્થ, ભગવાનની પ્રતિમા એવો થાય છે, અને જીનઘરનો અર્થ ભગવાનનું ઘર એવો થાય છે. આ સુત્રના કથનથી સિદ્ધ થાય છે, કે જૈનમંદિરોમાં ભગવાનનું અસ્તિત્વ છે. આ સુત્ર પ્રમાણે તમારો પ્રશ્ન ખોટો સાબીત થાય છે.

પં૦-પ્રતિમા તો અજીવ છે, અજીવનું વંદન પૂજન કરીએ, તેથી કંઇ સ્વાર્થ સરતો નથી.

જૈની૦– નિશીથસુત્રમાં કહ્યું છે; કે જૈનપ્રતિમાની આગળ સાધુએ વાંસો કરીને બેસવું નહિ. વ્યવહારસુત્રમાં લખ્યું છે, કે સાધુએ જૈનપ્રતિમાની આગળ આલોયણા લેવા. આ ઉપરથી સાબીત થાય છે, કે જૈનપ્રતિમાને મહત્વવાળી માનવામાં આવી છે. વળી જુઓ : આઠે આઠ કર્મ અજીવ છે. જો અજીવની અસરજ ન થાય, તો કર્મ, જીવને સંસાર ભ્રમણ કરાવી શકે નહિ. પણ આપણે પ્રત્યક્ષ રીતે જોઈએ છીએ કે કર્મ અજીવ હોવા છતાં, તેના પ્રભાવથી જીવ, સંસારમાં ચાર ગતિમાં ફરે છે, અને સુખદુઃખ ભોગવે છે. કર્મને સિધ્ધાંત જાણ્યા પછી, તમે એમ કેવી રીતે કહી શકો, કે અજીવ જૈનપ્રતિમાંથી, આત્માનું કલ્યાણ ન થાય? વસ્ત્ર, પાત્ર, રજોહરણ, આદિ બધાં અજીવ છે. છતાં તમે તેને શા માટે ધારણ કરો છો? તમે તમારા તેરાપંથી સાધુઓના મૃત શરીરને, એક મુહુર્ત સુધી તમારી નિશ્રામાં રાખો છો અને તેને લોકોની પાસે વંદન કરાવો છો. મૃતક શરીર જીવ વિનાનું છે, છતાં તેને તમે, લોકો પાસે વંદન કરાવો છો; તો પછી એમ કેમ કહો છો, કે અજીવ પદાર્થોથી કાર્ય સરતું નથી? તમે તેરાપંથી સાધુઓ, તમારા હાથથી સ્વર્ગ, નર્ક, સ્ત્રી, પુરૂષ, કીડા, મંકોડા, કાગડા વગેરેના ચિત્રો દોરીને, પુસ્તકોના પુઠાં ભરી નાંખો છો, અને તે ચિત્રો, સ્ત્રીઓ અને બાળકોને બતાવીને, નાના પ્રકારે તેમને ભરમાવો છો; તથા પ્રતિબોધ આપો છો. આ બધા ચિત્રો અજીવ છે, છતાં તે વડે તમે તમારો સ્વાર્થ સાધો છો; છતાં જૈન પ્રતિમા અજીવ છે, તેથી તે કંઇ ફળ આપી શકે નહિ; એવું કહીને, બીજાને એબ લગાડો છો; એ તમારી ખરેખર ધુર્તવિદ્યા છે,

દશ વૈકાલિક સૂત્રમાં લખ્યું છે, કે સાધુઓએ સ્ત્રીઓના ચિત્રો જોવાં નહિ; છતાં તમે સ્ત્રીઓના ચિત્રો દોરો છો, એ તમારૂં કાર્ય, કેવળ નિષેધ કરવા જોગ છે. આ બધા દાખલાઓથી જૈનપ્રતિમા પૂજા સિધ્ધ થાય છે. હવે આગળ સાંભળો : પુસ્તકોના અક્ષરો અજીવ છે, કાગળ પણ અજીવ છે; છતાં તમે પુસ્તકો રાખો છો, શાસ્ત્રના પુસ્તકોનું પઠનપાઠન કરો છો, અને વ્યાખ્યાન વાંચો છો. તમારા સિધ્ધાંતો પ્રમાણે આ બધું અજીવ હોવાથી, તે ત્યાગ કરવા યોગ્ય છે. પણ એ બધાનો તમે ત્યાગ કરતા નથી, અને પુસ્તકોનો ભાર તો તમે ખચ્ચરની માફક ઉંચકતા હો, એવું દેખાય છે. પનિહારીઓ જેમ માથા પર ગાગર ઉંચકી જાય છે, તે પ્રમાણે તેરાપંથી સાધ્વીઓ તમારા પુસ્તકો માથે મૂકીને ઉંચકી જાય છે; એ દ્રષ્ય આખુંય જગત જુએ છે : પુસ્તકો અજીવ છે; તો પછી તમે એ અજીવ વસ્તુઓને ઉંચકીને, જીવને નાહક તકલીફ શા માટે આપો છો ? ભોજન પણ અજીવ છે, તો પછી ભોજન મેળવવા ઘેરેઘેર ભીખ માંગતા શા માટે ફરો છો ? તેરાપંથી ગૃહસ્થો તમને જે ભિક્ષા આપે છે, તે પણ અજીવ છે; છતાં એ ભિક્ષાથી તે પોતાનું કલ્યાણ ચાહે છે. તમે પણ અજીવ ગોચરી ખાઈને, તેમાં ધર્મ થાય છે, એમ માનો છો; તો પછી એમ કેમ કહો છો, કે અજીવ પદાર્થથી કાર્યસિદ્ધિ થઇ શકતી નથી ? રાયપ્રશ્રેણી સૂત્રમાં પણ કહ્યું છે, કે જીન પ્રતિમાની ચંદન પૃષ્પથી પૂજા કરવાથી; મોક્ષફળની પ્રાપ્તિ થાય છે.

પંથી—પ્રતિમા અબોલ છે. આત્મા, શરીર, પ્રાણ, ગુણ-સ્થાનક, ઈન્દ્રિયો, જીવનો ભેદાભેદ, ઇત્યાદિ પંદર બોલ પ્રતિમામાં નથી. આથી પ્રતિમા અમાન્ય સાબીત થાય છે.

જૈની--પંદર બોલ તો પુસ્તકો અર્થાંત લેખીત સૂત્ર સિધ્ધાંતોમાં પણ નથી; એટલે જો તમારો સિધ્ધાંત માનીએ, તો સૂત્રસિદ્ધાંતોને પણ અમાન્ય કરવા પડે છે. તમારી સૂત્ર અને સિદ્ધાંતો પર શ્રદ્ધા નથી. તેમજ તમને સૂત્ર સિદ્ધાંતોથી જ્ઞાનની પણ પ્રાપ્તી થઇ શકી નથી. આથીજ તમે સૂત્રસિધ્ધાંતોના ઉત્થાપક બની બેઠા છો. જો તમે એમ કહેશો, કે સૂત્રસિધ્ધાંતોથી જ્ઞાનની પ્રાપ્તી થાય છે; તો પછી તમારો ઉપર જણાવેલો સિધ્ધાંત મિથ્યા સાબીત થાય છે. વળી જુઓ : સિધ્ધ ભગવાન પણ અબોલ છે. તેમનામાં જીવના પંદર ભેદો પ્રાપ્ત થઇ શકતા નથી; તેમજ તેમનામાં ઈન્દ્રિય, ગુણસ્થાનક, ઇત્યાદિ પંદર બોલ પણ મળી શકતા નથી; આથી તમારા સિધ્ધાંત પ્રમાણે તો સિધ્ધ ભગવાનને પણ માનવા ઘટતા નથી. જેમ પુસ્તકો વાંચવાથી શાસનના અસ્તિત્વનો ખ્યાલ આવે છે; તેજ પ્રમાણે પ્રતિમાના દર્શનથી, ભગવાનનું સ્મરણ થાય છે. જેમ તમે અબોલ સિધ્ધ ભગવાનનું નામ લઈ, તેને નમસ્કાર કરી, તેમાં ધર્મનું અસ્તિત્વ માનો છો, તેજ પ્રમાણે ભગવાનની અબોલ પ્રતિમાનું નામ લઇને, તેને નમસ્કાર કરવા, એ પણ યોગ્ય છે.

પંથી–મંદિરોમાં જઇને તમે પથ્થરની મુર્તિનું દર્શન કરો છો, તેને બદલે તમારાજ ઘરમાં પથ્થરના થાંભલા આદિ હોય છે; તેનાજ દર્શન શા માટે કરી લેતા નથી ?

જૈન–રાયપ્રશ્રેણી સૂત્રમાં સુર્યાભદેવે, તથા જીવાભિગમ સૂત્રમાં વિજય દેવતાએ; ભગવાનની પ્રતિમાને ધુપ આપ્યો હતો, એવો ઉલ્લેખ છે. આ પાઠ આ પ્રમાણે છે : "**धूवं देवाण जिणवराणं**" જિનેશ્વર ભગવાને, જિન ભગવાનની

પ્રતિમાને, જીનેશ્વર દેવ કહ્યા છે. સૂત્ર કહેનારા ભગવાનની અને તેનું ગુંથન કરનારા ગણધરોની શ્રધ્ધા તમારા તેરાપંથી જેવી નહોતી; અર્થાંત તેઓ ભગવાનની પ્રતિમાનું પૂજન કરાવવાની તરફેણમાં હતા. જિનેશ્વર ભગવાનની અને ગણધર ભગવાનોની શ્રધ્ધા જો તેરાપંથીઓ જેવી હોત, તો તેઓ "ધુવં દેવાણું જીણુવરાણું, ને બદલે "ધુવં દેવાણું પથ્થરાણું" એમજ કહેત. પણ તેમણે તેમ કહ્યું નથી. જીનમૂર્તિને સૂત્રો તો જીનપ્રતિમા કહે છે; છતાં તમે તેરાપંથીઓ તેને પથ્થર, માટી વગેરે કહો છો. હવે કહો : ઉપરની દલીલોથી તમારો મનઃકલ્પિત સિધ્ધાંત રદ થાય છે કે નહિ ? મિત્રો ! જરા કંઇ સમજો, વિચારો અને આવી આવી કુયુક્તિઓનો ત્યાગ કરો. ભગવાનની પ્રતિમાને બદલે, પથ્થરના સ્થંભોને, અમે નમસ્કાર કરતા નથી; તેનું કારણ એ છે, કે સ્તંભો; ભગવાનની મૂર્તિ બની શકતા નથી. તેની કંઈ પ્રતિષ્ઠા થએલી હોતી નથી. વળી ગમે તેજ પ્રતિમાને વંદન કરવું, એ પણ યોગ્ય નથી. પ્રતિમાની મંદિરમાં પ્રતિષ્ઠા થાય છે, ત્યાર પછીજ પ્રતિમા પૂજાવંદનને યોગ્ય બને છે જેમ સાદો કાગળ કિંમત વિનાનો છે, પરંતુ સરકારી છાપ પડયાથી એ કાગળ મૂલ્યવાન અને માન્ય બને છે, જેમ નોટ, સ્ટામ્પ, ટીકીટ, રૂપીઆ, ગિનિ, મહોર વગેરેનું મૂલ્ય સરકારી છાપને લીધે અંકાય છે; તેજ પ્રમાણે પ્રતિમાનું પણ સમજવાનું છે. હવે તમે એવી દલીલ કરશો, કે પ્રતિમા માન્ય રાખીએ, તો પણ પ્રતિમાઓનું ઘેરેજ દર્શન કેમ કરી લેતા નથી, પ્રતિમા દર્શનને માટે મંદિરોમાં શા માટે જાઓ છો ? આ પ્રશ્નનો ઉત્તર નીચે પ્રમાણે છે. તમે સ્થાનકમાં જઇને

વિષ્ટા મૂત્ર આદિથી ભરેલી ગુરૂદેહનું દર્શન કરો છો; તો પછી તમે પણ તેમ ન કરતા, તમારા ઘરમાંજ પાયખાનું મોજુદ છે, તેની પાસે જઇને એજ મળ મૂત્રનું દર્શન ખુશીથી ક્યા કરો, અને ગુરૂ–દર્શનનો ત્યાગજ કરી દોને ! તમે જેવો પ્રશ્ન પૂછયો છે, તેવોજ મેં આ જવાબ પણ આપ્યો છે.

પં૦–પ્રતિષ્ઠા કરાવવાથી કોઇ પણ ગુણોનો પ્રતિમા સ્વીકાર કરતી નથી; તો પછી પ્રતિમાનું મહત્વ કેવી રીતે અવકાશ પામે છે ?

જૈની–તમે દરરોજ પ્રાતઃકાળે અને સાયંકાળે, પ્રતિ-ક્રમણ કરતી વખતે ચોર્યાસિ લાખ જીવ યોનીને ક્ષમાપના આપો છો, (ખમાવો છો) તો એ ચોર્યાસિ લાખ જીવ યોની, તમારી ક્ષમાપના સ્વીકારે છે ? એજ પ્રમાણે જીન મહારાજની પ્રતિમાનું પણ સમજવાનું છે.

પં૦–પ્રતિમાનું દર્શન કરવા કરતાં તો ઘંટીનું દર્શન કરવું, ઉત્તમ છે; કારણ કે ઘંટી તો લોટ પણ આપે છે; જ્યારે પ્રતિમા તો કંઈજ આપતી નથી !

જૈની–ઘંટીનું દર્શન કરવાથી જેમ તમને લોટનું સ્મરણ થાય છે, તેજ પ્રમાણે અમને પ્રતિમાનું દર્શન કર-વાથી, ભગવાનનું સ્મરણ થાય છે; અને ભગવાનનું સ્મરણ કરવાથી, કર્મનિર્જરા (કર્મના બંધનનો નાશ) થાય છે. ભગવાનનું સ્મરણ કરવા માટે જીન પ્રતિમાનું દર્શન કરવું જરૂરી છે; તથા કાયોત્સર્ગ અને ધ્યાન પણ આવશ્યક છે; તે પ્રમાણે મુનિઓ વર્તે છે.

પં૦-પથ્થરનો સિંહ મનુષ્યને ખાઇ જતો નથી, પથ્થરની ગાય દૂધ આપતી નથી; તો પછી પથ્થરની મૂર્તિ; આત્માનું તારણ કેવી રીતે કરી શકે?

જૈની-પથ્થરનો સિંહ જોઈએ છીએ, એટલે જોનારાને, સિંહનું સ્મરણ થાય છે; તેમજ સિંહના ગુણ, અવગુણ અને તેની પશુ ભક્ષક પ્રવૃતિ યાદ આવે છે. વળી પથ્થરની ગાયના દર્શનથી, ગાયના ગુણોનું સ્મરણ થાય છે. સિંહની મુર્તિ જોવાથી સિંહની હિંસક પ્રવૃત્તિનું સ્મરણ થાય છે. ગાયના ગળાની કેશવાળી જોઇને, નિશ્ચય થાય છે; કે ગાય આ પ્રકારની હોય છે; તેજ પ્રમાણે ભગવાનની મૂર્તિને જોઇને, ભગવાનનું સ્મરણ થાય છે; અને ભગવાનના ગુણ સહિત, છત્ર, ચામર, પુઠભામંડલ અને રત્નસિંહાસન પર વિરાજેલા અને અશોકવૃક્ષની છાયામાં શોભતા; આઠ પ્રતિહાર્ય સહિત; ભગવાનનો બોધ થાય છે. આ પ્રમાણે પ્રતિમાથી ભગવાનનું સ્મરણ થાય છે; અને તેથી દુષ્ટ કર્મનો ક્ષય થાય છે; જ્યારે તેરાપંથી સાધુઓના દર્શનથી તો કાંઈ પણ ફળ મળતું નથી; કારણ કે તેમનામાં ભગવાનનું સમ્યકત્વ નથી. જો તેરાપંથી સાધુઓમાં, સમ્યકત્વ હોય, તો તે સાબીત કરી આપો. તેરાપંથી સાધુઓમા સમ્યકત્વ નથી, એ વાત તો વિશ્વપ્રસિદ્ધ છે. તમે સામાયિક કરો છો, તેનું પણ કંઇ ફળ નથી. કારણ કે સામાયિકને નામે ભેગાં થએલા સ્ત્રી પુરૂષોમાં, પુરૂષો સ્ત્રીઓની સામે તાંકી તાંકીને જોયા કરે છે, અને સ્ત્રીઓ, પુરૂષોની સામે તાંકીને તાંકીને જોયા કરે છે; શું આજ સામાયિક છે?

પં૦-સ્ત્રી પોતાના પતિની છબીથી પોતાની જરૂરિ-

ચાત પુરી પાડી શકતી નથી; તેજ પ્રમાણે પ્રતિમા પણ ભગવાનનું કામ આપી શકતી નથી.

જૈન—સ્ત્રી પતિનું છાયાચિત્ર જોઈને, પતિનું સ્મરણ કરી શકે છે, તેમજ પતિના ગુણ અવગુણોનું પણ સ્મરણ કરી શકે છે. પતિની ગેરહાજરીમાં તેના છાંયાચિત્રનું દર્શન કરી, સગર્ભા સ્ત્રી, પતિના રૂપગુણને અનુકુળ, સંતાનને જન્મ આપી શકે છે. ઘોડી, હલકા ઘોડા સાથે સંભોગ દ્વારા ગર્ભ ધારણ કર્યા પછી, ઉંચા ખવાસના ઘોડાને જોઇ જોઇને, ઉંચી જાતના વછેરાને જન્મ આપી શકે છે; આમ અસલી કરતા નકલી ચીજ વધારે કામ આપે છે. પતિ અસલ ચીજ છે, છાંયાચિત્ર નકલ છે. પણ નકલથી અસલનું કામ સરે છે. એજ પ્રમાણે ભગવાનની પ્રતિમાના દર્શનથી, મનવાંછિત ફળની પ્રાપ્તિ થાય છે. રાજ્યધિકારીઓ પણ ગુન્હેગારના છાંયાચિત્રથી ગુન્હેગારને પકડી શકે છે; એ પ્રસંગે છાંયાચિત્ર કેવું સુંદર કામ આપે છે?! તમે તેરાપંથીઓ ભાવનિક્ષેપાને મુખ્ય સ્થાન આપો છો, તો શું એક સ્ત્રી મનમાં પોતાના પતિનીજ ભાવના ભાવશે અને "પતિ પતિ" કહીને પોકારો કરશે; તેથી તે કાંઈ સગર્ભા થઇ જશે ખરી? એમ કદી નહિ બને. કોઈ માણસ એવી ભાવના ભાવે, કે રાજ્યના ખજાનામાંથી અમુક થેલીઓ મારે ત્યાં આવી જાઓ, તો શું તે પ્રમાણે થવાનુ હતું? કદિ નહિ થાય. તેજ પ્રમાણે ફક્ત ભાવના ભાવવાથી કંઈ પણ કામ થતું નથી.

પંથી—પુત્ર, પિતાના છાયા ચિત્રને જુએ, તેથી તેને પિતાનું સ્મરણ થાય ખરૂં; પણ પિતાની હયાતીમાંજ, તે પુત્ર, પિતા પાસે, પોતાનું કાર્ય કરાવી શકે; પુત્ર, પિતાના

છાંયા ચિત્ર પાસે, કંઇ પણ કામ કરાવી શકે નહિ. એજ પ્રમાણે પ્રતિમા પાસે પણ કાંઇ કામ કરાવી શકાતું નથી.

જૈની–પુત્ર, પિતાનું છાંયા ચિત્ર જોઇને, પિતાને યાદ કરી શકશે; તેમજ પિતાના ગુણોનું સ્મરણ પણ કરી શકશે. પિતાનું છાયા ચિત્ર જોઈ ને, ગુણવાન અને સુપાત્ર પુત્ર, તેના ગુણ ગ્રહણ કરશે; વિનીત ભાવથી છાંયા ચિત્રની સામે ઉભો રહી, પતાના ગુણાનુવાદ કરશે, અને હાથ જોડીને, પિતાને નમસ્કાર કરશે. નિર્ગુણ કુપાત્ર પુત્ર, પિતાના ઉપકારને ભૂલી જશે. તે કૃતઘ્ની અને વિનયહીન બનીને, પિતાની છબી જોઇ, તેના પર થુંકશે; તથા પિતાની નિંદા કરશે. જુઓ : બાહુબલજીએ પોતાના પિતા, શ્રી ઋષભદેવજીના ચરણ, જમીન પર પડેલા જોયા હતા; તે દ્વારા તેમણે તેમના પિતા શ્રી ઋષભદેવજીનું સ્મરણ કર્યું હતું અને “હે પ્રજાપતિ! હે પ્રજાપતિ!” એમ કહીને, તેમનો પુકાર કર્યો હતો. શાસ્ત્રમાં એ કથા છે, અને એ કથાને તો તમે તેરાપંથીઓ પણ માન્ય રાખો છે. તો પછી એમ કેમ કહો છો, કે છબી અથવા પ્રતિમા નિરર્થક છે. રામચરિત્રને તમે તેરાપંથીઓ માન્ય રાખો છો અને રાત્રીના સમયે ઘણા મોટા અવાજે, તેનું ગાન કરો છો; એજ રામચરિત્રમાં લખ્યું છે, કે સીતાજીની પ્રતિમા નારદ લઇ ગયા હતા; અને તે તેમણે ભામંડળને આપી હતી. ભામંડળ સીતાની પ્રતિમા જોઇ, તેના સૌંદર્ય પર મોહિત થઈ ગયો હતો, તેણે ખાવા પીવાનું પણ તજી દીધું હતું અને પરિણામે તેની દેહ સુકાવા માંડી હતી. જેમ સ્ત્રીની છબી જોવાથી, ભામંડળને આ પ્રમાણે વિપત્તિ પડી હતી; તેજ પ્રમાણે ભગવાનની પ્રતિમા

જોવાથી, વિપત્તિઓ અવશ્ય દૂર પણ થાય છે. તમારા પૂજ્ય જીતમલજી હિત શિક્ષાવલીમાં લખી ગયા છે, કે પ્રતિમા પૂજાથી વિઘ્ન દૂર થાય છે. રામચરિત્રમાં લખ્યું છે, કે વજ્રકર્ણ રાજા ભગવાનની પ્રતિમા પોતાની સૂવર્ણની મુદ્રામાં રાખતા હતા અને એ મુદ્રિકા હાથમાં પહેરી રાખતા હતા. જ્યારે વજ્રકર્ણ રાવણની પાસે જતો હતો, ત્યારે એ પ્રતીમાને પહેલાં નમસ્કાર કરતો હતો. વજ્રકર્ણ રાજા સમ્યક્ત્વ પામેલો હતો, રાજા હતો અને ગૃહસ્થને નમસ્કાર કરવાનો તેણે ત્યાગ કર્યો હતો; છતાં તે પ્રતિમાને નમસ્કાર કરતો હતો. દશવૈકાલિક સૂત્રમાં લખ્યું છે, કે મુનિરાજોએ સ્ત્રીનું ચિત્ર જોવું નહિ. સ્ત્રીનું ચિત્ર જોવાથી, ભગવાનની આજ્ઞાનો ભંગ થાય છે; અને પાપ કર્મનું બંધન થાય છે. એજ પ્રમાણે ભગવાનની મૂર્તિના દર્શનથી, પાપકર્મનો ક્ષય થાય છે. વળી જુઓ : રામચરિત્રમાં લખ્યું છે, કે અષ્ટાપદ ઉપર ભગવાનની પ્રતિમાની આગળ રાવણે, તાવીન (એકવાદ્ય) વગાડયું હતું અને મંદોદરીએ નાટક કર્યું હતું. આથી રાવણે તીર્થંકર ગોત્ર બાંધ્યું હતું. આ હકીગતની ઢાલ રામચરિત્રમાં હતી; પણ તે તમે તેરાપંથી લોકોએ કાઢી નાખી છે. શ્રીહેમચંદ્રાચાર્યે સંસ્કૃતમાં રામચરિત્ર પ્રગટ કર્યું હતુ. એજ પ્રમાણે શ્રી. કેશરરાજજી—લોંકાશાહી યતીજીએ પોતાના ગ્રંથમા કથન કર્યું છે. જુઓ : તમે લોકોએ તમારા સંપ્રદાયનું નામ વધારવા, એ ચરિત્રમાંથી કર્તાના નામનો નિર્દેશ કરનારી ઢાલો કાઢી નાખી છે. આમ તમે ચોરી કરી છે અને પાપકર્મ બાંધ્યું છે. જૈનશાસ્ત્રમાં સઘળી વસ્તુઓના નકશા અથવા પ્રતિમા માન્ય રાખ્યા છે. જંબુદ્વિપનો નકશો, અઢિદ્વિપનો

નકશો, મહાવિદેહનો નકશો, ચૌદ રાજલોકનો નકશો, સ્વર્ગનર્કનો નકશો, પર્વત, સમુદ્ર, સરોવર વગેરેનો નકશો; એ બધું જૈન શાસ્ત્રે માન્ય રાખ્યું છે. નકશો જોવાથી અમુક વસ્તુ અમુક જગા પર છે, એ જલદી માલમ પડી આવે છે; રાજાઓમાં તો વરકન્યાની છબીઓ જોઇને લગ્ન સંબંધ પણ થાય છે. તથા અંગ્રેજી રાજમાં ન્યાયમંદિરના કાર્યો, યુદ્ધના કાર્યો અને બીજા ઘણાં કાર્યોમાં છબીની જરૂર પડે છે; તો પછી તમે એમ કહો છો, કે છબીથી કાંઇપણ કાર્ય થઇ શકતું નથી. તમે તેરાપંથી લોકો દ્વેષબુધ્ધિથી ભગવાનની પ્રતિમાને જુઠી ઠરાવવાને માટે છબીઓને નિરર્થક ઠરાવો છો. આ રીતે તમે દેવની નિંદા કરો છો, અને તમારા કર્મોને કઠીન બનાવો છો. નીતિશાસ્ત્રમાં લખ્યું છે, કે દેવની નિંદા કરનારાના ઘરમાં દરિદ્રતા પ્રવેશે છે, ધનનો નાશ થાય છે અને પુત્રપરિવારનો નાશ થઇને, તેમનું; મહા સંકટો ભોગવતાં, છેવટે મૃત્યુ થાય છે. વળી બીજા ભવમા પણ તે દુઃખ પામે છે. જેમ બીજા બધાં કામો છબીઓ દ્વારા લેવામાં આવે છે; તેજ પ્રમાણે ભગવાનની પ્રતિમાનું દર્શન પણ કર્મ ક્ષયને માટે જરુરી છે. ભગવાનની પ્રતિમાનું વંદન પૂજન દર્શન કરવાથી કર્મનો ક્ષય થાય છે. તમે જે કુલિંગ વેશ પહેરો છો, તે સાધુવેશ પણ એક પ્રકારની પ્રતિમા અથવા છબી અથવા સ્થાપના છે; અને તે પ્રતિમાને લીધેજ તમારૂં મહત્વ પણ છે. જો તમે એમ કહો, કે સાધુવેશ એ છબી (નિર્જીવ સ્થુલ ચિન્હ) નથી; તો તમે તમારે માથે પાઘડી મૂકી દો. તમારી છબી પાઘડીવાળી થવા છતાં, પણ જો તેરાપંથી ગૃહસ્થો તમને નમસ્કાર કરવા ચાલુ રાખશે, તો માની લેજો

કે છબી અથવા પ્રતિમા જુઠી છે; જો નમસ્કાર કરવા બંધ કરે, તો ફોટો અથવા પ્રતિમા સાચા સાબીત થાય છે. આ બધા ઉદાહરણો ઉપરથી જૈન પ્રતિમા અને તેની પૂજા સિદ્ધ થાય છે.

પંથી–પ્રતીમાને બનાવનાર શિલ્પકાર હોય છે, જો તમે પ્રતિમાને પૂજો છો; તો પછી એજ પ્રતિમાને બનાવનાર શિલ્પકારનીજ તમે શા માટે પૂજા કરતા નથી?

જૈની–તમે પણ કંઇ ઝાડના ફળની માફક જગતમાં પેદા થતા નથી. તમારો જન્મ પિતાથી થાય છે; તે પછી તમે તેરાપંથી બનો છો અને પૂજ્ય અથવા આચાર્ય થાઓ છો; ત્યારે જ ગૃહસ્થો તમને વંદન કરે છે; હવે કહો વંદન કરવા વાળો ગૃહસ્થ; તમને વંદન કરે છે, પણ તે તમારા બાપને કેમ વંદન કરતો નથી? એજ રીતે શિલ્પકારની પૂજા થતી નથી, પણ પ્રતિમાનીજ પૂજા થાય છે.

પંથી–નામમાંથી જે અર્થ નીકળે છે, તે તો નિરર્થક છે, અને તેથી કોઈ પણ કાર્ય સરતું નથી. ભંગીનું નામ ઋષભદેવ હોય; તો શું નામ માત્રથી એ ભંગી ઋષભદેવ થઈ જાય ખરો?

જૈની–નામમાંથી પણ નામનો ધ્વનિ સિદ્ધ થાય છે. તમે લોગસ્સ–કી–પાટી, બે વખત વાંચો છો અને ચોવીસ તીર્થંકરોને નમસ્કાર કરો છે. આ તમારી વંદના નામ પ્રત્યે થાય છે, કે ગુણ પ્રત્યે થાય છે? જો તમે એમ કહેશો કે નામને વંદના થાય છે. તો તમારી ઉપલી શંકા આપોઆપ ઉડી જાય છે. જો તમે એમ કહેશો, કે

ગુણ સહિત નામને વંદના થાય છે; તો તમે નામ શા માટે લો છો ? અને એકલા ગુણનેજ કેમ વંદન કરતા નથી ? ભગવાનના "ગુણ ગુણ" કરતાં રહો, એટલુંજ તમારે માટે બસ છે. પણ તમે ભગવાનનું નામ લઇને, ભગવાનના ગુણ ગાઓ છો; તે પરથી સિદ્ધ થાય છે, કે તમે નામ અને ગુણ બંનેને યુકતપણે વંદન કરો છો, નામ વિના એકલા ગુણને વંદન કરતા નથી. તમે જે પંચમહાવૃતને માનો છો, તે બધા વાસ્તવિક રીતે તો એકજ છે. તો પછી તમારી સાધ્વીઓ પ્રાત:કાળે તમારા જુદાજુદા નામ લઇને કેમ વંદન કરે છે ? આથી સિદ્ધ થાય છે, કે નામનું મહત્વ છે. તમે સાધુઓ અને સાધ્વીઓ જુદા જુદા નામથી ઓળખાવો છો, છતાં તમારા બધા ગુણ તો એકજ છે. તો પછી તમારા જુદા જુદા નામો કેમ પાડવામાં આવે છે ? એથી પણ નામની મહત્તા સિદ્ધ થાય છે. કોઇ ભંગીનું નામ ઋષભદેવ હોય, તો તે ભંગીનું નામ યાદ આવતા પણ, આપણા ભગવાન પણ ઋષભદેવજી હતા, એવું યાદ આવી જાય છે. ભંગીના નામમાં દ્રવ્ય, થાપના અને ભાવ ભંગીનો હોય છે; તેમા ભગવાનના દ્રવ્ય, થાપના કે ભાવને અવકાશ નથી.

પં૦--ઋષભદેવ ભંગીનું નામ લેવાથી, જો આપણા ધર્મદેવ ઋષભદેવજીનું તમને સ્મરણ થાય છે, તો પછી તમે મંદિરોમાં શા માટે જાઓ છો ? ઋષભદેવ ભંગીનાજ દર્શન કર્યા કરો, એટલે ભગવાન યાદ આવશે અને તમારા મનોરથ પણ પૂરા થશે.

જૈની–પ્રભુની મૂર્તિમાં ચાર નિક્ષેપાને સ્થાન છે, ઋષભદેવ ભંગીમા ફકત નામ નિક્ષેપાને સ્થાન છે; પણ અન્ય ત્રણ

નિક્ષેપાને ત્યાં અવકાશ નથી. ભગવાનની મૂર્તિમાં ચારેચાર નિક્ષેપા વિદ્યમાન છે. ધાતુ, પાષાણુ, આદિ વસ્તુની જે પ્રતિમા છે, તે દ્રવ્ય નિક્ષેપા છે. પ્રતીમાજીની સ્થાપના કરવામાં આવી છે, એ સ્થાપના નિક્ષેપા છે. આ પ્રતિમા અમુક તીર્થંકરની પ્રતિમા છે, એ નામ નિક્ષેપા છે; અને અષ્ટપ્રતિહાર્ય, યોગ-મુદ્રા, પદ્માસન સહિત બીરાજમાન છે એવા, પ્રભુની પ્રતિમાની જે ઉપાસના કરે છે; તે ઉપાસના કરનાર પ્રભુના ગુણોનું સ્તવન કરે છે; એ ભાવનિક્ષેપા છે, અર્થાત પ્રભુના ગુણોમાં પ્રભુત્વનો ભાવ લાવવો અને તેમાં આપણી શ્રદ્ધા મેળવી દેવી, એ ભાવ નિક્ષેપા છે. ભગવાનની પ્રતિમામાં ચારેચાર નિક્ષેપા છે, એ આ પ્રમાણે અમે સિદ્ધ કરી આપ્યું છે.

પં૦–થાપના નિક્ષેપા નિરર્થક છે, તેનાથી કોઇપણ કાર્ય સરતું નથી. પથ્થરની મૂર્તિ બનાવીને તેને પરમેશ્વર માની લઇએ, તેથી શું એ મૂર્તિ પરમેશ્વર બની જાય ખરી?

જૈની–અવશ્ય બને છે, જૈનશાસ્ત્ર એની સાક્ષી પુરે છે. દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે, કે કેટલાક છોકરાઓ લાકડીનો ઘોડો બનાવી, તેના ઉપર ચઢી બેઠા હતા અને ફરતા હતા. એવામાં એક જૈનમૂનિ ત્યાં આવી પહોંચ્યા. તેમણે બાળકોને કહ્યું: "હે બાળકો! તમારો ઘોડો ખસેડી લો અને મને માર્ગ આપો. બાળકોએ, જે લાકડીની સ્થાપના ઘોડા તરીકે કરી હતી, તે લાકડીને જૈનમુનિએ પણ ઘોડોજ કહ્યો છે; તેને લાકડી કે લાઠી કહી નથી. આ ઉપરથી સ્થાપનાનું મહત્વ આપોઆપ સિદ્ધ થાય છે. તમે તેરાપંથી સાધુઓ જ્યારે જન્મ લો છો, ત્યારે મુખ બાંધેલા, રજોહરણરૂપ લાંબા પૂછડાંવાળા અને ભીલોની માફક ઉપરણાની ગાંઠ મારેલા એવા કુલિંગવેશ સહિત

જન્મ લેતા નથી. તમને એ સ્વરૂપ પાછળથી સ્થાપનાથી પ્રાપ્ત થાય છે, તો પછી સ્થાપના જુઠી છે, એમ શા માટે કહો છો? આમ સ્થાપનાનું મહત્વ તો તેરાપંથીઓમાં પણ છે; અર્થાંત તમે સ્થાપના નિરર્થક છે એમ કહો છો, તે મિથ્યા છે. તેરાપંથી આચાર્ય (પૂજ્ય) પાટસહીત સાધુ બનતા નથી, પણ પાછળથી સ્થાપનાથીજ પાટ ઉપર વીરાજમાન થાય છે; અને પૂજ્ય બને છે. હવે કહો સ્થાપના નિક્ષેપા સિદ્ધ થાય છે કે નહિ? આમ અમે સુત્રની સાક્ષીદ્વારા તથા તેરાપંથીઓની રીતભાતથી સ્થાપના મહત્વ સિદ્ધ કરી આપ્યું છે. વળી જુઓ: ભગવાનની વાણીની કાગળ ઉપર શાહીથી સ્થાપના કરવામાં આવે છે, એ અક્ષરરૂપ સ્થાપનાને તમે વાંચો છો, અને તે લોકોને સંભળાવી તમે સ્વાર્થ સિદ્ધ કરો છો. તો પછી સ્થાપના નિરર્થક છે, એમ કહેવું શું ખોટું નથી? હવે તમારા શ્રાવકોના હાલ સાંભળો. કોઇ ગૃહસ્થની પુત્રી મરણ પામે છે, અને તેનો જમાઇ બીજી સ્રી સાથે બીજી વખત વિવાહ કરે છે; તો એ સ્રીને, પૂર્વ પુત્રીનો પિતા, ભાવદ્વારા પોતાની પુત્રી માની લે છે, એ પણ સ્થાપના નિક્ષેપા છે. અપુત્ર તેરાપંથી, ગૃહસ્થ પોતાનો વંશ ચલાવવા, બીજાના પુત્રને દત્તક લે છે, એ પણ સ્થાપના છે. આ બધી સ્થાપનાઓને માન્ય રાખવી, અને માત્ર ભગવાનની સ્થાપના નિક્ષેપાનેજ દોષપાત્ર માનવી, એ શું ન્યાય છે?

પં૦—દ્રવ્ય નિક્ષેપા નિરર્થક છે, તેથી કોઇપણ કાર્ય સિદ્ધ થતું નથી.

જૈન—તમારૂં આ કહેવું પણ ખોટું છે. વસ્ત્ર, પાત્ર, ઓઘો, મુહપત્તિ, પુસ્તક, દ્રવ્ય અર્થાંત વસ્તુઓ તમે નિરંતર ભોગવો

છો; તો પછી દ્રવ્ય નિક્ષેપાને નિરર્થક કેમ કહો છો? ઉપલા દ્રવ્યો મોક્ષના સાધક બને છે; અને તેથી તે સાર્થક છે. અર્થાત્ તેને નિરર્થક કહેવા, એ ગંભીર ભૂલ છે. તેરાપંથી સાધુઓને ગૃહસ્થો અન્ન, પાણી, વસ્ત્ર, આદિ આપે છે. જેમાં તમે તમારી તથા ગૃહસ્થોની મુક્તિ માનો છો, તો પછી દ્રવ્ય નિક્ષેપા નિરર્થક છે, એમ તમે કહી શકો નહિ. આમ દ્રવ્ય નિક્ષેપા સ્વતઃ સિદ્ધ થાય છે; અને તમારૂં કથન નિરર્થક સાબીત થાય છે.

પં૦–ફક્ત ભાવ નિક્ષેપાજ યોગ્ય હોઈ, તેથીજ કાર્ય સિદ્ધિ થાય છે.

જૈની–ભાવનિક્ષેપા એકલીજ કાર્ય કરે છે, એ તમારૂં કહેવું મિથ્યા છે. ભરતચક્રવર્તીએ, દર્પણ ભુવનમાં પોતાની આંગળીએ પહેરેલી વીંટી, એ નામનિક્ષેપા છે. વીંટીને આંગળીમાં ધારણ કરી, એ થાપના નિક્ષેપા છે. વીંટીનું સુવર્ણ દ્રવ્ય, એ દ્રવ્ય નિક્ષેપા છે, એ વીંટીને જોઇને પોતાના પુદગલ શરીરને જોઇને તે અનિત્ય જાણીને, કેવળજ્ઞાન મેળવવાની અને તે દ્વારા મોક્ષે જવાની ઇચ્છા રાખે, એ ભાવ નિક્ષેપા છે. આ ચારેથી કાર્યસિદ્ધિ થાય છે. એકલી ભાવ નિક્ષેપાથી કાર્યસિદ્ધિ થતી નથી. તમે એમ કહેશો, કે એકલા ભાવ માત્રથી સિદ્ધિ થાય છે; તો પછી એ ન્યાયે તમારે સાધુવેશ વગેરે સ્થાપના દ્રવ્યનો ત્યાગ કરી દેવો જોઇએ; અને ફક્ત ભાવનાજ ભાવવી જોઇએ. ઠાણાંગજી સૂત્રના ચોથા ઠાણાનો સૂત્રપાઠ આ પ્રમાણે છે. **निक्षेपा चउव्विहे, पणत्ते नाम सच्चे ठवणा सच्चे दव्व सच्चे भाव सच्चे**; આ સૂત્રથી ચારે સ્થાપનાઓ સિદ્ધ થાય છે.

પં૦-આપણું ઘર તથા ઉપાશ્રયની જગાએ અનંત સિદ્ધો થઈ ગયા છે, એટલે એજ સ્થાનને સિદ્ધપિઠીકા માની લેવી જોઇએ; સિદ્ધપિઠીકાને માટે તમારે શત્રુંજય ઉપર જવાની તકલીફ શા માટે લેવી જોઇએ?

જૈની-તમારા સ્થાનકની જગાએ પણ અનંત આચાર્યો થઇ ગયા છે; તો પછી એજ સ્થાને તમે આચાર્યને વંદન કેમ કરી લેતા નથી? ચૈત્ર મહીનામાં તથા ચૈત્ર મહિના પછી, તમે તેરાપંથીઓ તમારા આચાર્યનું દર્શન કરવા માટે દોડા-દોડી કરી મૂકો છો અને દુર દુર જઇને તેમના દર્શન કરી આવો છો; તમારા સ્થાનકમાં અનંત સિદ્ધો થઈ ગયા છે, તો પછી તમે તેમનુંજ દર્શન વંદન કેમ કરી લેતા નથી? એજ પ્રમાણે તેરાપંથી ગૃહસ્થોના ઘરને સ્થાને પણ અનંત આચાર્યો થઇ ગયા છે; તો પછી તમે તમારા પૂજ્યને વંદન કરવા માટે દુર દુર શા માટે જાઓ છો? તમારા ઘેરે થઇ ગએલા આચાર્યોનેજ તમે કેમ વંદન કરી લેતા નથી? અને આચાર્યના સ્થાન સુધી જવાની તકલીફ કેમ ઉઠાવો છો? તમે જેવો પ્રશ્ન પૂછયો છે; તેવોજ મેં તમને ઉત્તર આપ્યો છે.

પં૦-સાધુનું દર્શન કરવા જઇએ છીએ, તો સાધુ જ્ઞાનનો ઉપદેશ આપે છે. તથા વ્યાખ્યાન સંભળાવે છે. પ્રતિમા શું સંભળાવે છે, અથવા શું ઉપદેશ આપે છે; કે જેથી જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે?

જૈની-પ્રતિમા ઉપદેશ તો આપતી નથી, પણ જ્ઞાન તો અવશ્ય આપે છે. એજ કારણથી પ્રતિમાનું નામ ચૈત્ય ચૈઇય કહ્યું છે. પ્રતિમા પરમેશ્વરનું ચૈતન્ય કરાવે છે; અર્થાત પરમેશ્વરનું સ્મરણ કરાવે છે; એટલે કે ભગવાનના જે સ્વરૂપની

પ્રતિમા હોય છે; ભગવાનના તે સ્વરૂપનું, એ પ્રતીમાથી જ્ઞાન થાય છે. ચૈત્ય શબ્દનો અર્થ મતિ, શ્રુતિ, આદિ જ્ઞાન થતોજ નથી વળી તમારા તેરાપંથીઓમાં એવો રિવાજ છે, કે તમારા સાધુઓના શબને એક મુહુર્ત સુધી તમારી નિશ્રામાં રાખો છો, તેને તમે વંદો છો અને ગૃહસ્થોની પાસે પણ વંદન કરાવો છો. તે પછી તેન ગૃહસ્થોને સોંપી દો છો. તમે તેરાપંથીઓ એ શબને કેમ વંદન કરો છો? એ શબ શું વ્યાખ્યાન આપે છે, ઉપદેશ આપે છે; કે જ્ઞાન આપે છે? સિધ્ધ ભગવાનને તો તમે પણ નમસ્કાર કરો છો, એ સિદ્ધ ભગવાન શું તમને ઉપદેશ આપે છે, વ્યાખ્યાન સંભળાવે છે. અથવા જ્ઞાનપ્રદાન કરે છે? એ સિદ્ધોદ્વારા પણ એમાંનું કંઇજ થતું નથી. જેમ આમાનું કંઇપણ ન થવા છતાં, સિદ્ધ પૂજનીય છે; તેજ પ્રમાણે અરિહંત ભગવાનની પ્રતિમાનું પણ સમજવાનું છે. તમે કહેશો, કે સિદ્ધ ભગવાનમાં કેવળ જ્ઞાન છે; તેથી અમે તેમને માનીએ છીએ. પરંતુ સિદ્ધ ભગવાનનું કેવળજ્ઞાન તમારા શું ઉપયોગમાં આવે છે? શું એ કેવળજ્ઞાન તમારા દિલનો સંશય દુર કરી શકે છે? નહિ. તો પછી એમ કેમ કહો છો, કે પ્રતિમાના દર્શનથી શું લાભ થાય છે? અર્થાત તમારૂં આ કહેવું પણ નિરર્થક છે.

પંથી–તેરાપંથી ગૃહસ્થો અન્ય દેવતાઓનું પૂજન કરે છે, એ બધું ગૃહસ્થના સંસાર ખાતામાં ગણાય છે.

જૈની–જૈનધર્મી ગૃહસ્થ, અન્ય ધર્મના દેવો અર્થાત મેરૂ, પાબુ, રામદેવ, શેડલ, મહામાયા, માલાસી, કુળદેવી; ઇત્યાદિ તથા જૈનધર્મમાં કહેલા દેવો, તીર્થંકર મહારાજ તથા તીર્થંકર મહારાજની પ્રતિમા પુંજે છે. ઉપાસ્સગ દશાંગજી

સૂત્રમાં લખ્યું છે, કે આનંદજી શ્રાવકે અન્ય દેવોની પ્રતિમા પૂંજવાનો ત્યાગ કર્યો હતો. અને જૈન દેવોની પ્રતિમા પુંજવાનું ચાલુ રાખ્યું હતું. તમને તેરાપંથીઓને અન્ય દર્શની દેવોમાં દેવત્વ દેખાય છે, પણ જૈન દેવોમાં દેવત્વ દેખાતું નથી. એ તમારી અક્કલનો નમુનો છે. અન્ય દેવની પૂંજા કરવાનું કાર્ય સંસાર ખાતામાં જમા થાય છે, એમ તમે કહો છો; તો સ્વધર્મી દેવોના પુજનથી ધર્મ ખાતું થાય છે, એમ પણ કહેવું જ જોઇએ. તમારા આ કથનથી સિદ્ધ થાય છે, કે અન્ય દેવોના પૂજનમાં પાપ છે, તો સ્વધર્મના દેવોને પુંજવાથી ધર્મ અને પૂણ્ય છે. જરા હજી પણ હૃદયના નેત્રોને વધારે ખોલો અને જુઓ : તમારા પૂજ્યશ્રી જીતમલે "હિતશિક્ષાવલીમાં" કહ્યું છે, કે દેવતાઓ પોતાના વિઘ્ન ટાળવા, અરિહંત ભગવાનની પ્રતિમાને પૂંજે છે. જો પ્રતિમાને પૂજવાથી દેવતાઓનું વિઘ્ન દુર થાય છે, તો પ્રતિમાને પૂજવાથી મનુષ્યોના વિઘ્નો કેમ ન મટે ? જરૂર મટવાજ જોઇએ. તો પછી તેરાપંથી ગૃહસ્થોએ પોતાના સમ્યકત્વને બટ્ટો લગાડીને અન્ય દેવોને, શા માટે ગૃહણ કર્યા છે ? શું તેરાપંથી ગૃહસ્થો આપણા જૈન દેવોના સમ્યકત્વને જાણુતા નહિ હોય ?

પં૦—માતા, બહેન તથા પત્નીનું સ્વરૂપ એક સરખું છે, પોતાની સ્ત્રીના જેવુંજ માતા અને બહેનનું સ્વરૂપ પણ જોઇને, માતા અને બહેનને, કોઈ પોતાની પત્નિ બનાવશે કે ? નહિજ બનાવે. તો પછી પ્રતિમાનું સ્વરૂપ ભગવાનના સ્વરૂપ પ્રમાણેજ જાણીને; એ પ્રતિમાને પુંજવામાં, વાંદવામાં અને માનવામાં શું રહસ્ય છે ? કાંઈજ રહસ્ય નથી. અર્થાત આ બધું ખોટું ઢોંગ છે.

જૈની–માતામાં, માતાની નામ સ્થાપનાનો દ્રવ્ય ભાવ છે, બ્હેનમાં બ્હેનની નામ સ્થાપનાનો દ્રવ્ય ભાવ છે, અને વિવાહીતા સ્ત્રીમાં, સ્ત્રીની નામ સ્થાપનાનો દ્રવ્ય ભાવ છે. માતાબ્હેનની નામ સ્થાપના આદિ, સ્ત્રીમાં નથી. પત્નિ, માતા અને સ્ત્રી, એ દરેકની નિક્ષેપા ભિન્ન ભિન્ન છે, તો પછી એ બધાને એક કેવી રીતે માની શકાય? માતા, બ્હેન અને સ્ત્રીને સમાન માનવાનો રિવાજ, ઢૂંઢાપંથીઓની માફક તમારા તેરાપંથીઓમાં હશે! ભગવાનની મૂર્તિને જોઇને ભગવાનનું સ્મરણ થાય છે. ભિખમજીએ ભિખમ ચરિત્ર ઢાલ ચાલીસ, ગાથા બારમાં કહ્યું છે; કે "म्हैतो जिन प्रतिमाकुं उत्थापी नही" આમ છતાં પણ તમે તમારા પંથના સ્થાપકનું કથન તજી દઈને, જીન પ્રતિમાની નિંદા કરો છો. આ રીતે તો તમે તમારા ગુરૂ ભિખમજીના કથનને તીલાંજલી આપવાવાળા સાબીત થાઓ છો. અથાત્ તમે ભીખમજીના મતથી પણ ભ્રષ્ટ થાઓ છો.

પંથી–પથ્થરની મૂર્તિના દર્શનથી અને પૂજનથી શું લાભ થાય છે? અર્થાત્ કંઈપણ લાભ થતો નથી.

જૈની–રાયપ્રસેણી સૂત્રમાં લખ્યું છે, કે જૈન પ્રતિમાના પૂજનથી મોક્ષ મળે છે, તથા પ્રતિમાને વાંદવાથી ખુદ ભગવાનને વંદન કર્યાનું ફળ મળે છે, પરંતુ તમેજ કહો કે હાડ માંસ રકતાદિથી ભરેલા તમારા સાધુઓને વંદન કરવાથી શું લાભ મળે છે? તમે એવી દલીલ કરશો, કે સાધુઓ પંચ મહાવ્રતધારી છે, તેથી તેમને વંદન કરવાથી ફળ મળે છે, પણ પ્રતિમામાં પંચમહાવ્રત નથી, તેથી તેને વાંદવાની જરૂર નથી, તમારી આ દલીલ પણ ટકી શકે એવી નથી. પ્રથમ

વાત તો એ છે, કે તમારામાં સમ્યકત્વ નથી, કારણ કે તમે ભગવાનને દશ દોષ લગાડી, ભગવાનને ભુલેલા કહ્યા છે; તેમણે નહિ કરેલા એવા, દશ દોષ, ભગવાનને લગાડયા છે, અને તેમની નિંદા કરી છે. આથી તમે ભગવાનના નિંદક બન્યા છો અને તમે સમ્યકત્વ ખોઈ દીધું છે. બીજું એ, કે પાંચ મહા વ્રતો પણ તમારા સાધુઓમાં નથી, જેનું વર્ણન અમે પહેલા ખંડમાં કરી આવ્યા છીએ; જેથી પુનરૂક્તિ દોષ થવાના ભયથી તે વિગતો અમે અહીં ફરીથી લખતા નથી. આવા કારણોને લીધે તમારા ગુરૂઓના દર્શનથી કંઇપણ ફળસિદ્ધિ થતી નથી; જ્યારે ભગવાનની પ્રતિમાને વંદન કરવાથી તો સૂત્રાનુસાર ફળ પ્રાપ્ત થાય છે; અને તીર્થંકરોનું જ્ઞાન પણ થાય છે. રાયપ્રસેણી સૂત્રમાં સૂર્યાભદેવના અધિકારમાં લખ્યું છે, કે हियाए सुहाए खमाए निस्सेयसाए अनुभविताए અર્થાત્ જીન પ્રતિમા પૂજવાનું ફળ અને પરિણામ મોક્ષ છે.

પંથી–જીન મંદિર બંધાવનારો મરણ પછી બારમે દેવલોકે જાય છે, તો જીનમંદિર બાંધવામાં મદદ કરનાર અર્થાત માટી, ચુનો, છો, ઇંટ, પથ્થર, રેતી વગેરે પોતાના વાંસા પર ઉંચકીને લાવી આપનાર ભેંસો પણ બારમે દેવલોકે જતી હશે ને ?

જૈની-ભેંસો સંજ્ઞી પંચેન્દ્રિય જીવ છે. ભગવાનની ભકિતનું પોતે નિમિત્ત બને છે, એવું વિચારીને ભેંસો પણ પોતાના પરાક્રમને વિકસાવે, તો તે ભગવાનનું સમ્યકત્વ મેળવી, મરણ પછી શુદ્ધ ગતિ અને દેવલોકને જરૂર પ્રાપ્ત કરશે, તેમાં કાંઇ પણ શંકા નથી. મૃગપશુએ, બલદેવ મુનિરાજની

શિક્ષાનો સંયોગ જોઇને, શુદ્ધ શ્રધ્ધાથી દેવગતિ મેળવી હતી. એજ પ્રમાણે જીનમંદિર બંધાવવા માટે ઈંટ વગેરે ઉંચકી લાવનાર ભેંસોના સંબંધમા પણ સમજવાનું છે. અમારી બીજી તેરાપંથીઓને નીચેની બાબત વિચારી જોવાની સૂચના છે. તેરાપંથી આચાર્યના દર્શનને માટે તેરાપંથી ગૃહસ્થો; બળદ, ઊંટ કે ઘોડા ઉપર સવારી કરી, ખુબ જોરથી આવજા કરે છે. આ દોડાદોડીમાં ઘણું દોડવાને પરિણામે કેટલાએ ઊંટ, ઘોડા અને બળદ રસ્તામા દુઃખી થઇને મરી જાય છે; તથા ઘેર આવીને પણ કોઈ કોઇ પ્રાણી મરી જાય છે. આ રીતે દર્શન કરવા જનારા ગૃહસ્થોને ધર્મની પ્રાપ્તી થાય છે, એમ તો તમે જરૂર કહેશો. પણ જે પશુઓ તેમને ઉંચકીને લઇ જાય છે, તેમને પણ ધર્મ થાય છે; એમ તમે કહેશો કે નહિ વારૂ ? આપનો આ પશુઓના સંબંધમાં જે કાંઈ જવાબ હોય, તેજ પ્રમાણે તમારે ભેંસોના સંબંધમાં પણ સમજવાનું છે.

પંથી—પ્રતિમા પાષાણની બને છે, અને પાષાણ એકેન્દ્રિય જીવ છે.

જૈની—પ્રતિમા એકેન્દ્રિય નથી, પણ તે જિનેશ્વર દેવ અરીહંત ભગવાનનું પ્રતિક છે. સિદ્ધ ભગવાન ઇન્દ્રિય રહિત છે, એજ પ્રમાણે જિન પ્રતિમા પણ ઇન્દ્રિય રહિત છે. પથ્થર ખાણમાં પડેલો રહે છે, ત્યારે તેનું વધુમાં વધુ આયુષ્ય બાવીસ હજાર વર્ષનું હોય છે. જ્યારે પથ્થર ખાણની બહાર નીકળે છે, ત્યારે તડકો અને હવાના યોગથી તે સુકાઇ જાય છે અને અચિત બને છે. જેમ જમીનમાંથી તરતની ખોદી કાઢેલી માટી સચીત છે; પણ સુકાયા પછી તે અચિત થઇ

જાય છે; તેજ પ્રમાણે ખાણમાંથી નીકળ્યા પછીનો પથ્થર પણ અચિત થઇ જાય છે. તમે તેરાપંથીઓ વિકાનેર જાઓ છો, ત્યારે શીતલાના દરવાજાની બહાર, હમાલાની બારીની બહાર તથા ગોગાના દરવાજા બહાર દિશાએ જાઓ છો, તે વખતે, તથા વિહાર કરો છો તે વખતે, સુકી માટી અને પથ્થરના ગાલીચા વગેરે તમારા પગ નીચે આવે છે. જો સુકી માટી અને પથ્થરને પણ તમે સચિત માનો છો, તો માટી અને પથ્થરના ગાલીચા પર પગ મુકીને તમારે ચાલવું ન જોઇએ. પણ તમે તો એ ગાલીચાઓ ઉપર પગ મુકીને ચાલો છો. જો એ સચિત હોય, તો તેના ઉપર ચાલવા માટે તમે શું પ્રાયશ્ચિત લો છો? વારૂં, હવેલીઓમાં પથ્થરના થાંભલાઓ અને દાદરો હોય છે. એ હવેલીઓમાં તમે તેરાપંથી સાધુઓ ઉતરો છો. ત્યારે એ દાદર વગેરે ઉપર તમે બેસો છો, અને તેને પગ વડે દબાવો છો. જો એ પથ્થરના થાંભલા સચિત હોય, તો તમારે તેના ઉપર ચાલવું બેસવું પણ ન જોઈએ; અને એ એકેન્દ્રિય જીવને તકલીફ આપવી ન જોઇએ. પણ તમે ચાલવા બેસવાના કાર્યથી એકેન્દ્રિય પથ્થરને તકલીફ આપો છો. આમ તમારી માન્યતા પ્રમાણે તમારૂંજ પ્રથમ વ્રત નષ્ટ થઇ જાય છે. જો તમે એમ કહેશો, કે સુકી માટી અને પાણી સચિત અને એકેન્દ્રિય નથી, તો પછી એજ ન્યાયે જીન પ્રતિમામાં પણ એકેન્દ્રિય અને સચિતપણું નથી, એ સાબીત થાય છે.

પંથી—ભગવાન જ્યારે જીવતા હતા, ત્યારે તેમની જલચંદનથી કોણે પૂંજા કરી હતી, તે બતાવો જોઇએ?

જૈની-ભગવાન માતાનાં ગર્ભમાં આવ્યા, ત્યારથી માંડીને સિદ્ધ થઇ ગયા, ત્યાં સુધી તેમનું પુજન અને વંદન કરનારા ઘણુા હતા. ભગવાન જ્યારે ગર્ભમાં આવ્યા, ત્યારે ત્રણ જ્ઞાન તથા ક્ષાયિક સમ્યકત્વ ધરાવતા હતા, ત્યારે શક્રેન્દ્ર મહારાજાએ તેમને નમસ્કાર-"નમોત્થુણં" કહ્યું હતું. જ્યારે ભગવાને જન્મ લીધો, ત્યારે શક્રેન્દ્ર મહારાજ ભગવાનને, મેરૂ પર્વત ઉપરના નંદન વનમાં આવેલી પાંડુક શિલા પર લઇ ગયા હતા; અને ત્યાં તેમનું જલચંદન અને પુષ્પો વડે પુજન કર્યું હતું. એને જન્મ કલ્યાણુક કહે છે. કલ્યાણુનો અર્થ મુક્તિ થાય છે. ગૃહસ્થપણુામાં તથા છદ્મસ્થપણુામાં જે લોકો ભગવાનને તીર્થંકર જાણુતા ન હતા, તે લોકોએ તેમને પૂજ્યા ન હતા. કેવળ જ્ઞાન થયા પછી ભગવાનને બધા લોકો સમગિતિ તીર્થંકર તરીકે જાણુતા હતા, અને ત્યારથી તેમનું વંદન પૂજન થતુ હતું. શ્રાવકો ભગવાનની ભક્તિ નિમિત્તે ભગવાનના મંદિર અને મૂર્તિ બનાવીને તેનું પૂજન કરે છે, અને ચોસઠ ઇંદ્રો સ્વયં જાતે આવીને ભગવાનની પ્રતિમાને પૂજે છે. તમારા તેરાપંથીઓના શાસ્ત્રોમાં પણ કહ્યું છે, કે તીર્થંકરો કેવા મહાન છે, કે જેમને ચોસઠ ઇંદ્રો માને છે! તમારા આ કથનથી ભગવાનની પૂજા સિદ્ધ થઇ જાય છે. પૂજા શબ્દમા જલ, ચંદન, પુષ્પ વગેરેથી પૂજા કરવાનું સમાઇ જાય છે. જંબુ દ્વિપપન્નતિ સૂત્રમાં લખ્યું છે, કે અષ્ટાપદ ઉપર ઋષભદેવજી મુક્તિએ પધાર્યા હતા. તે વખતે ઇંદ્રઆદિ દેવતાઓ આવ્યા હતા. તેમણે ભગવાનના મૃત શરીરને સ્નાન કરાવ્યું હતું અને ચંદન કેશરથી અર્ચના કરી હતી, મૃત દેહને પુષ્પોથી સુગંધીત કરી હતી અને પછી ચંદનની ચિતામાં મૃતદેહનો

અગ્નિસંસ્કાર કર્યો હતો આ પ્રમાણે ઇંદ્રોએ પ્રભુની ભક્તિ કરી હતી અને તેને પ્રભુનું નિર્વાણ કલ્યાણક કહ્યું છે. પ્રભુનું એ પાંચમું કલ્યાણક છે. આમ જન્મથી મરણ સુધી તીર્થંકરોની પૂજા, વંદના, આદિ થાય છે. તો પછી તમે તેરાપંથીઓ એમ કેમ કહો છો, કે તીર્થંકરોની તેમના જીવન કાળમાં કોઈએ પૂજા કરી ન હતી? તમારૂં આ કથન ખોટું છે, અને તે પરથી સાબીત થાય છે, કે તમને જૈનશાસ્ત્રનું બીલકુલ જ્ઞાન નથી!

પંથી—પ્રતિમાની પૂંજા કરવાથી છ કાય જીવોની હિંસા થાય છે, અને હિંસામા ધર્મ નથી, અર્થાત પ્રતિમા પૂજવામાં પણ ધર્મ નથી.

જૈની—તેરાપંથીઓ જે બત્રીસ સૂત્રોને માને છે, તેમાં નંદિ સૂત્રનો સમાવેશ થાય છે; અને નંદિસૂત્રમાં રાયપ્રશ્રેણી સૂત્ર અને મહાકલ્પ સૂત્રની શાખ આપવામાં આવી છે. એ બંને સૂત્રોમાં લખ્યું છે, કે શ્રી મહાવીર ભગવાને જલ, ચંદન અને પુષ્પથી જીન પ્રતિમા પૂજવાની આજ્ઞા કરી છે; અને પ્રભુની આજ્ઞા રૂપે ધર્મ કરવાથી, હિંસા દોષ લાગતો નથી, એમ કહ્યું છે. પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં દયાના સાંઠ નામો આપ્યા છે, તેમાં યજ્ઞ અને પૂજા કરવી એને પણ દયા કહી છે. યજ્ઞ એટલે ભાવ પૂજા, અને પૂજા એટલે દ્રવ્યપૂજા છે. આ બંને પૂજાઓને સંવરદ્વારમાં દયા તરીકે જણાવી છે. જ્યાં દયાનો તથા ભગવાનની ભક્તિનો ભાવ છે, ત્યાં હિંસાનો ભાવ શાસ્ત્રે માન્યોજ નથી; અને પૂજા કરવાની તો ભગવાનની સ્પષ્ટ આજ્ઞા પણ છે. તેરાપંથી પૂજ્ય પોતાના ગૃહસ્થ અનુયાયીઓને પોતાના દર્શન કરવાની આજ્ઞા આપે છે. એથી તેરાપંથી

ગૃહસ્થો છ કાય જીવોની હિંસા કરીને પૂજ્યના દર્શને જાય છે અને એમાં છ કાય જીવોની હિંસા થાય છે, એમ માને પણ છે; તો પછી તમે હિંસામાં દર્શન ધર્મ કેવી રીતે માની શકો? તમારા કથનને તમારેજ જો સત્ય પ્રમાણ તરીકે સાબીત કરવું હોય, તો તો તમારે તમારા પૂજ્યનું દર્શન પણ પાપનું દર્શન માનવું જોઇએ. જો તમે તમારા પૂજ્યના દર્શનને પણ પાપનું કાર્ય કહેશો, તો તો તમે ભીખમજીના સાચા અનુયાયી તરીકે તેમની શ્રધ્ધામાં રહેલા છો, એમ ગણાશે; અને જો તમે દર્શનમાં પાપ નહિ માનશો, તો તમે પણ ભીખમજીની શ્રધ્ધામાંથી ભ્રષ્ટ થઇ ગએલા ગણાશો, કારણ કે ભીખમજીએ ધર્મના કાર્યોમાં થતી હિંસાને જોઇને, એ હિંસાને લીધેજ એવા ધર્મકાર્યોને પણ પાપના કાર્યો માન્યા છે. ભીખમજીએ બનાવેલી અનુકંપાની ચોપાઈ જોવાથી, આ વસ્તુ માલમ પડી આવે છે. એજ પ્રમાણે જીતમલજીએ ભ્રમવિધ્વંશણના ગ્રંથના ૬૫ માં પૃષ્ટમાં પણ લખ્યું છે, કે કાર્યના સાધનોમાં અનુકંપા નામ દયાને, સાવદ્ય અને નિરવદ્ય જાણવી. જે કાર્યના સાધનો પાપ આપનારા હોય, તે કાર્યમાં અંતર્ભૂત રહેલી દયાને પાપની દયા માનવી; અર્થાત્ એવી દયા કરવામા પાપ થાય છે, અને જે કાર્યના સાધનો પૂણ્યને આપનારા હોય, તે કાર્યમાં અંતર્ભૂત રહેલી દયાને, પૂણ્યની દયા માનવી, અર્થાત્ એવી દયા કરવામાં પૂણ્ય થાય છે.

પંથી—પ્રતિમા પૂજવામાં ધર્મ નથીજ, કારણ કે પ્રતિમા તો વેચાતી પણ લઇ શકાય છે, ત્યારે ધર્મ વેચાતો લઈ શકાતો નથી; તે તો અમૂલ્ય છે.

જૈ૦-અજૈન પ્રતિમાઓનું વેચાણ થાય છે, તે જોઇને તમો જૈન પ્રતિમાઓનું પણ વેચાણ થાય છે, એમ કહો છો; એ તમારી ગંભીર ભૂલ છે. જૈન પ્રતિમાઓનું વેચાણ થતુંજ નથી નવા જૈન મંદિરો સ્થપાય છે, તેમાં જુના મંદિરોમાંથી મૂર્તિ લાવીને તેની પ્રતિષ્ઠા કરવામાં આવે છે, અથવા પ્રતિમાજીઓના ભંડારમાંથી, પ્રતિમાઓ લાવીને તેની નવા મંદિરોમાં પ્રતિષ્ઠા કરવામાં આવે છે, અને બીજી ખંડિત પ્રતિમાઓને લેપ કરીને અર્થાત્ તેને સુધારીને તૈયાર કરાવવામાં આવે છે, અને મંદિરોમાં તે પ્રતિમાઓની સ્થાપના કરવામાં આવે છે. ઘણા તેરાપંથી શ્રાવકોના ઘરોમાં તથા વીકાનેરમાં ચિંતામણીજીના ભંડારમાં સંપ્રતિરાજાના વખતની ઘણી પ્રતિમાઓ છે. તેમાંથીજ પ્રતિમાઓ મંગાવી લેવામાં આવે છે અને તેની નવા મંદિરોમાં સ્થાપના કરવામાં આવે છે, ભગવાન શ્રી મહાવીર સ્વામીના નવમાં પાટ ઉપર આચાર્ય મહારાજ શ્રી આર્યસુહસ્તિસુરીજી થયા હતા. શ્રી. સંપ્રતિરાજા, એ આચાર્ય મહારાજનો શ્રાવક હતો. એ રાજાએ ગુરૂજીની આજ્ઞાથી, સવા કરોડ જિનપ્રતિમાઓની સવા લાખ જૈન મંદિરોમાં સ્થાપના કરાવી હતી અને સવા લાખ જૈન મંદિરોની મરામત કરાવી હતી, જેનો ઈતિહાસ જૈન સંઘમાં વિસ્તારપૂર્વક આપવામાં આવ્યો છે. આ જૈન ગ્રંથો પૂર્વધરોએ રચેલા હતા અને શ્રી. દેવર્દ્ધિગણિ મહારાજે પૂર્વધરોના રચેલા સૂત્રો તથા ગ્રંથો પ્રાકૃતમાં બનાવીને તેનું આલેખન કર્યું હતું. એટલાજ કારણથી શ્રી દેવર્દ્ધિગણિજીને લેખક કહેવામાં આવ્યા છે. તેરાપંથીઓ, સૂત્રો દેવર્ધિગણિના રચેલા માને છે પણ ગ્રંથો તેઓશ્રીના રચેલા

માનતા નથી; એ ન્યાય અતિ વિપરીત છે. કદાચ એ ન્યાયને થલી પ્રદેશમાં વસતા અગરવાલોના જમણવાર સાથે સરખાવી શકાય ખરો! થલીના અગરવાલો જ્યારે જમણવાર કરે છે, ત્યારે તેઓ નજીકના સગાંઓને લાડુ પીરસે છે અને બીજા ન્યાતિલાઓને એકલાં વડાંજ પીરસે છે!! એજ પ્રમાણે તમે સૂત્રો દેવર્ધિગણિ મહારાજના લખેલા માનો છો અને ગ્રંથો તેમના લખેલા માનતા નથી! પણ હવે તો અગરવાલોએ પણ ઉપલો રિવાજ તજી દીધો છે; એટલે તમારે પણ તમારી ઉપરોકત માન્યતા તજી દેવીજ જરૂરી છે. પ્રતિમા વેચાતી લેવામાં આવે છે; તેથી પ્રતિમાપૂજાને જેઓ વેચાતો લીધેલો ધર્મ માનતા હોય તેમની હકીકત હવે વિચારી જોઇએ. વેચાતો લીધેલો ધર્મ, એ વિશેષણ જો કોઇપણ જૈન સંપ્રદાયને લાગુ પડતુ હોય, તો તે તેરાપંથી જૈન સંપ્રદાયનેજ લાગુ પડે છે; કારણ કે જે ગ્રામ કે શહેરના તેરાપંથીજૈનો દશ–વીસ હજાર રૂપીઆનો ખર્ચ કરવા તૈયાર થાય છે, ત્યાંજ તેરાપંથી પૂજ્ય ચોમાસુ કરે છે, અન્ય સ્થળે તેઓ ચાતુર્માસ કરતા નથી. અર્થાતં આ ચાતુર્માસ દ્રવ્યના બદલામાંજ થાય છે. જો પૂજ્યજીને ચાતુર્માસ કરાવવો, એમાં તમે ધર્મ માનો છો; તો ફરી એમ કેમ કહો છો કે જે ધર્મમાં દ્રવ્ય વપરાય છે; તે ધર્મ, ધર્મ નથી. આ દ્રષ્ટિએ તો તમારો ધર્મ પણ, વેચાતો ધર્મ એજ કક્ષામાં આવી શકે છે. તમે તેરાપંથી પૂજ્યોની, યાત્રાએ આવતા યાત્રાળુઓની સગવડ સાચવવા, તેમને સ્ટેશનથી ગાડીઘોડામાં ઉતારો યા સ્થાનક સુધી લઇ આંવો છો અને તેમને માટે પાણી, વાસણો, લાકડાં વગેરેની સગવડ કરો છો, તથા

સ્થાનિક રહેવાસીઓને ત્યાં તેમની જમવા કરવાની પણ વ્યવસ્થા કરો છો; અને તેમને માટે અનેક પ્રકારની ખાદ્ય સામગ્રીઓ તૈયાર કરાવો છો. ચાતુર્માસમાં તેરાપંથી પૂજ્યોના દર્શન માટે તેરાપંથી ગૃહસ્થોની ધુમ મચી રહે છે. આ બધા યાત્રીઓનો ભોજન વગેરેનો ખર્ચ, તેરાપંથી શ્રીમંતો ઉંચકી લે છે. આ ખર્ચને ધ્યાનમાં લઇએ, તો તો તમારા પૂજ્યનો ચાતુર્માસ પણ વેચાતો લીધેલોજ ગણી શકાય. આમ ધર્મ વેચાણ લેવા રૂપી દોષ, તમે કરો છો; અને તેનો દોષ બીજાને શીરે નાંખો છો. ખરેખર દોષ કરવો પોતે અને તે ઢોળી દેવો બીજા ઉપર એવી ચાલાકી કરવાની આજ્ઞા તમારા ભીખમજી કયા પુસ્તકમાં લખી ગયા છે, તે તો જરા બતાવો. ઠીક. વળી સાંભળોઃ તમારી તેરાપંથી મહિલાઓ દીક્ષા લે છે. એ દીક્ષા પણ વેચાણ લીધેલીજ ઠરે છે. કારણ કે જેઓ, સ્રીના વાલી હોય છે અને જે તેમને દીક્ષા લેવાની રજા આપે છે, તેઓ તે સ્રીને ત્યારેજ દીક્ષા લેવાની રજા આપે છે, કે જ્યારે તે સ્રી તેના વાલીને તેના દાગીના, ધન, ઘરબાર વગેરે સોંપી દે છે.! આ દ્રવ્ય વિનિમય ધ્યાનમાં લઈએ, તો દીક્ષાની આજ્ઞા પણ વેચાતી લીધેલીજ ઠરે છે; અને એ ન્યાયે દીક્ષા પણ વેચાણ લીધેલીજ સાબીત થાય છે. હે ભાઇઓ! આમ દોષ કરો છો તમે, અને તે ઢોળી પાડો છો બીજા ઉપર, આ તે તમારી કાંઈ રીત છે?

પંથી—સાધુઓમાં તો પંચમહાવ્રત છે, પણ પ્રતિમામાં કયા મહાવ્રતો રહેલાં છે?

જૈની—રાયપ્રશ્રેણી સૂત્રમાં સૂર્યાભદેવના અધિકારમાં ભગવાને એવો પાઠ ફરમાવ્યો છે કે जिणपडिमां जिणुस्सेह એનો

અર્થ એ છે, કે જિન પ્રતિમા જિન મહારાજ સમાન છે. જિન ભગવાનમાં પાંચ મહાવ્રતો રહેલા છે, એટલે ઉપલા સૂત્રની દ્રષ્ટિએ, જિન પ્રતિમામાં પણ ઉપલા પાંચ મહાવ્રતો આવિર્ભૂત થયેલા છે. તમારો પંથ તો સૂત્ર ગ્રંથોની વિરૂદ્ધ છે, પણ અમે તો તમે જે સૂત્રોને માનો છો, તેજ ૩૨ સૂત્રોના આધારો લઇ, તમારા પ્રશ્નોના જવાબો આપ્યા છે. તમે કદાચિત એમ કહેશો કે પ્રતિમામાં પંચ મહાવ્રત રહેલાં છે; તો પછી કાચુ પાણી કેસરચંદન વગેરે તમે એ પ્રતિમાજી ઉપર શા માટે ચઢાઓ છો? તમારી આ દલીલ પણ કામ લાગે એવી નથી. તીર્થંકરદેવને ૬૪ ઇન્દ્રોના પૂજા ભાજન કહ્યા છે. જો ૬૪ ઇન્દ્રો, તીર્થંકરોની પૂજા ન કરતા હોત, તો તીર્થંકરો, ૬૪ ઇન્દ્રોના પૂજા કેવી રીતે કહેવાયા હોત? મિત્રો! જરા અંતરના ચક્ષુઓને ખોલો અને જુઓ, એટલે તમને સત્ય સમજાશે. કદાચ તમે એમ કહેશો, કે ૬૪ ઇન્દ્રો તો તીર્થંકરદેવની વંદના કરવાને માટે આવતા હતા, તેઓએ કરેલી વંદનાનેજ શાસ્ત્રોમાં પૂજા કહી છે. તો તમારૂં આ કથન પણ તદન ભૂલ ભર્યુંજ લેખાશે. તમારી બુદ્ધિમાં વિકલ્પ ઉભો થયો છે, એથીજ તમે આવો અનર્થ કરો છો. સૂત્રોમાં વંદના અને પૂજા એવા બે શબ્દો ભિન્ન ભિન્ન રૂપેજ વાપર્યા છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૩૫ માં અધ્યયનમાં ૧૯મી ગાથામાં લખ્યું છે, કે वंदइ पूय तहा, અર્થાત્ વંદના અને પૂજા એ એકજ નથી, તમારા તેરાપંથી સ્ત્રી પુરૂષો જ્યારે દીક્ષા લે છે, ત્યારે પહેલે દિવસે હાથ પગ ઉપર મેંદી મુકે છે. એ મેંદી દીક્ષા લેવાયા પછી પણ કેટલાએ મહીના કાયમ રહે છે તથા ચાદર ઉપરના

કેસરના સાથિયાના છાંટા પણ મહિનાઓ સુધી કાયમ રહે છે. તમે પ્રતિમાને કેશર આદિ ચઢાવવામાં પાપ યા અધર્મ માનો છો અને પંચમહાવ્રતધારીને તે ન ચઢાવી શકાય એમ કહો છો. છતા દીક્ષાર્થીને માટે તમે તેનો ઉપયોગ કરો છો; એટલે તમારૂં કથન ત્યારેજ સાચું ઠરે કે જ્યારે તમારા દીક્ષા લીધેલા સાધુઓમાં પંચમહાવ્રત નથી એમ તમે માનતા થાઓ. જો તમે એમ ન માનો, તો પંચમહાવ્રતધારીને કેસર આદિ ચઢાવાય નહિ; એ તમારૂં કથન આપોઆપ ખોટું સાબીત થાય છે. ભગવાનની પ્રતિમાને કેસર ચઢાવવામાં તમને દોષ માલમ પડે છે પણ દીક્ષાથીને કેસર વગેરે ચઢાવવામાં તમને દોષ નથી જણાતો ! તમારૂં આ વર્તન તો કાણી સાંઢણી જેવુંજ છે, કે જે સાંઢણી માત્ર એકજ બાજુએ જોઇ શકતી હતી અને બીજી તરફ તેને ફક્ત અંધકારજ દેખાતો હતો ! !

પંથી–જો પ્રતિમામાં પંચમહાવ્રત હોય, તો પ્રતિમાની પૂજા સ્ત્રીઓ કેવી રીતે કરી શકે ? પૂજા કરતી વખતે પ્રતિમાને શુ સ્ત્રીનો સ્પર્શ થતો નથી ? જો સ્પર્શ થાય છે, તો પ્રતિમાજીનું પંચમહાવ્રત નષ્ટ થાય છે. આ સ્થિતિમાં પ્રતિમાને સ્ત્રીનો સ્પર્શ થવા છતાં, પ્રતિમામાં પંચમહાવ્રત કેવી રીતે રહી શકે છે, તે બતાવો જોઇએ !

જૈની–જિનપ્રતિમા એ તો જિનભગવાનોની સ્થાપનાનું પ્રતિક છે. જ્યારે પંચમહાવ્રતો તો જિનેશ્વર ભગવાનમાં રહેલા છે. આથી પ્રતિમાને સ્ત્રીનો સ્પર્શ થાય, એમાં કશો દોષ નથી. જ્ઞાતાજીસૂત્રમાં પણ લખ્યું છે, કે સતિ દ્રૌપદીએ જિનગૃહમાં જઇને જિન પ્રતિમાની પૂજા કરી હતી, ભગવાનની પ્રતિમા

આગળ નમ્મુત્થુણં કહ્યું હતું; અને મોક્ષની માંગણી કરી હતી. સતિ દ્રૌપદી જિન પ્રતિમામાં દેવત્વ છે, એમ જાણુતી હતી; અને તેથીજ તેણે પ્રતિમાની પાસે મોક્ષની માંગણી કરી હતી. તમે તેરાપંથીઓ એમ કહો છો કે દ્રૌપદીએ પતિની માંગણી કરી હતી અને તેણે મોક્ષની માંગણી કરી ન હતી. વળી તમે એમ પણ કહો છો, કે દ્રૌપદી તો મિથ્યાત્વી હતી. તમારૂં આ કથન મિથ્યા છે. સૂત્રમાં તમે કહો છો, તેવી બાબતનો ઉલ્લેખ સરખો નથી. સૂત્રમાં તો સ્પષ્ટ રીતે એમ લખ્યું છે, કે દ્રૌપદીએ મોક્ષ માંગ્યો હતો અને તે માટેજ જિન પ્રતિમાની પૂજા કરી હતી. મહાકલ્પ સૂત્રમાં લખ્યું છે, કે જલ, ચંદન, પુષ્પ આદિથી ભગવાનની પ્રતિમાની પૂજા કરવી ઘટે છે. જે સમ્યકત્વ પામેલો આ પ્રમાણે પૂજા ન કરે, તે મિથ્યાત્વી છે. દ્રૌપદીએ ભગવાનની પ્રતિમાની પૂજા તથા ભક્તિ કરી હતી અને તે સમ્યકત્વધારી હતી; એ સૂત્રના ઉલ્લેખોથી સ્પષ્ટ થાય છે. આથી સમ્યકત્વધારીએ ચંદન પુષ્પાદિથી જિન પ્રતિમા પૂજવી, એ ધર્મ છે; એમ સાબીત થાય છે.

પંથી–પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં પરિગ્રહને આશ્રવદ્વાર કહ્યું છે અને પ્રતિમા તો પરિગ્રહમાં છે. અર્થાત પ્રતિમા એ પણ આશ્રવદ્વાર છે.

જૈની–હા, હા, જેમ તમે કહો છો, તે પ્રમાણે પ્રતિમા, માછી, પારધી, ભંગી આદિ મ્લેચ્છ જાતિની છે. આ સંબંધમાં સૂત્રમાં મૂળ પાઠ છે, જે આ પ્રમાણે છે: **चेइयाणिक परेजेतेसी परियाणछ्छवं धासा उणिया जाव कूर कम्मकारी इमेय बहवे मिल खक कातो किं सव्वे जमणा, इती सूत्रम्**; સૂત્ર પાઠમાં આમ સ્પષ્ટ રીતે લખ્યું છે, કે પ્રતિમા મ્લેચ્છ માછી

આદિ જાતિની ગણાય છે. તો પછી એ સૂત્રપાઠને ઉલટો સુલટો કરીને તે વડે તમે જિન પ્રતિમા પાપદ્વારમાં બતાવો છો, એ તમારી અજ્ઞાનતાજ છે. પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં સંવરદ્વારમાં "**चेईये अट्ठे**" એવો પાઠ છે. જ્ઞાતાજી સૂત્રમાં "**जिण पडिमा**" એવો પાઠ છે. રાયપ્રશ્નેણી સૂત્રમાં "**जिण पडिमां जिणुस्सेह**" તથા "**धुव देवाणं जिणवराणं**" એવો પાઠ છે. ભગવતી સૂત્રમાં "**चेईये**" એવો પાઠ છે. ઉપાસ્સગદશા સૂત્રમાં તથા ઉવાઇ સૂત્રમાં તથા જિવાભિગમ સૂત્રમાં "**अरिहंतचेईयाणि वा**" એવો પાઠ છે. અહીં તમે "**चेईयं**" શબ્દનો અર્થ જ્ઞાન સાધુ વગેરે કરો છો અને પ્રશ્નવ્યાકરણ સૂત્રના પાપદ્વારમાં ચેઇયંનો અર્થ મંદિર મૂર્તિ વગેરે કરો છો; તમારી આ બુદ્ધિને પણ શું કહીએ, કે જે એકજ શબ્દનો અર્થ એક સ્થળે કંઈ કરે છે અને બીજે સ્થળે કંઇ કરે છે! તમે (તમારો સ્વાર્થ સાધવા) પ્રશ્નવ્યાકરણ સૂત્રના પાપદ્વારમાં 'ચેઇયં' એ શબ્દનો અર્થ બરાબર કર્યો છે, પણ આ રીતે અર્થનો અનર્થ કરવાથી પણ તમારો સ્વાર્થ સિદ્ધ થતો નથી અને તમારા આવા ખોટા અર્થો કરવાથી પણ અમારાજ મંદિર મૂર્તિના સિધ્ધાંતો સત્યરૂપે સાબીત થઇ જાય છે.

પંથી–પ્રતિમાને જે કાંઇ ચઢાવીએ, તે પ્રતિમા તો ખાતી નથી; તો પછી પ્રતિમાને ચઢાવવું એ શું વૃથા નથી?

જૈની–તમે તેરાપંથી સાધુઓ ગદ્દાચરી કરીને અહાર પાણી પુરેપુરૂં વહોરી લઈ આવો છો. એ પછી એ દિવસને માટે તમને અહાર પાણી લાવવાની જરૂર રહેતી નથી એ દિવસે કોઇ ગૃહસ્થ તમને અહાર આપે; તો એ આહાર, આપનારાને શું ફળ મળે? અહાર વહોરાવનારાનો અહાર તો તમે

માન્ય કરતા નથી, પણ છતાં વહોરાવનાર જૈન ગૃહસ્થને તો ધર્મલાભ થાય છે; એજ પ્રમાણે પ્રતિમાને જે ચઢાવવામાં આવે છે, તેનું પણ સમજવાનું છે. પ્રતિમાજીની આગળ જે ચઢાવો ચઢાવવામાં આવે છે, તેનો અર્થ વેદનીય કર્મનો નાશ કરવાનો છે, વેદનીય કર્મથી ભૂખ લાગે છે. આથી ચઢાવો ચઢાવનારની, ચઢાવો ચઢાવવામાં બુધ્ધિ એ હોય છે, કે હે ભગવન! મેં જે ચઢાવો ચઢાવ્યો છે, તેથી મારા ભૂખ રૂપી વેદનીય કર્મને દૂર કરો.

પંથી–પ્રતિમા હાલતી ચાલતી નથી, ઉઠતી બેસતી નથી કે નાસતી ભાગતી નથી. તો પછી તમે કબાટ બંધ કરવું, તાળા મારવા; એવું શા માટે કરો છો? પ્રતિમા, એ ભગવાન છે, તો ભગવાનને શું તાળા વગેરે મારીને કેદ કરવા ઘટે છે?

જૈની૦–મંદિરો કે દેરાસરોને તાળા મારવામાં આવે છે, તેમાં ભગવાનને કેદ કરવાનો ભાવ રહેલો નથી. તમારા જેવા ભગવાનની પ્રતિમાના ચોર અને નિંદકોથી પ્રતિમાને બચાવી લેવાને માટેજ મંદિરો, દેરાસરો વગેરેને તાળા મારવાનો પ્રબંધ અમે કરીએ છીએ. તમે ભગવાનના વાણીરૂપ સૂત્રને વસ્ત્રોમાં વીંટાળો છો અને તેને જેમ ચોરોને દોરડા વડે બાંધીએ છીએ તેમ, દોરડા વડે, બાંધી લો છો; તો શું ભગવાનની વાણી રૂપી સૂત્રો ભાગી જાય છે કે તમે તેને બાંધી રાખો છો? તમે એ સૂત્રોના ગ્રંથોને ખાંધ ઉપર ઉંચકીને ફરો છો, આ રીતે તમે જેમ ભગવાનની વાણીરૂપી સુત્રોની કાળજી રાખો છો, તેજ પ્રમાણે અમે જિનપ્રતિમાને કાળજી રાખી જાળવીએ છીએ,

પં૦–પ્રતિમાની આગળ તમે લોકો નગારા આદિ વગાડો છો અને બીજા પણ વાદ્ય, ગાન, નૃત્ય વગેરે કરો છો, એ સર્વ નિંદનીય કાર્યો નથી, તો કહો વારૂ શું છે?

જૈ૦–તીર્થંકરોની આગળ સમોવસરણમાં દેવતાઓએ પોતાની ભક્તિ દર્શાવવાને માટે દેવદુંદુભી વગાડી હતી. તેનો અવાજ સાંભળીને મરૂદેવીએ અનિત્યભાવના ભાવી હતી. પરિણામે તેમને કેવળ જ્ઞાનની પ્રાપ્તિ થઇ હતી અને તેઓ મૂક્તિ પામ્યા હતા. તમે એમ કહેશો કે મરૂદેવીજીને પહેલા સાધુપણાની પ્રાપ્તી થઇ હતી, અને તે પછી તેઓ કેવળ જ્ઞાન પામીને મોક્ષે ગયા હતા. તો તમારૂં એ કથન પણ મિથ્યા અન અજ્ઞાનતાથી પરિપૂર્ણ છે. મરૂદેવીજી હાથી ઉપર ચઢ્યા હતા. હવે તમારો સિધ્ધાંત માનીએ, તો મરૂદેવીજી હાથી ઉપર ચઢ્યા હતા, એટલે સાધુઓએ પણ હાથી ઉપર ચઢવું જોઇએ, એમજ તમારી દ્રષ્ટિએ સાબીત થાય છે. તો પછી તમે પણ હાથી ઉપર ચઢવા માંડો!! નકામા પગે ચાલવાનો પરિશ્રમ શા માટે ઉઠાવો છો! તમે જૈન સાધુઓના બધાજ રિવાજો છોડતા આવ્યા છો, તો પગે ચાલવાનો રિવાજ પણ છોડી દો, એ યોગ્યજ છે.

પંથી--કાગળ કે ચામડાના નકલી રૂપીઆ બનાવીને કોઇ અસલી રૂપીઆ તરીકે તે ચલાવી શકતા નથી, તો પછી પ્રભુને સ્થાને નકલી પ્રભુ રૂપ પ્રતિમા બનાવીએ, તે કેવી રીતે ચાલી શકે?

જૈની–કેટલીક બાબતોમાં અસલ ચીજની ગેરહાજરીમાં નકલી ચીજો અવશ્ય લાભ આપે છે. જુઓ, રૂપીઆને સ્થાને

કાગળની નોટો અને અને સ્ટામ્પો બરાબર ચાલે છે. અસલી રૂપીઆ કરતા પણ તેની નકલ રૂપ નોટો, ઘણીવાર વપરાશમાં વધારે સગવડો આપે છે. મુસલમાન બાદશાહોના વખતમાં તો ચામડાના સિક્કાઓ પણ એજ રીતે ચાલતા હતા, જે વાત તમે ઇતિહાસ વાંચવાથી જાણી શકશો. વળી જુઓ: હુંડી અને શેર કે લોનો પણ કાગળીયાંજ છે. તોપણ તે ચાલે છે અને તેના વ્યાપારથી દુકાનદારોને હજારો રૂપીયાનો લાભ થાય છે,

પંથી–પ્રતિમાનું પૂજન જુના કાળમાં ન હતું, પણ એકવાર બાર વર્ષનો દૂકાળ પડયો હતો, આ વખતે સાધુઓ ભૂખે મરવા લાગ્યા. આથી તેઓ યતિ બની બેઠા હતા અને તેમણે પોતાને યતિ કહેવડાવવા માંડયું, ત્યારથી તેઓએ પ્રતિમા પૂજા શરૂ કરી અને પ્રતિમાઓને નામે ચઢાવો ચઢાવીને, તેના દ્વારા પેટ ભરવા માંડયું હતું.

જૈની–તમારા તેરાપંથીઓની આ દલિલ ખોટી છે. અને તે તમેજ પ્રમાણરૂપે માનેલા સૂત્રગ્રંથો :ઉપરથી ખોટી છે, એમ પુરવાર થાય છે. શ્રી જ્ઞાતાજીસૂત્રમાં લખ્યું છે, કે : દ્રૌપદીએ જિનપ્રતિમાની પૂજા કરી હતી. આ વાતને આજથી આશરે ૮૬૦૪૨થી વધુ કાળ વીતી ગયો છે. તમે જે સૂત્રોને માનો છો, તેજ સૂત્રો મૂર્તિપૂજાને આ રીતે સિદ્ધ કરે છે. હવે કહો તમારૂં કથન તમે ખરૂં માનશો કે નહિ ? શ્રી. મહાવીર ભગવાન મોક્ષે ગયા પછી, સી-તેર વર્ષે પદમપ્રભવ-સૂરિના સમયમાં શ્રી. રત્નપ્રભસૂરિએ ઓસિયા નગરી વસાવી હતી અને ઓસવંશને જૈન જાતિ બનાવી હતી. ઓસિયા નગરીમાં મંદિર બંધાવ્યું હતું અને તેમાં મહાવીર ભગ-

વાનની પ્રતિષ્ઠા સ્થાપના કરી હતી. એ પ્રતિમાજીની પીઠ ઉપર આ વિગત લખી છે, જેને આજે ૨૩૭૨ વર્ષ થઇ ગયા છે. એ વખતે તો બાર વર્ષનો દુષ્કાળ પડયોજ ન હતો. હવે કહો, તમારૂં કથન અસત્ય પુરવાર થાય છે કે નહિ ? વળી ભદ્રબાહુસ્વામીજીના સમયે સિંહગુફાવાસીયતિ હતા, એવો ઉલ્લેખ છે. એ વખતે યતિઓની હસ્તિ હતી, તેથીજ તેમાં યતિ હોવાનો ઉલ્લેખ છે, એ સ્પષ્ટ થાય છે. તમારા ગુરૂ ભીખમજીએ નોબાડની ચોપાઈમાં લખ્યું છે, કે :—

सिंहगुफावासी यती, गयो वेश्या चित्रशाल
तूरत पड्यो वल तेहनो, गयो देश नेपाल ॥ १ ॥

શ્રી. ઠાણાંસૂત્રના દસમાં ઠાણામાં દશવિધ યતીધર્મ શ્રી. મહાવીર ભગવાને ફરમાવ્યો છે તેનો ઉલ્લેખ છે. એ વખતે યતિઓની હસ્તિ હતી, એટલેજ યતિધર્મ ફરમાવવામાં આવ્યો હતો. જો તે વખતે યતિ ન હોત તો યતિધર્મ ફરમાવવામાં આવ્યોજ ન હોત! આજ યતીધર્મમાં તીર્થંકરો, ગણધરો, પૂર્વધરો થતા ચાલ્યા આવે છે. આથી સિદ્ધ થાય છે, કે યતિધર્મ પ્રાચીન છે. સુત્રોથી આ ઘટના સિધ્ધ થાય છે. અમે તો અમારો યતિધર્મ પ્રાચીન છે, એમ સાબીત કરી બતાવ્યું છે. હવે તમારે તમારો તેરાપંથ પ્રાચીન છે, એમ સાબીત કરી બતાવવાનું બાકી રહ્યું છે. યતિઓ તો આજે પણ જિનદ્રવ્ય ખાતા નથી, તો તેઓ પ્રાચીન કાળમાં જિનદ્રવ્ય ખાતા હતા, એમ તમે કેવી રીતે કહી શકશો? જિનદ્રવ્ય તો પૂજારી કે નોકરોજ ખાય છે. હવે અમારો તમને પ્રશ્ન એ છે, કે બાર વર્ષનો કાળ કેટલી વખત પડયો હતો? એ કાળ કયા આચાર્યના વખતમાં પડયો

હતો ? અને કયાં બારવર્ષી દુષ્કાળના વખતમાં યતિઓએ મૂર્તિપૂજા શરૂ કરાવી હતી ? ભીખમજી થઈ ગયા પછી આજ સુધીમાં આઠ પાટધરો થઈ ગયા છે, પણ કોઈએ આ વાતો સિદ્ધ કરી તેનો ગ્રંથ છપાવવાની તસ્દી લીધી નથી ! તેમજ કોઇએ એ વાતો સૂત્રોના પ્રમાણો આપીને પણ સાબીત કરી નથી.

આમ છતાં સવત્સરીને દિવસે તમે અજ્ઞાન મૂર્ખાઓને એવી રીતે બહેકાવી મૂકો છો, કે તમારા ઉપદેશોને વશ થએલા એ મૂર્ખાઓ, નતો વિદ્યા ભણીને સારાસારનો વિચાર કરે છે, નતો કોઈ કાળે પણ એ અભણ મૂર્ખાઓનું કલ્યાણ થવાનો પ્રસંગ આવે છે ! તમે સાધુ નામ તો ધરાવો છો, પણ સાધુ નામ ધરાવીને શા માટે બીજાઓની તથા ભગવાનની અસત્ય નિંદા કરો છો ? તમારે સમજવું ઘટે છે, કે તમારા આવા વર્તનથી નતો કોઈનું કલ્યાણ થયું છે; નતો કોઇનું કલ્યાણ થઇ શકે એમ છે !

પંથી—સાધુની જે પ્રાચીન પ્રણાલી છે, તે પ્રમાણે તો અમારા તેરાપંથી સાધુઓજ વર્તે છે; અને યથાર્થ આચાર વિચાર પાળે છે; અર્થાત પ્રાચીન સાધુઓના જેવાં પ્રકારના આચારો હતા, તેવાંજ યથાર્થ આચારોનું પાલન અમે કરીએ છીએ. આથી જો કોઈને યથાર્થ જૈન સાધુ ગણી શકાય એમ હોય, તો અમનેજ ગણી શકાય એમ છે, અને એજ કારણથી અમારો ધર્મ પ્રાચીન સાબીત થાય છે.

જૈની—નહિ નહિ ! તમે એ પ્રાચીન સાધુઓની શ્રેણીમાં તો કદી પણ સામેલ થઇ શકો એમ નથી. તમે એ સાધુ-

ઓના આચાર વિચાર પ્રમાણે ચાલતા પણ નથી અને તમે એ સાધુઓની શ્રેણીમાં ગણી શકાતા પણ નથી. સાધુઓના આચાર વિચાર કેવા છે, તે સુધર્મા સ્વામીના સાધુઓના આચાર વિચારો ઉપરથી સ્પષ્ટ થાય છે. સુધર્માં સ્વામીના સાધુઓના આચાર વિચારો નીચે પ્રમાણે હતા (૧) સુધર્માં સ્વામીના સાધુઓ ખુલ્લું મોઢું રાખતા હતા; જ્યારે તમે તો મુખ બાંધી રાખો છો. (૨) તેઓ ૨૪ આંગળની દાંડીનું રજો હરણ રાખતા હતા, તમે બે હાથની દાંડીનું લાંબુ પૂછડું, રજો હરણને સ્થાને રાખો છો. (૩) એ સાધુઓ અંદર પાંગરણી (દેહ ઉપર ધારણ કરવાનુ નાનું વસ્ત્ર) રાખતા હતા, તમે ગાતી બાંધો છો. જેના પ્રમાણો તો હું પહેલાંજ ખંડમાં આપી ચુકયો છું. (૪)પ્રાચીન સાધુઓ રાત્રે દિશાએ જઇ આવીને સ્વચ્છ થવાને માટે પાણી રાખતા હતા, તમે એવે પ્રસંગે મૂત્રથી ઉત્સર્વ અવયવો સાફ કરો છો. (૫) એ સાધુઓ ઘુંટણથી ચાર આગળ નીચે આવે એવો, ચોળપટ્ટો પહેરતા હતા; તમે પગ સુધી પહોંચે એવો લાંબો ચોળપટ્ટો પહેરો છો; કે જેઓ પોશાક મુસલમાન પુરૂષો પણ પહેરે છે. (૬) એ સાધુઓ હાથમાં દંડ રાખતા હતા, તમે હાથમાં ઓઘો રાખો છો. (૭) તેઓ પાત્રોમાં ગુપ્ત રીતે ગોચરી લઈ આવતા હતા, તમે તો લટકતા હાથમાં ખુલ્લું દેખાય એવી રીતે પાત્ર પકડીને આખા જગતને દેખાડતા દેખાડતા ગોચરી વહોરો લાવો છો. (૮) તેઓ વંદના કરનારાઓને ધર્મ લાભ કહેતા હતા, તમે ધર્મ લાભ કહેતા નથી. (૯) તેઓ દયા દાનમાં ધર્મ માનતા હતા, તમે તો દયા દાનમાં પાપ માનો છો; અને ઉલટા જીવ બચાવનારને અરાઢ પાપ લાગે છે, એમ માનો

છો; (૧૦) તેઓ પ્રતિમાઓની ભાવપૂજા કરતા હતા અને ગૃહસ્થોને મૂર્તિ પૂજાનો ઉપદેશ આપતા હતા, જેથી ગૃહસ્થો દ્રવ્ય પૂજા અને ભાવ પૂજા બન્ને કરીને, પોતાના આત્માનું કલ્યાણ ચહાતા હતા; તમે ભગવાનની તથા ભગવાનની પ્રતિમાની નિંદા હાંકે રાખો છો! (૧૧) તેઓ ભગવાનના વચનોને શ્રદ્ધા સહિત માનતા હતા, અન સૂત્રોની સઘળી વાતોને માન્ય રાખતા હતા; તમે ભગવાનનાજ દસ દોષો બતાવો છો અને સૂત્ર તો મનતાજ નથી. તમે જે કાંઈ થોડા ઘણા સૂત્રો માનો છો, એ સૂત્રોમાંથી મૂર્તિ પૂજા તથા જીવ દયાની જે વાતો મળી આવે છે, તેને પણ તમે માનતા નથી. વળી જે સૂત્રોને તમે માનો છો, તેને પણ માત્ર નામનાજ—માનવા ખાતરજ માનો છો; ખસ પ્રેમથી તો તમે તમારા ગુરૂએ બનાવેલા ઢાલો અને રાસડાઓનેજ માનો છો. (૧૨) એ સાધુઓ સુતકીપાતકીના ઘરનું તથા રજસ્વલાના હાથનું અને ઉચ્છિષ્ટ અન્ન ખાતા ન હતા, તમે તો એ બધાનુંજ ખાઓપીઓ છો. (૧૩) તેઓ સાધ્વીઓ પાસે સંથારો બીછાવતા ન હતા, તથા સાધ્વીઓને પણ વિહારમાં સાથે રાખતા ન હતા; તમે તો તમારી સાધ્વી પાસે સંથારા પથરાવો છો અને વિહારમાં ગામેગામ તેમને સાથે રાખો છો; કે જે પ્રમાણે ગૃહસ્થો પોતાની સ્ત્રીને પાસે રાખે છે.!! આમ અનેક લક્ષણો એવા છે, કે જેને સુધર્મા સ્વામીના સાધુઓ પાળતા હતા, પણ તમે તેને પાળતા નથી. આવા કારણોથી તમે સુધર્મા સ્વામીના સાધુઓની શ્રેણીમાં આવી શકો તેમ નથી, જુઓ: પાંડવોના કાળમાં મનુસ્મૃતિ ઈત્યાદિ ધર્મશાસ્ત્રો વડે રાજકાર્ય અને પ્રજાપાલન થતું હતું. હવે અંગ્રેજ સરકારના રાજ્યમાં પણ

મનુસ્મૃતિ યાજ્ઞવલ્કયાદિ ઋષિઓના સ્મૃતિ ગ્રંથો અને વિદુર-નીતિ ઈત્યાદિને અનુસાર પ્રજાપાલન થઇ રહ્યું છે; તો શું અત્યારે પણ પાંડવોનુંજ રાજ ચાલે છે, એમ માની શકાશે ખરૂં ? નહિજ ! હવે તો રાજ્ય અંગ્રેજ સરકારનુંજ ગણાય છે; અને ગણાશે. પાંડવોના સમયનાજ હિંદુકાયદા પ્રમાણે શાસન ચાલતું હોવા છતાં; હાલમાં પાંડવોનું રાજ્ય ચાલે છે, એમ કહી શકાતું નથી; તો પછી તમે સુધર્મા સ્વામીની પરંપરામાં તો કેવી રીતે ગણાઇ શકાવાના હતા ? તમે તો સુધર્મા સ્વામીના સાધુઓની પ્રણાલિકા, નીતિ તથા આચાર વિચાર એ બધાનોજ ત્યાગ કરી દીધો છે, મન:કલ્પિત નવોજ પંથ કાઢી બેઠા છો અને મન:કલ્પિત ઢાલો બનાવી દીધી છે, આટલું જાણે ઓછું હોય તેમ તમે ભગવાનનેજ ભૂલેલા બતાવો છો ! વળી હજી સુધી તમે ભગવાનનેજ ભૂલેલા કહેતા હતા, હવે તમે કેવળીને પણ જુઠા બતાવો છો. ભગ-વતી સૂત્રમાં ભગવાને ગોશાલાને દયાર્થે બચાવ્યો હતો, એમ કહ્યું છે, જ્યારે ભીખમજીએ અનુકંપાની ચોપાઇમાં ભગવાને ગોશાળાને માયાને અર્થે બચાવ્યો હતો, એમ કહ્યું છે. કહો હવે આ ભીખમજીના ઉલ્લેખોથી કેવળી મહારાજ જુઠા ઠરે છે કે નહિવારૂ ? વળી શ્રાવકોને ભગવાને ત્રીજાતીર્થમાં ગણાવ્યા છે, અને શ્રાવક શ્રાવિકાઓના તેઓ ચતુર્વિધસંઘરૂપ તીર્થમાં હોવાથી, સુપાત્રમાં ગણ્યા છે. ચાર તીર્થો તો સુપાત્રનાજ હોઇ શકે; તે કુપાત્રના નજ હોઇ શકે. જ્યારે તમે તેરાપંથી સાધુઓએ તો શ્રાવકોને કુપાત્ર, નહાર, વછેર, જહરના કટોરા, વગેરેની ઉપમા આપીને તેમને તિરસ્કાર્યા છે. આવી કુરીતિએ વર્તનારાઓ (તમે) શ્વેતાંબર સનાતન ધર્મી સાધુનથીજ થઈ

શકતા! ઉપલા આચારવિચારોથી તમે જૈનત્વના નિંદકોની પંક્તિમાં ભળવા માંગતા હો, તો ભલે! પણ હું શું તમને નિંદકોની પંક્તિમાં ભેળવવાનો હતો? આખો જૈન સમાજ તમારા પંથના રીતરિવાજો અને સિદ્ધાંતો જોઇને તમને જૈનત્વના નિંદકોમાં ભેળવીજ ચુકયો છે; એટલે આ બાબતમાં અમેજ પહેલ કરી છે, એમ કહેવું વ્યર્થ છે!

પંથી–પ્રતિમા એકેન્દ્રિય છે, એ એકેદ્રિય પ્રતિમા-આગળ ઇન્દ્રિયોવાળો મનુષ્ય નાચે છે, એ શુ, જેવી તેવી કુરીતિ છે?

જૈની–પ્રતિમા એકેન્દ્રિય નથીજ! પ્રતિમા તો અરિહંત ભગવાનોની છે. અરિહંત ભગવાન અનેન્દ્રિય છે. આથી ભગવાનની પ્રતિમા પણ અનેન્દ્રિય ઠરે છે. પન્નવણાં સૂત્રમાં લખ્યું છે, કે તેરમા તથા ચૌદમાં ગુણસ્થાને પહોંચેલા કેવળી મહારાજ અનેન્દ્રિય છે. તેઓ પોતાનું કોઇપણ કાર્ય ઇન્દ્રિયો દ્વારા લેતા નથી; પરંતુ કેવળ જ્ઞાનથી પોતાના દરેક કાર્ય પુરા કરે છે.

સુર્યાભ દેવતા વગેરે એ ભગવાનની પ્રતિમા આગળ નાટક કરીને પોતાની ભક્તિ બતાવી છે. તમારા પૂજ્ય જીત મલે પણ, સુમતિ નાથનું સ્તવન રચ્યું છે, તેમાં તેઓ દેવતાઓનું ભગવાનની પ્રતિમા આગળનું નાટક કરવું, એને ધર્મ કહે છે. તેમણે કહ્યું છે, કે રાગદ્વેષ રહિત જે નાટક કરવામાં આવે, તે ધર્મ છે, એ કથનની અસલ ગાથા આ પ્રમાણે છે.

**नाटक करें तुज आगल साहिवजी इन्द्राणी सुर नार हो, निस्नेही राग द्वेप नहीं उपजै साहिवजी, अंतर तपत निवार हो, निस्नेही सूरत थारी मनवसी साहिवजी,**

રાયપ્રશ્રેણીસૂત્રમાં "भत्त पूव्वं" એવો પાઠ છે. અર્થાત સૂર્યાભ દેવતાએ કરેલા નાટકમાં ભગવાનની ભક્તિ થઇ છે, એમ માનવામાં આવ્યું છે. ભ્રમવિધ્વંશણમાં જીતમલે સૂર્યાભ-દેવના એ કાર્યને (નાટકને) પાપનું કાર્ય કહ્યું છે. જીતમલજીનું આ કથન અસત્ય છે; એ ઉપરના પુરાવાઓથી સ્પષ્ટ થાય છે.

પંથી–કનામક સંઘપટ્ટ ગ્રંથમાં ખરતર ગચ્છીય શ્રીજિન વલ્લભ સૂરિજી મહારાજે જૈન પ્રતિમાને માંસનો કટકો કહ્યો છે.

જૈની–હા, તે કથન પણ તદ્દન સાચું છે. પણ એ કથન ચૈત્યવાસીઓ દ્વારા થતી અશાતના યુક્ત જૈન પ્રતિમાઓને માટે કહેવામાં આવ્યું છે, શુદ્ધ જિન પ્રતિમાને માટે એ શબ્દો કહેવામાં આવ્યા નથી. સૂત્રોમાં તો લખ્યું છે, કે જૈન પ્રતિમાઓની ચોર્યાસિ પ્રકારે આશાતના થવા પામે છે, અને એ ચોર્યાસિ પ્રકારની આશાતના ટાળવી ઘટે છે. ચૈત્યવાસી સાધુઓ ચૈત્યમાં વસીને ભગવાનની જે પ્રતિમાને દોષ લગાડે છે અને જે જૈન પ્રતિમાને દોષયુક્ત બનાવી દે છે; એવી પ્રતિમાઓને માટે શ્રી જિન વલ્લભ સૂરીજી મહારાજે ઉપલું કથન સંઘ-પટ્ટકમાં કર્યું છે. ઠીક, વળી એ શ્રી સંઘપટ્ટકમાં જે જે વસ્તુઓ જૈન સાધુઓને કરવાની કહી છે, તે પ્રમાણે તમે કરતા નથી અને તેમાં ન કરવાનું કહ્યું છે, તે તમે કરો છો; એ સંબંધી વિસ્તાર પૂર્વક હકીકત અમે પહેલા ખંડમાં જણાવી આવ્યા છીએ. તમે એ અમારૂં લખાણ વાંચો અને તમારી મીચાએલી આંખો ખોલો, એ અમે ઇચ્છીએ છીએ.

પંથી–કોઇ વ્યક્તિ અન્ય માનવી પાસે કરજે નાણું લે છે, અને તેને બદલ તે ખાતું પાડી આપે છે. હવે કલ્પના કરો, કે

એ ગૃહસ્થ મરી જાય; આથી પેલો લેણદાર આસામી દેવાદારને ત્યાં જઇ એ દેવાના પૈસા માંગે. આ વખતે ઘરવાળા પેલી કરજદાર વ્યકિતની પ્રતિમા બનાવી મૂકે અને લેણદારને એ મૂર્તિ વતાવીને કહે, કે તમારા પૈસા એ પ્રતિમા પાસે વસુલ કરી લો. તો શું એ પ્રતિમા પેલા લેણદારના પૈસા ચુકવી શકશે ખરી ? નહિજ ! જ્યારે પેલાં દસ્તાવેજ યા ખાતું તો લેણદારના પૈસાને બરાબર વસુલ કરી આપી શકે છે. એજ ન્યાયે ભગવાનની પ્રતિમા મિથ્યા છે, જ્યારે ભગવાનના સૂત્રો આવશ્યક છે.

જૈની–તમારા કથનમાં ખાતું અથવા દસ્તાવેજ એ સ્થાપના છે, એજ પ્રમાણે ભગવાનની પ્રતિમા, એ પણ સ્થાપના છે. જેમ પેલું ખાતું યા દસ્તાવેજ દ્રવ્યને ચુકવી આપે છે, તેજ પ્રમાણે ભગવાનની મૂર્તિના દર્શન, પૂજન વંદનથી જન્મ મરણ રૂપી દેવું ફેડી શકાય છે, અને મોક્ષની પ્રાપ્તી થાય છે. તમે એમ કહેશો, કે કરજદારની મૂર્તિએ તો કરજ ચુકવ્યું નહિ; પણ તમારી એ માન્યતા પણ ખોટી છે. અમુક સંજોગોમાં અમુક રીતે મૂર્તિ પણ પૈસા ચુકવી આપે છે. જુઓ ભોજક, ચારણો, ભાટ વગેરે લોકોના લાગા, તેમના જે જજમાનો આપતા નથી; તેમની તેઓ પ્રતિમાઓ બનાવે છે, અને એ પ્રતિમાઓ લાઠી સાથે બાંધીને તેને સાથે લઇ સઘળે રખડે છે ! જ્યારે તેમને કોઇ પૂછે છે, કે એ કોની મૂર્તિ છે અને તમે તેને શા માટે બાંધી છે, ત્યારે તે જવાબ આપે છે, કે "આ અમૂક ગૃહસ્થની પ્રતિમા છે. એ ગૃહસ્થ મારો લાગો ચુકવ્યા વિના મરણ પામ્યો છે, જેથી એ મારા બંધનમાં પડયો છે ! મારૂં દેવું પતાવવાને માટે હું એને આમ બાંધીને

ફેરવું છું I " આવા કેટલાએ પ્રતિમા બનાવી તેમને બંધનમાં રાખી ફેરનારાઓને, કારગૃહનિવાસ પણ મળી ચુકયો છે. આખરે એ યજમાનનો વારસ એ ભાટચારણોનું દેવું ચુકવી આપી તેમને રાજી કરે છે, અને પેલી પ્રતિમાને લાઠી સાથેના બંધનમાંથી છોડાવે છે ! હવે કહો એ ભાટચારણોનુ દેવું, એ પ્રતિમાએ ચુકવી આપ્યું; કે તમે તેરાપંથીઓએ ચુકવી આપ્યું ? વળી કરજદારના દસ્તાવેજથી કરજ ચુકવાય છે, એ વાત તો તમે પણ માન્ય રાખો છો; તો તેનો અર્થ એ છે, કે સ્થાપનાથી કાર્ય થાય છે; એ વાત તમને મંજુર છે; અને મૂર્તિએ પણ સ્થાપનાજ હોવાથી, તે દ્વારા અર્થ સરે છે; એ વાત પણ તમારે ન્યાયે સિદ્ધિ થાય છે.

પંથી—મંદિરોમાં જનારા ગૃહસ્થો પાપ કરે છે, તેઓ નગારા આદિ બજાવે છે, એ વાજિંત્રોના શબ્દોથી જીવો મરે છે; અને તેનું પાપ તેમને લાગે છે.

જૈની—શબ્દ ત્રણ પ્રકારના છે. તેનો એક પ્રકાર જીવ શબ્દ બોલે છે, એ છે. ઘંટો વગાડવાથી અથવા સરણાઇ કે બ્યુગલ વગાડવાથી, જે અવાજ થાય છે, તે શબ્દનો બીજો એક પ્રકાર છે. શબ્દોના ઉચ્ચારથી પણ જીવ મરે છે, તો પછી તમારે તેરા-પંથીઓએ તો મોટેથી બોલવું પણ ન જોઈએ. તે છતાં તમે તેરાપંથીઓ મોટે અવાજે ગાઇ ગાઈને, વ્યાખ્યાન કરો છો, જેમ તમે એ વ્યાખ્યાન વાંચવામાં ધર્મ માનો છો, અને એ વ્યાખ્યાનને અર્થે જે શબ્દ બોલાય છે, તેમાં પાપ માનતા નથી, તે પ્રમાણે જૈન મંદિરમાં ધર્મને અર્થે શરણાઇ વગાડવી ઢોલ વગાડવા, વગેરે કાર્યોથી જે શબ્દો ઉત્પન્ન થાય છે; તેમાં પણ પાપ ગણાતું નથી, કારણ કે એ રીતે અવાજ

ઉત્પન્ન કરવામાં, જીન ભગવાનની ભકિત અને દર્શનનો ભાવ રહેલો છે. નગારા જેવી અજીવ વસ્તુથી જે અવાજ ઉત્પન્ન થાય છે, તેથી જીવની ઉત્પત્તિ કે જીવની હિંસા થતી નથી. જૈન શાસ્ત્રોમાં લખ્યું છે; કે ક્રોધ, માન, મોહ, પાપ, આદીને વશ થઇને, જે કોઇ જીવ હણે છે; તેને હિંસાનું પાપ લાગે છે. પરંતુ દયા ભાવથી અથવા દયા ભાવનાં કામો કરતા, કે ભગવાનની ભકિત કરતા, જે જીવ હણાય છે, તેનું પાપ લાગતું નથી; કારણ કે એ કાર્યોની અંદર હિંસાનો ભાવ રહ્યો નથી. ભગવાનના સમોસરણમાં દેવતાઓએ પણ, ભકિત ભાવથી વાદ્યો વગાડયા હતા, એવો જૈન શાસ્ત્રોમાં ઉલ્લેખ છે. જો આવા કાર્યોમાં હિંસા થતી હોત, તો ભગવાન તરત એવા કામોને બંધ કરાવી દેત. તેજ પ્રમાણે વાદ્યો વગાડવાની મના કરત. પરંતુ એવું કોઈ જૈન સૂત્રોમાં લખવામાં આવ્યું નથી. સૂત્રોમાં તો ઉલટું આવા પ્રસંગોએ દેવતાઓએ વાદ્યો વગાડયા હતા, એવુંજ જણાવેલું છે. સૂત્રોમાં વાદ્યો વગાડવાના કાર્યને ધર્મ તરીકે સ્વીકારવામાં આવ્યું છે; કે જેના સૂત્ર પાઠ અમે આગળ લખી ગયા છીએ. અઈમુત્તા મુનિરાજે પાણીની સપાટી ઉપર માટીની પાળ બાંધી હતી અને પોતાનું પાત્ર તેના ઉપર તરાવ્યું હતું, એ મુનીરાજનો ભાવ એ હતો. કે જેવી રીતે એ પાત્ર તરે છે, તેવી રીતે હું આ સંસાર સમુદ્રથી પાર તરી જઈશ. મુનીરાજના આવા ભાવને લીધે, તેમને તરતજ કેવળ જ્ઞાનની પ્રીપ્તિ થઇ હતી, અને તેઓ મોક્ષે પધાર્યા હતા. ભગવાને પણ મુનીરાજના આ કાર્યને, નિર્દોષ કહ્યું છે અને મુનીરાજને દોષ પાત્ર ઠરાવ્યા નથી.

પંથી–ભક્તિ બે પ્રકારની છે, સાવદ્ય અને નિર્વદ્ય.

જૈની–ભગવાનની ભક્તિ કરવી, એ નિર્વદ્ય છે; પણ તમારા જેવા પાખંડીઓની ભક્તિ કરવી, એ સાવદ્ય છે. ભ્રમવિદ્ધંશણમાં જીતમલ ભગવાનની ભક્તિ અને તમારા જેવા તેરાપંથી સાધુઓની ભક્તિ, એ બંને સમાન બતાવે છે; એ તેમનો ભયંકર દોષ છે,

પંથી–કોઈ સ્ત્રી પોતાના ભક્તિભાવથી મુનીરાજનો સ્પર્શ કરે અને મુનિરાજને ફુલ ચઢાવે, એમાં પાપ છે; તો પછી કોઇ સ્ત્રી ભક્તિ ભાવથી ભગવાનની પ્રતિમાનો સ્પર્શ કરે, અને પ્રતિમાને ફૂલ ચઢાવે, તેમાં ધર્મ કેવી રીતે હોઇ શકે?

જૈની–મુનિરાજ સાથેનો વ્યવહાર અને જીન પ્રતિમા સાથેનો વ્યવહાર, એ બંને જુદી વસ્તુ છે. સ્ત્રીઓ પ્રતિમાને ફુલ ચઢાવે અને નમોત્થુણં કહીને મોક્ષ માગે, એ ધર્મ છે. દ્રૌપદીએ સૂર્યાભદેવની જેમ જીનપ્રતિમાની પૂજા કરી હતી, જેનો ઉલ્લેખ સૂત્ર ગ્રંથોમાં મોજુદ છે. સૂર્યાભદેવે જીન પ્રતિમા પૂજી હતી, જેનું ફળ મોક્ષ હતું, એમ સૂત્રોમાં લખ્યું છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે જીનપ્રતિમાની પૂજા ધર્મ છે. તમે તેરાપંથીઓ નવા શ્રાવકને દીક્ષા આપો છો, ત્યારે ચાદર ઉપર કેસરનો સાથીઓ કરો છો. જ્યારે એ ચાદર કાળી થઈ જાય છે, ત્યારે તમે એ ચાંદરને ધોતા નહિ હશો, કારણ કે કાળી ચાદર રાખવી, એ તમને તો કલ્પે છે. ભગવતી સૂત્રમાં એવું કથન છે, કે તુંગિયા નગરીમા જે શ્રાવકો હતા, તેમને ભગવાને ફરમાવ્યું હતું, તે પ્રમાણે એ શ્રાવકો, સ્નાન કરી જીન પ્રતિમાની પૂજા કરવા જતા હતા. તેઓ મસ્તક

ઉપર તિલક કરતા હ. એ તિલક પોતાનું મંગલ થવા માટે અને પાપ દૂર કરવા ટે, કરવામાં આવ્યું હતું; એવું સૂત્ર ગ્રથોમાં લખ્યું છે. નો સૂત્ર પાઠ નીચે પ્રમાણે છે. न्हाए कयव लिकम्मा कफ़ो उमंगळ प्रायश्चिता, इत्यादि सूत्रम्, पून : વળી તમારા જીતલજી, પ્રશ્નોતર નામના ગ્રંથમાં લખે છે, કે શ્રાવકોએ પોતાનુમંગળ કરવા માટે, માથા ઉપર તિલક કર્યા હતા; એ તિક કરવાનું કાર્ય સંસાર ખાતામાં છે. એ કાર્ય ગમે તે ખાત્માં હોય, પણ તમારા જીતમલજીના લખાણુથી, તિલક કરવાનો રેવાજ પ્રાચીન હતો, એ સિદ્ધ થાય છે, શ્રાવકો તિલક કીને ભગવાનના સમોવસરણમાં જતા હતા. જો એ કાર્ય સસાર ખાતામાં હોત, તો એ શ્રાવકોને ભગવાને, તિલક કવાની મના કરી હોત, કે જેમ તમે કોઈ શ્રાવકને કપાળે લિક કરેલું જુઓ છો, અને તેથી ભડકી જઇને તેને તિલક કરવાની ના પાડો છો ! તમારા આ કાર્યો ઉપર ટીકા કરતા એક ાવ્યમાં પણ લખાયું છે કે :

॥ दोहा ॥

मेस भडके ढालसे, ढप देखि तिरिया ।
चिरमी देख रंगो चिडे तिलक देख पंथिया ॥ १ ॥

જૈનો પોતાના માથા ઉપર જે તિલક કરે છે, એ તિલક જૈન હોવાનું સૂચક ચિન્હ છે. એ તિલકથી પરસ્પર જૈનો ઓળખાઇ આવે છે, અને પોતે એક ધર્મી છે, એમ જાણીને આનંદ પામે છે. વળી જૈન તિલક, એ ચૌદરાજ લોકોનો નકશો છે. ચૌદ રાજલોકોનું સ્વરૂપ એજ પ્રકારનું છે. એ નીચેથી પહોળું છે અને ઉપરથી સાંકડું છે. સૂત્ર કે જીન પ્રતિમાની પૂજા, અને તિલક; આત્માનું મંગલ કરવા અને

પાપનો નાશ કરવા માટે છે. હવે તમારે એથી ઉલટી વાત કરવી હોય, તો ભલે કરો. જે ખરો જૈન છે, તે તો ભગવાનના વચનને કદી પણ ઉથાપવાનો નથી. એ તો નિત્યે જૈનપ્રતિમા પૂજતોજ રહેશે, અને તિલક પણ કરતો રહેશે. જેઓ તમારા જેવા નિંદકોની કપટજાળમાં ફસાઇ ગયા છે, તે બિચારા તો જૈનપ્રતિમા ક્યાંથી પૂજવાના હતા, કે તિલક ક્યાંથી કરવાના હતા ? વળી સાંભળો જે ગૃહસ્થો મુહપત્તિ રૂપી તોબરા બાંધીને તમારી પાસે સામાયિક કરવા બેસે છે, તેને જોઇને તમે ઝટ જાણી જાયે છો, કે એ તમારા સંપ્રદાયના ગૃહસ્થો છે, એજ પ્રમાણે તિલકથી જૈન ધર્મી તરત ઓળખાઇ આવે છે. તિલકથી ઝટ માલમ પડી આવે છે, કે એ તિલક કરનારો મૂર્તિપૂજક જૈન છે. મૂર્તિપૂજા કરવાની ભગવાનની આજ્ઞા છે, અને તે આજ્ઞા રાયપશ્રેણી વગેરે સૂત્રોમાં સ્પષ્ટ જણાવેલી છે. મુખ બાંધી રાખવાની આજ્ઞા કોઇપણ સૂત્રમાં નથી, તે છતાં તમે તમારા અંધ શ્રદ્ધાળુ શ્રાવકો પાસે સામાયિક વખતે મુહપત્તિ બંધાવો છો. મુખ બાંધવાની આજ્ઞા સૂત્ર ગ્રંથોમાં તો સાધુઓને પણ આપી નથી, તો પછી એવી આજ્ઞા ગ્રહસ્થોને માટે તો ક્યાંથીજ હોઇ શકે ? વળી તમે જે બત્રીસ સૂત્રોને માનો છો, તે સૂત્રોમાં શ્રાવકોને માટે મુહપત્તિ પુંજણી આસન વગેરે રાખવાનો કોઇપણ જગાએ ઉલ્લેખ નથી તમારા જીતમલજી ભ્રમવિદ્ધંસણ નામના ગ્રંથમાં પૃષ્ટ ૪૩ તથા ૪૪ માં લખે છે કે શ્રાવકો સામાયિકમાં પુંજણી આસન આદી રાખે છે, એ બધુ પાપ રૂપ છે. આ લખાણુથી તો એમ સાબીત થાય છે, કે તમારા શ્રાવકો મુખ બાંધે છે, અને સામાયિક આદિ

કરે છે. એ બધુ વ્યર્થ છે અને તમારી શ્રદ્ધા પણ પાપની છે, એમ સાબીત થાય છે. આ ઉપરથી એમ લાગે છે, કે તમારા સંપ્રદાયમાં દાખલ થઇ, તમારા શ્રાવકોએ, સામાયિક વગેરે કરવામાં જે કાળ ગુમાવ્યો છે, તે બધો વ્યર્થ ગયો છે. આમ તે બિચારાઓનો ધંધો પણ ગયો, ધર્મ પણ ગયો, અને ઉલટું પાપ વધ્યું !! તમારો આ ન્યાય ખરેખરો છે !

પંથી—પ્રતિમા પૂજવાથી જો ધર્મ હોત, તો પછી ભગવાને પ્રતિમાનીજ પૂજા કરી હોત; પણ તેમ ન કરતાં, ભગવાન શા માટે સાધુ થયા હશે ?

જૈન—ભગવાને તેમ પણ કર્યું છે. જ્ઞાતાજી સૂત્રમાં લખ્યું છે, કે મલ્લીનાથજી તીર્થંકરે દીક્ષા લીધી; તે વખતે તેમણે જિનપ્રતિમાની પૂજા કરી હતી. તેઓ જ્યારે ગૃહસ્થપણામાં હતા, ત્યારે તેમનામાં ત્રણ જ્ઞાન મોજુદ હતાં. તે વખતે પણ તેમણે જિન પ્રતિમાનું પૂજન કર્યું હતું. હવે તમે એમ કહેશો, કે પ્રતિમા પૂજા સિવાય તીર્થંકરોએ બીજી કઠીન તપસ્યાઓ આદિ શા માટે કર્યું હતું, તો એનો જવાબ એ છે, કે તીર્થંકરો જે ઉચીત કાર્યો છે; તે કરે છે, અને તેઓ જે અનુચિત કાર્યો છે, કદી કરતા નથી.

પંથી—મન તથા ઇન્દ્રિયોને લલચાવનારી; જેટલી ચીજો ગૃહસ્થોના ઘરમાં નથી મળતી. તેથી વધારે એવી ચીજો મંદિરોમાં હોય છે. અર્થાત ફુલ, ઝાડ, ફાવસ, ગ્લાસ, અત્તરો; લવિંગ, સાકર, બદામ વગેરે બધું મંદિરોમાં જોવામાં આવે છે, જે મનને લોભાવનારૂં છે.

જૈન—અરે મૂર્ખાઓ ! મૂર્તિથી સંતોષ ઉપજે છે, એજ વાત આ રીતે તો તમે પણ કબુલ કરી લો છો ! જુઓ: જેમ

તમે કહેલી જડ વસ્તુઓ જોઈ ને મન લલચાય છે, તમે પરમાત્માની મૂર્તિ જોઈને મનને સંતોષ થાય છે, એ વાત તમે શા માટે નથી માની લેતા? તમારે આંખો વડે બંને બાજુએ નિષ્પક્ષપાતી બનીને જોવું જોઇએ, તે પ્રમાણે તમે કરતા નથી. તમારા સ્થાનકો ઉપર કામ વિષયની વૃદ્ધિ કરનારી સ્ત્રીઓની સેના, ગુંજારવ કરી રહેલી હોય છે, એજ સ્થળે તમે પણ રહો છો, તથા તમારા તેરાપંથી ગૃહસ્થો પણ ત્યાંજ તમારી પાસે આવીને બેસે છે, અને તમારી પાસે બેસી, તેઓ વ્યાખ્યાનો સાંભળે છે; તથા સામાયિક કરે છે. તમે અને તમારા ગૃહસ્થ ભકતો, આ બધી ક્રિયાઓ સ્ત્રીઓની સાથે કરો છો, તો તો એ વખતે, એ સ્ત્રીઓને જોઇને તમારૂં મન અને ઈન્દ્રિયો પણ વિષય લાલસા તરફ ખેંચાતા હશે!! તમારા સામાયિક વગેરેમાં જે ગંભીર પોલ ચાલે છે, તે તો હવે પછી છઠ્ઠા ખંડમાં રજુ કરવામાં આવનાર છે. એ વાત તો પ્રત્યક્ષ પ્રમાણ રૂપે છે, કે સ્ત્રીઓને જોઇને પુરૂષોના મનમાં વિકલ્પ ઉભો થાય છે. છતાં મંદિરોમા લવંગ બદામ વગેરે હોય છે, તે મનને લોભાવનારી છે, એમ સમજીને; તમે મંદિરનો ત્યાગ કરો છો, તથા પરમાત્માના દર્શનથી વંચિત રહો છો; અને સ્ત્રીઓના દર્શન થાય છે, તેમાં પાપ માનતા નથી, એ તમારૂં પાગલપણું છે કે બીજું કાંઈ? તમારોજ ન્યાય માન્ય રાખીએ, તો તીર્થંકર ભગવાનોના સમોસરણમાં પણ જવું કલ્પતું નથી; કારણ કે ત્યાં જવામાં અને પ્રભુ પરમાત્માનું દર્શન કરવામાં પણ તમારી દ્દષ્ટિએ પાપનીજ પ્રાપ્તિ થશે; કારણ કે એ સ્થાને પણ બદામ, અત્તર આદિ મનને લલચાવનારી અને ઇન્દ્રિયોને